*It is a function of all art to give us some perception of an order in life, by imposing an order upon it* —EL

# Go Placidly
# Amid The Noise And Haste

& remember what peace there may be in silence.
As far as possible without surrender be on good terms with all persons.
Speak your truth quietly & clearly: & listen to others,
even the dull & ignorant; they too have their story.
Avoid loud & aggressive persons, they are vexations to the spirit.
If you compare yourself with others, you may become vain & bitter;
for always there will be greater & lesser persons than yourself.
Enjoy your achievements as well as your plans.
Keep interested in your own career, however humble;
it is a real possession in the changing fortunes of time.
Exercise caution in your business affairs;
for the world is full of trickery.
But let this not blind you to what virtue there is;
many persons strive for high ideals;
& everywhere life is full of heroism.
Be yourself. Especially, do not feign affection.
Neither be cynical about love; for in the face of all aridity
& disenchantment, it is perennial as the grass.
Take kindly the council of the years,
gracefully surrendering the things of youth.
Nurture strength of spirit to shield you in sudden misfortune
But do not distress yourself with imaginings.
Many fears are born of fatigue & loneliness.
Beyond a wholesome discipline, be gentle with yourself.
You are a child of the universe; no less than the trees
& the stars; you have a right to be here.
& whether or not it is clear to you,
no doubt the universe is unfolding as it should.
Therefore be at peace with God, whatever you conceive Him to be,
& whatever your labours & aspirations, in the noisy confusion of life
keep peace with your soul.
With all its sham, drudgery & broken dreams,
it is still a beautiful world.
Be careful.
Strive to be happy.

*Found in Old Saint Paul's Church, Baltimore, Dated 1692.*

## ગઝલ □ હરીન્દ્ર દવે

ચાલ, વરસાદની મોસમ છે, વરસતાં જઈએ,
ઝાંઝવા હો કે હો દરિયાવ, તરસતાં જઈએ.

મોતના દેશથી કહે છે કે બધાં ભડકે છે,
કૈં નથી કામ, છતાં ચાલ, અમસ્તાં જઈએ.

આપણે ક્યાં છે મમત એક જગાએ રહીએ,
માર્ગ માગે છે ઘણાં, ચાલને, ખસતાં જઈએ.

સાવ નિર્જન છે આ વેરાન, બીજું શું કરીએ,
બાંધીએ એક નગર, ને જરા વસતાં જઈએ.

તાલ દેનારને પળ એક મૂંઝવવાની મઝા,
રાગ છેડ્યો છે રુદનનો, છતાં હસતાં જઈએ.
□






કવિતા

## નદી કહે ☐ રાજેન્દ્ર શાહ

કેવલ નિનાદ નહિ કલકલ...
વેળુતીરે વહી આવી
લહરનાં મૃદુતમ ટેરવાંને સ્પર્શ
શબ્દથી અતીત એવાં ઈંગિતનાં ઉચ્ચારણે
નદી મને ઘણું ઘણું કહે...
વાણી નહિ
મર્મ એનો જાણે રોમેરોમ ને હૃદય.

તીર તિરોહિત, ને
હૃદય – નદીમય ઋજુ વિમલ ઈક્ષણ.
જનપદ, વિજન વન, વિહંગ,
નીલિમ ગગન,
દિનમણિ દ્યુતિ
સાન્ધ્ય નીહાર,
નિહારિકાને લાવણ્ય શ્યામલ રાત્રિનો અભિસાર,
પ્રવાહ ભીતર.
કોટિમુખના ઉચ્ચારનો એકાકી
નિસ્પંદતો અરવ અવાજ.

જલ આવે જાય.
આ શાશ્વત રહે નદી.
વ્યતીત ને અનાગત એક ઈહ પ્રવર્તતી ક્ષણ.

સ્પંદન ગભીર નદી બોલે,
નદીમય બોલે આ હૃદય:
લહરણે રોમેરોમ સ્ફૂરે આ જ દર્શન.

## ડૂબકી ☐ જયન્ત પાઠક

– પછી મેં ડૂબકી મારી
ને
પાતાળ દેશની નાગકન્યા
મને વીંટળાઈ વળી;
સળવળ સળવળ ભીનો ભીનો પાશ
દબાવા લાગી મારી પાંસળી પાંસળી;
વેદનાના સુખમાં મારુ મન
સુંવાળા દેહની શૈયામાં
આળોટવા લાગ્યું.
અંગઅંગમાંથી વછૂટતી વિચિત્ર સુવાસની
છાલકોમાં મારી વાસનાઓ છંટાવા લાગી.
ઊંડે ઊંડે ઊંડે
પાતાળઊંડા કોઈ પેટમાં
હું સરવા લાગ્યો:
વલોવાતા વમળોના કેન્દ્રમાં
નહીં ઊગેલા સૂરજની ખરતી રજને
લાંબી લાંબી લપલપતી જીભો ચાટવા લાગી.
જલના ઉદરમાંથી બહાર:
મારો સુદામાનો કૃષ્ણાવતાર!

## સમય અને હું ☐ વિજય કુમાર દાસ ☐ અનુ.: વર્ષા દાસ

હું સમયના કોઈ
અસંભવ ખ્યાલની પ્રયોગશાળા
કાચનળીમાં નૂતન સ્વપ્ન સર્જી
ઉદ્‌ભાવનાનો સંકેત કરું ત્યાં
સમય ઘણો આગળ નીકળી જાય
અને એ વખતે
હું અનુભવું કે
હું પણ એ જ નિરીક્ષણનળીમાં બંદી.

હું કોઈ રાજકુમારીનું સ્વપ્ન
જેનો પૃથ્વી પર કદી સૂત્રપાત નહીં થાય
એ રાણી બની ગયા પછી પણ
એના જ સ્વપ્નમાં એને લૂંટવા
મેં ચિત્રકાર, યોગી કે જાદુગર બનીને
એને સંમોહિત કરી
દીવાલ ને ગઢની ખાઈ ઓળંગી
એકાંતમાં વસંતના ચંદ્રચંપા
અનેક લૂંટી લીધાં
વસંત અતીત થયો
એ પછી સમય
એક સહરા
હું એનો નિસ્સહાય પથિક
સમય કુરુક્ષેત્રનો અક્ષૌહિણ સેનાની
અને હું જાણે ઉત્સર્ગીકૃત સૈનિક
જેનું નામ મૃત કે જીવિત
એકે નામાવલિમાં નથી.
નામાવલિયુક્ત થવાના મોહમાં
'કલિંગ'થી 'વિયેટનામ'
અનેક મર્યા છે
રક્તપાતમાં અનેકને
અમર કર્યા છે
મારું નામ તે છતાં સત્તાહીન

સમય આકાશ
બીજા એક પ્રયત્નમાં
મારી પાંખો અવશ ને ક્લાંત થવાથી
મેં એની લંબાઈ-પહોળાઈ જેટલી માપી
બધી જ અપૂર્ણ
એકવાર મેં હકાન્ જોયું
મારી પાંખો પડી જઈને ટુકડેટુકડા થઈ
સમયના કિનારાવિહીન મોજામાં
હુ તણાઈ ગયો
કેટલો દૂર, કેટલો નજીક !

☐

## ગઝલ ☐ નયન હ. દેસાઈ

રેતમાં ખૂંપી ગયાનું યાદ છે
એક દરિયો પી ગયાનું યાદ છે.
ફૂલની ફોરમ વિષે અજાણ છું
યાદ કો' મહેકી ગયાનું યાદ છે.
નફરતોનાં સર્પ સૌ માસુમ હતા
લાગણી ડંખી ગયાનું યાદ છે.
સ્પર્શને વાચા કદી ફૂટી હશે
ટેરવાં કંપી ગયાનું યાદ છે.
સ્મિત કરવું બિંબ સચવાયું નહીં
આઈનો બટકી ગયાનું યાદ છે.

□ પ્રકાશ દવે

મારા અવાજના પ્રતિબિંબને;
વાદળની ઘનિષ્ઠતા સાથે કોઈ જ સંબંધ નથી
હું કેટલીયે વાર કહી ચૂક્યો છું!

મારા અવાજનાં પ્રતિબિંબને
ચાંદ – ભરતી - ને ઓટ સમો કોઈ જ સંબંધ નથી,
હું કેટલીયે વાર કહી ચૂક્યો છું!

મારા અવાજનાં પ્રતિબિંબને
ટ્રેનની ગતિ કે પંખીની પાંખનાં ફફડાટ સાથે કોઈ જ સંબંધ નથી
હું કેટલીયે વાર કહી ચૂક્યો છું!

મારા અવાજનાં પ્રતિબિંબને
આ કાગળ - કવિતા - આંખ કે આડ સાથે
કોઈ જ સંબંધ નથી;
હું કેટલીયે વાર કહી ચૂક્યો છું.

હવે મને થાક લાગે છે;
હું છેલ્લી જ વાર કહીશ
કે
મારા અવાજના પ્રતિબિંબને
મારી સાથે કોઈ જ સંબંધ નથી.
□

પાયા □ લીઓપોલ્ડ સ્ટાફ □ જયા મહેતા
[પોલિશ કવિતા]
મેં રેતી પર ચણતર કર્યું
અને તે કડડભૂસ થઈ ગયું,
મેં ખડક પર ચણતર કર્યું
અને તે પણ કડડભૂસ થઈ ગયું.
હવે હું ચણતર કરીશ ત્યારે
ચીમનીના ધુમાડાથી આરંભ કરીશ.

## ૩. કૃતિના ઘટકતત્ત્વોનું વિશ્લેષણ ☐ હરિવલ્લભ ભાયાણી

જો સાહિત્યકૃતિના આપણા પરના પ્રભાવવિશેષનો – તેના આસ્વાદનો આધાર તે કૃતિમાં ભાષાનો જે રીતે વિનિયોગ થયેલો છે તેના ઉપર રહેલો હોય તો દેખીતું છે કે તે પ્રભાવને સમજવા માટે તે કૃતિની ભાષાના ઘટકતત્ત્વોની તપાસ કરવી જોઈએ. કૃતિના વર્ણ, શબ્દ, શબ્દગુચ્છ, વાક્ય, લય, અર્થરચના વગેરેને તપાસીએ તો જ સમગ્ર કૃતિમાંથી પ્રાપ્ત થતો આસ્વાદ કે સૌંદર્યબોધની વસ્તુનિષ્ઠતા સ્થાપી શકીએ.

કાવ્યભાષામાં શબ્દના વર્ણનું વિશિષ્ટ કાર્ય હોય છે તે પશ્ચિમના તથા વિશેષ તો ભારતીય કાવ્યવિચારમાં સ્વીકારાયું છે. વર્ણાલંકાર તરીકે પ્રાસ, અનુપ્રાસ, યમક વગેરેનો ઝીણવટથી અભ્યાસ થયો છે. સામાન્ય વ્યવહારની ભાષામાં પણ અસર પાડવા માટે વર્ણતત્ત્વનો સારો એવો ઉપયોગ થતો હોય છે. પણ કાવ્યભાષા શબ્દોમાં આ દૃષ્ટિએ રહેલી શક્યતાનો પૂરો લાભ ઉઠાવે છે અને કાવ્યાર્થની પુષ્ટિ કે સ્થાપના માટે વર્ણની શક્તિને યથાયોગ્ય ઉપયોગમાં લે છે. બોલચાલની ગુજરાતીમાં વપરાતા સેંકડો રવાનુકારી અને દ્વિરુક્ત શબ્દોમાં ધ્વનિપ્રતીકતાનું તત્ત્વ ભરપૂર જોઈ શકાય છે. રૂઢ શબ્દગુચ્છો અને રૂઢોક્તિઓમાં પણ પ્રાસ-અનુપ્રાસની ખોટ નથી. કહેવતોમાં આ તત્ત્વ વધુ ઉત્કટ-રૂપે જોવા મળે છે. પ્રચારની અને આખબારની ભાષા પણ તેનો છૂટે હાથે ઉપયોગ કરે છે.

જે કૃતિમાં વર્ણના સ્તરનો વ્યાપકપણે લાભ ઉઠાવાયો હોય તે કૃતિની વર્ણરચનાનું વ્યવસ્થિત વિશ્લેષણ કરી, પ્રાસ-અનુપ્રાસની વિવિધ ભાતો તારવી કાવ્યાર્થની સિદ્ધિમાં તે કઈ રીતે પ્રવર્તે છે તે તપાસવું જોઈએ. આ માટે કાલિદાસ ને જયદેવ જેવા સંસ્કૃત કવિઓની, પ્રવરસેન ને હાલ જેવા પ્રાકૃત કવિઓની, સ્વયંભૂ ને પુષ્પ-દંત જેવા અપભ્રંશ કવિઓની, પ્રેમાનંદ, કાન્ત, અને નાનાલાલ જેવા ગુજરાતી કવિ-ઓની કૃતિઓનું વિશ્લેષણ હાથ ધરી શકાય.

શબ્દોને વળગેલી સામાજિક અર્થછાયાઓ અનુસાર તેમના વિવિધ પ્રકાર પાડી શકાય. માન્ય ભાષાના અને બોલીના સામાન્ય અને સાહિત્યિક, ગ્રામ્ય અને સંસ્કારી, ચલણી અને કાળગ્રસ્ત, શિષ્ટ અને અશ્લીલ કે નિષિદ્ધ, સાધારણ અને આદરવાચક કે અનાદરવાચક વગેરે. ગુજરાતી, હિન્દી વગેરે જેવી ભાષાઓમાં તો સાહિત્યભાષાનો સમાંતર શબ્દભંડોળ હોય છે. 'મોં' કે 'મોઢું' ને 'મુખ' કે 'વદન', 'હાથ' ને 'હસ્ત,' 'આકાશ' ને 'ગગન' કે 'વ્યોમ', 'ફૂલ' ને 'કુસુમ' કે 'પુષ્પ,' 'મીઠું' ને 'મધુર', 'ઢીલું' ને 'શિથિલ', 'કહેવું' ને 'કથવું', 'બોલવું' ને 'વદવું', 'જવું' ને 'ગમન કરવું', મારવું' ને 'વધ કરવો', 'નજર' ને 'દૃષ્ટિ', વગેરે હજારો અમુક કૃતિમાં વિવિધ કક્ષાના શબ્દોનો કઈ રીતે વિનિયોગ થયો

છે તેમની સંગતિ  વિરોધ વગેરેની તપાસકૃતિના કાવ્યતત્ત્વનો ખુલાસો આપવા માટે કામમાં લઈ શકાય.

કાવ્યભાષાને વિવિધ ઘાટ આપવાનું છંદોનું કાર્ય અત્યંત જાણીતુ છે. પણ છંદના બંધારણની—તેના ટુકડાઓ, આરોહઅવરોહો, આદ્યઅંત અને મધ્ય યતિનાં સ્થાનોની સામે વાક્યરચનાનો મેળ કે વિરોધ તપાસી તેને પરિણામે અર્થ કે ભાવની કેવી રીતે પુષ્ટિ થાય છે તેની-ભાગ્યે જ તપાસ થઈ છે. વળી તે તે છંદની તે પસંદગીથી શબ્દપસંદગી અને શબ્દગોઠવણી ઉપર કેવાં નિયંત્રણો આવે છે અને કાવ્યાર્થની નિષ્પત્તિ માટે તે કેવા પોષક કે વિઘાતક બને છે તેની કોઈ પણ વ્યવસ્થિત તપાસ નથી થઈ. શબ્દગુચ્છો અને વાક્યરચના અંગે આગળની પરંપરાઓમાં વિશેષ વિચાર થયો છે. વ્યુત્ક્રમ, વિરોધ, સમાન્તરતા, સમતુલા વગેરે સ્વરૂપગત લાક્ષણિકતાઓ, આકાંક્ષા અને યોગ્યતાને લગતી ('કોલોકેશન'ને લગતી) વિશિષ્ટતાઓ તથા વિશિષ્ટ પ્રકારના અર્થસંબંધો—એટલે કે અર્થાલંકારોનું નિરૂપણ કાવ્યમીમાંસામાં પરાપૂર્વથી થતું રહ્યું છે. સંસ્કૃત કાવ્યમીમાંસાએ આ વિષયમાં અત્યંત સૂક્ષ્મતા સાધેલી છે અને તે વિચારણા અને તપાસપદ્ધતિ અત્યારના કાવ્યવિચાર માટે પણ ઘણાં જ પ્રસ્તુત છે. અર્વાચીન વિચારણામાં પ્રતીક, બિંબ, 'મિથ' 'એલેગરી' વગેરે વિભાગો પણ આ જ દિશાને લગતા છે.

સામાન્ય વ્યવહારની ભાષાનો આ વિષયમાં પણ કાવ્યભાષાથી વિચ્છેદ માની શકાય તેમ નથી. જે સામાન્ય ભાષામાં છટકતૂટક કે કાંઠેનું છે તે કાવ્યભાષામાં સંઘટિત અને વિધાયક તત્ત્વ તરીકે પ્રવર્તે છે. પ્રમાણનો મોટો ફેર છે, પ્રકારનો ખાસ ફેર નથી. તફાવતનું મૂળ સામગ્રીના સ્વરૂપ કરતાં સામગ્રીના વિનિયોગમાં રહેલું છે. કાવ્યભાષાનો વિરોધ સામાન્ય વ્યવહારની ભાષા સાથે નહીં, પણ શાસ્ત્રીય ભાષા સાથે છે. શાસ્ત્રીય ભાષા એ સામાન્ય ભાષાનું વિશિષ્ટ હેતુથી અલગ તારવી કાઢેલું ('એબ્સ્ટ્રેક્ટેડ'), ભાવદૃષ્ટિએ તદ્દન ઉદાસીન બનાવેલું અને અર્થદૃષ્ટિએ તદ્દન નિયત કરેલું કૃત્રિમ સ્વરૂપ છે. તેના વિરોધમાં સામાન્ય વ્યવહારની તેમ જ સાહિત્યની ભાષા ભાવાશ્લિષ્ટ, નાનાર્થ અને સહચર્યોના વળગણવાળી અને 'સૌંદર્યપરક' છે. શબ્દગુચ્છો અને વાક્યરચનાની જે વિશિષ્ટ પ્રયુક્તિઓને કાવ્યભાષા વાપરે છે તેના બધા પ્રકારનાં ઉદાહરણો સામાન્ય ભાષામાંથી પણ આપી શકાય છે.

લય છાંદસ રચનાઓ પૂરતો મર્યાદિત હોવાનો ખ્યાલ ખોટો છે. અછાંદસ અને ગદ્ય રચનાઓમાં પણ લયનું તત્ત્વ પ્રવર્તે છે. પણ શબ્દ, અર્થ, વાક્ય, ભાવ વગેરે ઘટકોના આવર્તનોની ભાતોને આધારે જ લયનો નિર્ણય કરવો જોઈએ, અંગત છાપને આધારે નહીં.

## નિષ્ફળ ☐ શ્રીકાન્ત વર્મા ☐ અનુ.: જયા ગોકળગાંધી

[હિન્દી કવિતા]

કોઈ પણ પ્રકાશના નાનકડા ખાબોચિયામાં
જઈને મ્હોં ધોવાની
ખોજ–

રોજ રોજ!
કોઈ પણ સડક પર જઈ ભીડ અથવા પાનખરમાં
પોતે કંઈક થવાની
ખોજ–
રોજ રોજ!
પોતાના જમાનાની એક અપ્રિય દુનિયામાં
પોતાના પ્રિય ખૂણાની
ખોજ–
રોજ–રોજ!

## ફીણની પાંખે ☐ ભગવતીકુમાર શર્મા

સૂર્યની લાલાશ વરણાગી નથી;
આંખ કોઈની રાતભર જાગી નથી.

રાધિકાને શાપ છે બહેરાશનો;
વાંસળી વૃંદાવને વાગી નથી.

ઝાંઝવાં અસહાય થઈ ડૂસકી ઊઠયાં;
ને મને આજે તરસ લાગી નથી.

હું ફરું છું ફૂલના આભાસમાં;
કાર કૅકટ્સની હજી વાગી નથી.

ફીણની પાંખે ઊડી ચાલ્યાં વચન;
મેં હથેલી આપની માગી નથી.

તોય હું લાગું છું મારાથી અલગ;
મેં હજી તો કાંચળી ત્યાગી નથી.

ડેલીઓથી દૂર ચાલ્યા ડાબલા;
પાળિયાઓએ દુવા માગી નથી.

## થાપણ ☐ ઉશનસ્

અમે તો વણઝારા રખડુ પવનો માત્ર, ઊડતા
ક્ષણ ત્યાં તો પાછા ક્ષણ પછી બીજે ક્યાંક ભમતા
અતિથિના જેવા ઉભડક, તમારા ફૂલદલે
ઘડી આવી, પાંખે ફફડતી થયા સ્થિર વિપલે
ન બેઠાં, બેઠા ને ઊડી ય નીકળ્યા સ્પર્શ મૂકી–લ્યો
પતંગાશા, ચોટયો વિકીરત બધે સ્પર્શ લીલુડો;

અમારો આમે યે પગ વળી ઠર્યો કેદી ઘરમાં
ઠરે કે આ વેળા અહીં આમ ગમ્યા ફૂલદલમાં?
ગૃહસ્થી થાવાનું ઘણું મન છતાં પાય ભમરે
અમારી પ્રીતિ તો ઈક પદ પથે, એક ઉમરે;

પ્રિયે, મારા વ્હાલા લઘુક ઘરની છાંય, જઉં હું;
તને દૈ જાઉં છું સ્પરશ મુજ, વિદાય લઉં છું,
હું પાછો આવીને પૂછીશ પ્રિય, આ થાપણ વિશે,
મને તું સોંપે તે ક્ષણ કંઈક કોળ્યો પણ હશે.

## કાંઇ નહીં ☐ જગદીશ જોષી

સાંજ સાંજને ભરી ભરીને સૂરજ આવ્યો
તારે મન તે કાંઈ નહીં પણ આટાલૂણ
પંખીઓને ટહુકે ટહુકે વગડો લાવ્યો
તારે મન તે કાંઈ નહીં પણ આટાલૂણ.

ભડકે બળતું શ્રાવણ કેરું આરંભેલું, ગોરંભેલું આભ
તારે મન તે કાંઈ નહીં પણ આટાલૂણ.
મેઘ સમો આ મેઘ સરવડે સરી પડે તો કોને કેવો લાભ !
તારે મન તે કાંઈ નહીં પણ આટાલૂણ.

આ ખૂલેલા હોઠ ને તારાં અધબીડેલાં દ્વાર
તારે મન તે કાંઈ નહીં પણ આટાલૂણ.
આંખ વિનાનું સાવ અમસ્તું ફૂટશે કો'ક સવાર
તારે મન તે કાંઈ નહીં........... ?

## તમે જાણો છો ? ☐ વિપિન પરીખ

આ ઊંચા ઊંચા મકાનો સિમેન્ટ કોન્ક્રીટની ઇમારતો છે
કે આકાશને અડવા મથતાં લીલાં લીલાં વૃક્ષો છે ?
આ કાનને ચીરી નાખે છે તે ટ્રેન કે ટ્રકનો ઘોંઘાટ છે
કે વસંત આવતા ખુશખુશાલ થઈ ગયેલા કોયલના ટહૌકા?
આ રાતના સૂમસામ સમયમાં પોલીસના કપડાં પહેરી પહેરો ભરે છે
તે લેમ્પ–પોસ્ટ છે
કે ટમટમતા તારા?
આ તગતગતો વહી જાય છે તે ડામરનો રસ્તો છે કે
મારા ગામની ખળખળ વહેતી કાવેરી નદી ?
હું રોજ એના જળમાં ડૂબકી મારી ભીનો થાઉં છું.
તમે જાણો છો?
મને મારી જાતને ક્યારેક ક્યારેક આમ છેતરવી ગમે છે.

## In Memorium ☐ પ્રબોધ જોશી

એ દિવસે જ્યારે મેં ટેલિફોન કર્યો
ટેલિફોનિક કોન્ટેક્ટ
મિત્ર !
એ દિવસથી કપાઈ ગયેલો
આપણી વચ્ચે.
જાણે કે,
મેં તને બૂમ પાડી
ને તું
સાંભળ્યા વિના
રસ્તા પરથી પસાર થઈ ગયો.

મારાથી અસંખ્ય પ્રકાશવર્ષો દૂર
તારું એ ખૂબસૂરત અજાણપણું
ગળે ફાંસો ખાઈને લટકતું
હું જોઉં છું
ને વિચારું છું કે–
આ ટેલિફોનના તાર પર
ઊંધા માથે લટકતો કાગડો
હવે બારણે આવી
કોઈના આગમનની ખબર આપે
એવું કઈ રીતે બને ?

કઈ રીતે
આ 'In Memorium'નાં
જાળી જેવાં પાનાંમાં.
તેં પેન્સિલથી કરેલી
ઝીણી રિમાર્ક વંચાય ?

અને જો ને......
આ કાગળ પકડીને ક્યારનો બેઠો છું
જાણે કે,
પેલું રીસીવર ...
રીસીવરને ય ખાલી ચઢી છે !*

---

*સદ્‌ગત વીરેન્દ્ર મહેતાની સ્મૃતિમાં

## બીજ ☐ ખલિલ જિબ્રાન

☐ અનુ. : રાધેશ્યામ શર્મા

મોતી તો
રજકણ-આસપાસ દુ:ખે બાંધેલું
એક મંદિર છે.
ક્યા રજકણોની આસપાસ
કઈ પ્રતીક્ષાઓ
આપણાં શરીરોને ઘડયાં છે ?
☐

## ગઝલ ☐ નયન દેસાઈ

લાગણીને કૂંપળો ફૂટી નથી
ધાર અશ્રુની હજી છૂટી નથી.
સીમમાં એકાંતની છે આવ-જા,
પાંખ ટહુકાને હજી ફૂટી નથી.
ફૂલના મૃતદેહ ધીમું ગણગણે
પાનખરની પાલખી ઊઠી નથી.
મોર કણસે છે હજી પણ ટોડલે
ખાલીપાની બેડીઓ તૂટી નથી.

ગઝલ ☐ બરકત વીરાણી

મહોબ્બતમાં વિનંતી ક્યાં સુધી એને સતત કરીએ ?
મજા એમાં ય છે ઓ મન ! કદી થોડો મમત કરીએ.

પરસ્પરના જીવનના માર્ગ તો સહેલા બની જાશે,
છૂટા પડવું જ છે તો ચાલ, હૈયાને સખત કરીએ.

હૃદય જેવી તો વસ્તુ ક્યાં રહી છે આ જમાનામાં ?
હવે ઓ દોસ્ત ! ચાલો કોઈ બુદ્ધિની રમત કરીએ,

ઈલા જો આપણા નિજના જ ઓ દિલ, ક્યાં સુધી કરશું?
બને તો ચાલ કોઈ અન્યની પણ માવજત કરીએ.

મરણની બાદ પાછું એ જ જીવન માણીએ બેફામ
ખુદા પરવાનગી આપે તો જન્નતમાં જગત કરીએ.

☐

અશોકવૃક્ષ ☐ દેવેન્દ્રનાથ સેન ☐ નલિની માડગાંવકર

[બંગાળી કવિતા]

પ્રકૃતિના પ્રિયતમ હે અશોક !
ક્યા રક્તિમ ચરણના ચુંબને
રોમ રોમમાં રોમાંચિત થઈ તું લાલ લાલ થયો?
કઈ ફાગણની પૂર્ણિમાએ નવાનકોર વૃંદાવનમાં
ગુલાલે રમી રમીને રંગાઈ આવ્યો,
કંઈ ચિરસૌભાગ્યવતીની વ્રત ઉજવણીમાં
તને મળી આ સિંદુરવર્ણી વારાંતી ચૂંદડી !
કોની સુહાગરાતના વાસરગૃહની
મબલખ લજ્જા - સ્મિતનો તે સંચય કર્યો છે !
વ્યર્થ પ્રયત્ન ! પૂર્વજોને સ્મરનારું અરે ! આ જગતમાં
કોઈ નથી તરુ - માનવ - કે પ્રાણી.
હૃદયને પીડતી આ વ્યાકુળતા - પ્રકાશ - અંધકાર,
વૃક્ષ પણ અશોકની વાત ભૂલી ગયું છે.
શૈશવના ઊઠતા પડછાયામાં દેખાતો
સ્વપ્નોનો સ્મિતલ નિશ્વાસ.
તેવી જ અશોક તારી લાલમલાલ લીલા !

☐ યૉસેફ મેકવાન

આકાશમાંથી તરતી એક નાવ
નાંગરી ક્ષિતિજ-કિનારે
એક શ્વેત આકૃતિ
ઊતરી તેમાંથી
– ને જુએ છે તો
એક સૂકા પાન પર
બેઠો બેઠો માનવી
ઇતિહાસ વાંચતો હતો
ને પાસે પડયો હતો
–હાંફીને મૃત્યુ પામેલા સિંહ જેવો
સમય.

☐

## નિખિલ આખું ય □ ભાનુપ્રસાદ પંડ્યા

જોયું?......
પાંદડાં વગરના વૃક્ષ નીચે
સૂતેલા ક્ષુધિત શિશુની
ઊંડી ઊતરેલી આંખમાં
આવી બિરાજ્યા છે કાલયવન!
પેલી મરણાસન્ન ધેનુની
પાંસળીઓમાં રમે છે
અડચણદોડ પવન!
ધેનુમુખે લીલું એક
તરણું ય મૂકવાને
લાચાર બધાં 'વૃન્દાવન'?
સાંભળ્યું?...
'નહીં, નહીં એક લાખ,
માગી લેને સવા લાખ!'
પાસે જ ગાજી રહ્યો
સાગરનો લપોડશંખ.
કણાદની કલરવી ઋચાઓ ય મંદ,
વીંઝાય નહીં હવે પ્હેલાં જેમ પંખ.
રાત્રે લહ્યું?...
પૃથ્વી સતીની કરાંજલિથી
અભિશપ્ત આભને
રૂંવે રૂંવે કોઢનાં કલંક!
નિખિલ આખું ય જાણે
આંગણે ઊભું કોક
ઓશિયાળું રંક!

□ મનહરલાલ ચોકસી

ચુમનનો જોઈ રહ્યો છું નિવાસ હોઠોમાં,
કમળ ગુલાબની ભેગી સુવાસ હોઠોમાં.

બળી રહી છે ઉમંગોની પ્યાસ હોઠોમાં,
અધૂરું ગીત રડે છે ઉદાસ હોઠોમાં.

ખુશીના જામ જો ટકરાય તો બજી ઊઠે,
મિલનનો રંગ તો દેખાય ખાસ, હોઠોમાં.

ખરે જ બોલ્યા હશો નામ મારું એકાન્તે,
હજી ય જોઈ રહ્યો છું ઉજાસ હોઠોમાં.

તમારું નામ હું બોલી શકું જ શી રીતે?
તડપતું જોઉં છું એને પચાસ હોઠોમાં.

નજર ઝૂકાવી તમે હા કહી છે 'મનહર'ને,
ઊડી જ જાય છે શબ્દોનો શ્વાસ હોઠોમાં.

□



ગુજરાતી સાહિત્ય પરિષદ ગ્રંથાલય
અમદાવાદ-૩૮૦૦૦૯.

## □ હરીશ મીનાશ્રુ

એ કયામતનો દિવસ હતો–
થરથર ધ્રૂજતાં મેં આંખો મીંચી દીધી અલ્લાહના દરબારમાં.
હમણાં એક યમદૂત તીક્ષ્ણ કરવત વડે વહેરી નાખશે મારો દેહ...
હમણાં મારી આંખમાં કોઈ ઘોંચી દેશે ધગધગતા સળિયા...
હમણાં મારી પીઠ પર લીલાકાચ સોળ ઊઠશે ચાબખાનાં...
આછો આછો પગરવ
મારી નિકટ અને નિકટ આવતો જતો હતો.
વૃક્ષની શીતળ છાયા જેવું કોઈક મારા દેહ પર ઢળ્યું,
કોઈની ભીનીભીની હથેળી મારા વાંસા પર ફરવા લાગી;
એક ફૂલ જેવું ટેરવું મારી પાંપણોને સ્પર્શ્યું
ને રેશમી મુલાયમતાથી પાંખડીએ ઝિલાઈ ગયું ઝાકળ.
મારા હોઠ પર શબ્દ કંપી ઊઠયા:
'પિતા! હું તો ભરી સભામાં શિશુપાલે રચેલું અપશબ્દ-શતક...'
...ને તથાગતે
મારા મુખ આડી આંગળી મૂકી દીધી –
અનાયાસે જ હોઠ અને આંગળીનો પવિત્ર ક્રૉસ રચાયો–
પ્રભુની આંખમાં તગતગતા એક આંસુને વાચા ફૂટી:
'...તો જાહ્નવીને કાંઠે
કોઈ વસિષ્ઠના મુખમાંથી પ્રગટેલો ૐકાર કોણ?'
'પિતા!...'
'પુત્ર!...'
–ને મારી આંખ ખૂલી ગઈ
આસપાસ કોઈ જ ન હતું– માત્ર હું અને પ્રકાશ...
ઈશુનું રક્ત ધીમે ધીમે ઝમતું હતું મારી હથેળીઓમાંથી.



## માણસની ગઝલ □ દિલીપ મોદી

એક માણસની રીતે જીવવું પડ્યું,
એક માણસની રીતે મરવું પડ્યું.

જ્યારથી બારાખડી સમજાઈ ગઈ,
નામ માણસનું પછી લખવું પડ્યું.

ફૂલના માણસની છે કેવી વ્યથા!
ભરવસંતે પણ કદી ખરવું પડ્યું.

એ પગેરું નક્કી માણસનું હશે,
જેને આ રસ્તેથી નીકળવું પડ્યું.

સ્વપ્ન પણ માણસ બની ભટક્યાં કરે,
રાત્રિને ક્યારેક કરગરવું પડ્યું.

હોજરીમાં ઊંટની માણસ મળ્યો,
મૃગજળોને આજ આથમવું પડ્યું.

બંધ દ્વારે સાદ માણસનો હતો,
તે છતાં એકાન્તે સાંભળવું પડ્યું.



## □ કિશોરસિંહ સોલંકી

અમે તો ભીની રે ઇચ્છાઓ ભીની ભાવના
ભીના ભીના રૂદિયાના ભાવ
ભેળાં રે ભળો તો ભવને ભાળશું.

અમે તો લીલા રે કાંઠા ને લીલી નદીયું
લીલા લીલા શેવાળિયા પાટ
પરસી જાઓ તો સુંવાળપ ઢોળશું.

અમે તો ખારાં રે પાણી ખારા દરિયા
ખારા ખારા વડવાનલની આગ
ઊંડાં રે ઊતરો તો અતાગ માણશું.

અમે તો સૂકી રે ધરતી સૂકા તણખલાં
સૂકી સૂકી આભલિયાની કોર
ઝબકારે જાગો તો શ્વાસો તાણશું.

તમે તો કાળા રે ડુંગર કાળી કોતરું
કાળા કાળા વાદળિયા માર્ગ
ઝરમર ઝરશો તો જીવતર જાણશું.

## ગઝલ □ હનીફ સાહિલ

ઉષ્ણતાના દેશમાં વાદળ વગર
કેમ જિવાશે હવે અંજળ વગર

સૂર્યની કાળી ઉદાસી આંજશું
ચાલશે ને આપણે કાજળ વગર?

રેતશીશીનું ગળું સુકાય છે
એક ભીનાં ઝાંઝવાનાં જળ વગર

કાગડો ચૂપચાપ બેઠો ટોડલે
ને ટપાલી આંગણે કાગળ વગર

ભ્રાંત વર્તુળો બધાં પીગળી ગયાં
આપણે જીવી જશું કો' છળ વગર.



## કૂટરૂલથી દોરેલી લીટી □ પન્ના નાયક

ઊગતા અને આથમતા સૂર્યની વચ્ચે
મેં મારે જ હાથે ફૂટરૂલથી દોરેલી લીટી
મારે ત્યાં જ ચાલવાનું, પડી ન જાઉં તેમ –
સરકસમાં હમેશનો પ્રયોગ હોય છે ને તેમ
(પણ પેલીના હાથમાં તો હોય છે સમતુલાની છત્રી!)

સાંજે ઘેર આવું ત્યારે થાકથી લોથપોથ –
કોઈના હાથે પગથી પકડેલું – ઊંધું થયેલું પંખી તમે જોયું છે?
એની અને આકાશ વચ્ચે પડી ગયેલું લાંબુલચ અંતર ...

જ્યારે શહેરમાં સાંજ ઢળી જાય
ને હું મારા ખુદના ઘરમાં પ્રવેશું ત્યારે
મારા પ્રવેશની સાથે જ
કેટલી મોટરો
કેટલાં મકાનો, કેટલાં સ્કાયસ્ક્રેપરો
કેટલાં કમ્પ્યુટરો, કેટલી ઑફિસો
કેટલી સ્ટ્રીટ ને કેટલા રસ્તા અને
કેટલા માણસો (જેમાંના ઘણાં ચહેરા તો અડધાપડધા ભાંગેલા હોય)
—ઘરમાં ઘૂસી જાય છે.

એ જ પાછો સિગ્નલ લાઈટ પાસેનો ટ્રાફિક જેમ
બરાબર ડ્રોઈંગરૂમમાં! મારા વિચારના ખંડમાં!
તેઓ તો આવી ગયા છે
કેમ કોઈ કંઈ બોલતું નથી?

સ્વીચ ઑફ કરેલા TVના સ્ક્રીનની જેમ સઘળું શાંત છે ત્યારે
રહેવાની ચાર દીવાલ વચ્ચે ય અથડાય છે
પેલા અર્થ-આભાસી શબ્દો –
"Sorry" – "Thank you" ...

અંધેરી યાદ આવે છે ...
બા કહેતા હતા: જિંદગી એટલે
ચોર્યાસી લાખના ફેરાનું ચક્કર ...

એ યાત્રામાં મારા કેટલા માઈલ કપાયા હશે? ....

## મારું સરનામું ☐ અમૃતા પ્રીતમ ☐ નીરા દેસાઈ

[પંજાબી કવિતા]

આજે મેં મારા ઘરના નંબરોનો નાશ કર્યો છે
અને ગલીને નાકે લગાડેલું પાટિયું હટાવી નાખ્યું છે
અને પ્રત્યેક રસ્તા ઉપરના દિશાસૂચનો ભૂંસી નાખ્યા છે
પરંતુ તમારે જો ખરેખર મને પામવી હોય
તો પ્રત્યેક દેશનાં, પ્રત્યેક શહેરનાં, પ્રત્યેક ગલીનાં બારણાં ખખડાવો
આ એક શાપ છે અને વરદાન પણ
અને જો તમને મુક્ત આત્માની ઝાંખી થાય
તો માનજો, કે એ જ મારું ઘર છે.

☐

## ગઝલ ☐ જયદેવ શુક્લ

હું મારાથી જ સંતાતો ફરું,
હું મારાથી જ ફંટાતો ફરું.

ગલી, ઘર ને ઝરૂખા ક્યાં ગયા?
નગરમાં આ, હું અંધાતો ફરું.

ક્ષણોના આયના ફૂટ્યા કરે
ટપોટપ, હું જ તરડાતો ફરું.

યુગોની દોટને અન્તે કહું:
હું મૃગજળથી જ ભીંજાતો ફરું.

હવે આ વાત થંભે તો ભલું;
હું શ્વાસોથી જ વીંધાતો ફરું.

સમયની કાંધ પર ઝૂકી પડી;
ક્ષણેક્ષણ હું જ મરડાતો ફરું.

## ગઝલ ☐ દિલીપ મોદી

અક્ષરોની સાંજ ઓગળતી રહી,
સ્વપ્નમાં ભીની વસંત છળતી રહી.

શેરીની આંખે ઉઝરડાની છબી,
સૂર્યના સંગાથમાં બળતી રહી.

— કે બગીચાની હવા બેચેન થઈ,
પાનખરનાં ગીત સાંભળતી રહી.

નીતરેલા આયને ફૂલો મળ્યાં,
પથ્થરોની જ્યાં તરસ ભળતી રહી.

વાંસળીના સૂરને ફંફોસતાં,
ટેરવે ખંડિત ક્ષણો ફળતી રહી.

ધુમ્મસોના સ્પર્શની ફરિયાદ પણ,
પર્વતોની ટોચથી ઢળતી રહી.

લાગણીના ધોધમાર આભાસમાં,
બુંદની રોનક મને મળતી રહી.

પ્રિય ભાઈશ્રી સુરેશભાઈ

'કવિતા' ઓગસ્ટ ૧૯૭૪, અંક ૪૨ની બે પૂઠાં વચ્ચે ડાબેથી જમણે અને જમણેથી ડાબે બે આનંદયાત્રાઓ મેં હમણાં કરી એ મહિનાએક પહેલાંની 'કવિતા'ની એવી જ યાત્રા કરતાં એ રીતે જુદી છે કે પહેલી યાત્રા કશા પણ ભાર વિનાની મુકતવિહાર જેવી હતી જ્યારે આ વખતની યાત્રા માથે 'જવાબદારી'ની સભાનતાના મોટા બોજા સાથેની. હું 'કવિતા'નો માત્ર વાચક જ (તમે કહેશો ભાવક) હતો ત્યાર કેટલો સુખી હતો! આ વખતે તો 'જવાબદાર' શબ્દના વાચ્યાર્થમાં કોઈને નહીં તો મારે તમને તો જવાબ આપવો પડશે એવી માનસિક તાણ હતી. અનુવાદો બાદ કરતાં નાનાંમોટાં લગભગ તેત્રીસ કાવ્યોમાંથી મારે મારી મતિ-બુદ્ધિ-રુચિ પ્રમાણે એકને—માત્ર એકને જ—પસંદ કરી તમને મારો નિર્ણય જણાવવાનો હતો ત્યારે મારી સ્થિતિ અનેક આકર્ષણોથી ભરેલા ડિપાર્ટમેન્ટ સ્ટોરમાં મુગ્ધભાવે ડગલે ડગલે થંભી જતા માણસ જેવી હતી. ડિપાર્ટમેન્ટ સ્ટોરમાં તો એકસરખી ગમતી અનેક વસ્તુઓમાંથી કયી એક પસંદ કરવી એ મૂંઝવણ થાય ત્યારે પસંદગીની કષ્ટમય યાતનામાંથી છૂટવા જેટલાં ગમાં એટલી બધી જ લઈ લઈને અનિર્ણયને ઢાંકી શકાય છે.

અહીં તો, તમારી શરત મુજબ, આમ થઈ શકતું નથી. 'કવિતા'ના આ અંકમાં આવેલાં બધાં જ કાવ્યોને હુ પસંદ કરું છું કારણકે બધાં જ મને ગમે છે એમ કહું તો હું 'કવિતા'ને unsolicited compliment આપું છું એ તો ખરું પણ સાથે સાથે તમને પણ મુશ્કેલીમાં મૂકી દઉં એવો મને ડર છે કારણકે તમારી કોથળીમાં તો માત્ર એક પુરસ્કાર માટે જ સગવડ છે. न च मे द्वेष्योऽस्ति न प्रियः એમ કહો પણ ચાલે એમ નથી. એવી સ્થિતિ તો સ્થિતપ્રજ્ઞની नाभिनन्दति न द्वेष्टि જેટલી જ દુર્લભ છે.

જ્યાં અનેકમાંથી એકની જ પસંદગી કરવા જેવી મતિમૂંઝવનારી પરિસ્થિતિ હોય ત્યાં આપણા પુરાણકલ્પકો કદાચ એટલા માટે જ હાથણીને બોલાવી કોઈના ઉપર કળશ ઢોળાવી દેતા હશે! એ પુરાણકલ્પન અંતઃસ્ફૂર્તિનું પ્રતીક હોઈ શકે. આને મળતી અંતઃસ્ફૂર્તિનું અવલંબન લઈ ફરીથી એક વાર હું જ્યારે 'કવિતા'નો પ્રવાસ કરું છું ત્યારે સર્વેક્ષણ કરી મારી નજર મેઘનાથ ભટ્ટનાં કાવ્ય 'તમે' ઉપર થંભે છે કારણકે **મને** જ આંગળી ચીંધીને તમે... તમે કહી સંબોધતા હોય એવું મને લાગ્યું. આ 'તમે'માં હું, તમે, અમે, તે, તેઓ—લગભગ બધાનો જ ઓછાવધારે અંશે સમાવેશ થતો મને લાગ્યો. અર્થશાસ્ત્ર અને માનસશાસ્ત્રનાં સૂક્ષ્મ મિલન જેવું અને યંત્રવિદ્યાના કરુણ મંત્ર જેવું આ લઘુ કાવ્ય યાંત્રિકજીવનની પકડમાં આવી પડેલા

આપણા બધાની Predicamentની સમસ્યા હળવા કટાક્ષના રેશમી રૂમાલથી લપેટેલી ગૂંગી અસહાય્ય મનોવ્યથારૂપે રજૂ કરે છે. આર્થિક અનિશ્ચિતતા અને યંત્રની સંગે યંત્ર બની ગયેલા માણસને શ્રદ્ધા-અશ્રદ્ધાની 'ફિલોસોફી'ભરી 'વાત્યુ' કે વિચાર કરવાનો પણ સમય ક્યાં છે? જ્યારે માણસે પોતામાં જ શ્રદ્ધા ગુમાવી હોય ત્યારે એને ઈશ્વરમાં પણ ક્યાંથી શ્રદ્ધા હોય? એટલે જ તો એ ઈશ્વર પાસે વરસાદ માટે પ્રાર્થના કરવા જાય છે ત્યારે પણ એની સાથે છત્રી હોય છે! છતાં અમુક પ્રકારની શ્રદ્ધા વિના તો જીવન ચાલતું નથી એટલે એ શ્રદ્ધા માણસ '૮.૧૫ની ફાસ્ટ' અને 'ગાડીના સમય-પત્રક' પર લટકાવી દે છે અને એને સબર્બન રેલ ગાડીમાં 'બઉ સરસ' (બારી પાસે) જગો મળી જાય તો એ રમીની એકાદ બાજી રમી નાખે છે. ખુશ ખુશ થઈ જાય. એનું જીવન જ રમીની એકાદ બાજી જેવું હોય છે. એમાં હારજીત મોટી હોતી નથી કારણકે એ marginal જીવન જીવે છે. યંત્ર સાથે તાલ મિલાવી પોતાનું તંત્ર ચલા-વતા માણસને એની ઑફિસમાં ત્રણ જ 'લેઈટ માર્ક' 'એલાઉડ' છે. એથી એ આગળ જાય તો એને મળેલું 'શ્રીફળ' એના હાથમાં માત્ર ભિક્ષુકની કાચલી રૂપે જ બાકી રહે છે. આવો માણસ પોતાની વ્યથાનો ભાર વહેતો, પોતાની કરુણ દશા ઉપર રડવાને બદલે પોતા ઉપર હસી શકે છે માટે જ જીવતો છે.

સુરેશભાઈ, न च मे द्वेप्योऽस्ति न प्रियः એવું તો થઈ શક્યું નથી, કરી શકાય એમ પણ ન હતું, પણ મેઘનાદ ભટ્ટનું કાવ્ય મને પ્રિય છે એમ કહું તો બાકીનાં બીજાં મને અપ્રિય છે એમ માનશો નહીં. 'કવિતા'ના આ અંકમાં જ બીજું પણ એક ખૂબ સુંદર કાવ્ય મારા મનમાં વસી ગયું છે એમ છતાં ... એમ છતાં ...

કવિ છો એટલે કવિતા અને કારણોનો સંબંધ જોડવાનું કહી મને સતાવશો નહીં. પ્રેમને પણ કારણો સાથે સંબંધ નથી તો પસંદગી માટે શા માટે હોવાં જોઈએ? એમાં મારી પણ પરીક્ષા થઈ જતી હોય તો મને વાંધો નથી!

૩૦–૯–૭૪

ઉમેદભાઈ મણિયાર

## એ આવ્યો □ શ્રી અરવિંદ □ અનુ. : સુન્દરમ્

અનંત સાગર પાર થઈ નીરવતાનાં ગિરિ-શૃંગો પર
એ સુવર્ણમય આવ્યો,
શસ્ત્રસજ્જ થઈ જ્વાલાથી, ને
રહ્યો જગતને ભાળી, એની મહતાઈ ને તીવ્ર ઊમઓ
મુક્ત રહ્યું કરવું જે.

## આ ઘરનું સરનામું ☐ સુરેશ દલાલ

વૃક્ષોને અઢેલીને
મારું ઘર ઊભું છે.
એના ઉપર ગુલમ્હોર જેવો
સૂરજ ઊગે છે.
ઘરને પગથિયેથી
ફૂટે છે એક રસ્તો......
—સાવ અમસ્થો!
રસ્તાની બન્ને બાજુ
લીલું લીલું ઘાસ.
ઘાસમાં આળોટે પવન
ઊડે પતંગિયાં;
ચાંદની
બારી–બારણાં ખોલી નાખે
અને વૃક્ષની ટોચ પર બેસીને
એક પંખી
પોતાના ટહૌકામાં
એકાન્તના આકાશને ઊઘડતા જુએ!

●

તમે મને ભૂલેચૂકે
આ ઘરનું સરનામું પૂછશો નહીં.
આવું ઘર બાંધી શકાતું નથી.
જળમાં ઊઘડતા કમળની જેમ
એ આપમેળે ખૂલે છે.

●

રેતીના થાંભલા જેવા
માણસોના સંબંધો.
એને અઢેલો નહીં તો જ એની શોભા.
અઢેલો કે પથ્થરના ઘરમા
રેતી... રેતી... રેતી...
સંબંધો બાંધવા અને વિકસાવવાનું કામ
રેતીમાં ખેતી કરવા જેવું છે.
આંખોનું બધું જ જળ ઉલેચી નાખો
ક્ષણેક્ષણમાં
સ્મિતના કણેકણ વાવી દિયો
પણ આખરે તો
ગ્રીન ટાઈલ્સના ઘરની ઉપર
સહરાનો સૂરજ!

●

હિલસ્ટેશન પરની હૉટેલમાં
ક્યારેક
જુદા જ ઘરનો અનુભવ થાય છે.
ડામરની સડક જેવા સંબંધોને
લાલ માટીનો થોડોક રંગ લાગે છે.
સાંજની વ્હીસ્કીમાં સોડા ભળે છે
સિગરેટના ધુમાડા પીને
ચન્દ્ર સૂઈ જાય છે
અને સવારે નીકળી પડે છે સૂરજ
ચલચિત્રમાં આવતા
જિપ્સી જેવો!

●

છાયાંઓની પસ્તીમાંથી
મેં એક ઘર બનાવ્યું છે.
રેડિયો અને ટી. વી.નો એરિયલ
ટહુક્યા કરે છે;
'બેધિંગ કોસ્ચ્યુમ'માં આડી પડેલી અભિનેત્રીનો
Sun–n–Sandમાં
લીધેલો ફોટોગ્રાફ
મેગેઝિનમાંથી કાપી લીધો છે.
મારી દીવાલ પર
આ ફોટો
પતંગિયાંની જેમ ઊડ્યા કરે છે
અરેબિયન નાઈટ્સની રેકોર્ડનું માદક સંગીત
ફેલાયા કરે છે.
રેકોર્ડની ગતિએ લોહી ફરે છે.
'Magie Carpet પર હોઉં'.
એવો અનુભવ થાય છે.
અને ટાઈમ્સની હેડલાઈન લઈને
બીજી ડિસેમ્બર ૧૯૭૩નો
સૂરજ ઊગે છે
ટી. વીમાં
આથમવા માટે.

●

નવલકથા જેવા વિશાળ ડ્રોઈંગરૂમ
નાટકના વાક્યો જેવા સંવાદો
ધુમ્મસના પડદાઓ
અને એની ઉપર ચીતરેલો
ચન્દ્ર જેવો
સૂરજ!
દૂરી તીરીથી દસ્સા સુધીના
પત્તાંઓમાંથી બનાવેલો મહેલ
અને એમાં રહેતા
એક્કો, બાદશાહ, ગુલામ અને
રાણી.
હુકમનું પાનું અને
જોકરની મસલત.
ઈબ્સનની નોરાની જેમ
રાણી ઘર કેમ નથી છોડતી?
પ્રત્યેક વ્યક્તિમાં એક નોરા
પલાંઠી વાળીને બેઠી છે,
–ઘર છોડાવે એવા
ઈબ્સનની પ્રતીક્ષા કરતી!

●

હું ઘરની શોધમાં નીકળી પડ્યો છું.
મને કોઈ ઘર આપો.
અથવા ઈબ્સન આપો.

●

હળુ હળુ હવા
ઝાકળભીનો સૂરજ
જળ જેવો વહેતો પારદર્શક સંબંધ
અને
હલેસાં વિના ચાલ્યા કરતી હોડી.

●

આવા સંબંધની આસપાસ
વૃક્ષોને અઢેલીને
મારું ઘર ઊભું છે.
એના ઉપર ગુલમહોર જેવો
સૂરજ ઊગે છે.
ઘરને પગથિયેથી
ફૂટે છે એક રસ્તો......

–સાવ અમસ્થો !
રસ્તાની બન્ને બાજુ
કૃષ્ણમૂર્તિના શબ્દો જેવું
લીલું લીલું ઘાસ.
ઘાસમાં આળોટે
કવિતાનાલય જેવો પવન.
ઊડે પતંગિયાં,
ચાંદની
બારી-બારણાં ખોલી નાખે
અને વૃક્ષની ટોચ પર બેસીને
એક પંખી
પોતાના ટહૌકામાં
એકાન્તના આકાશને ઊઘડતા જુએ !

●

તમે મને ભૂલેચૂકે
આ ઘરનું સરનામું પૂછશો નહીં !

□

## હાઇડ્રો-ઇલેકટ્રિક ફ્લાવર કલૉકના સર્જકને □ મનસુખલાલ ઝવેરી

[નાયાગરા ફૉલ્સ પાસે એક અત્યંત રમણીય બાગ છે. તેમાં એક મોટું ઇલેક્ટ્રિક ઘડિયાળ છે. તેનું ડાયલ રંગબેરંગી પુષ્પોનું બનાવવામાં આવ્યું છે ને કાંટા એલ્યુમિનિયમના છે. પણ ઘડિયાળનો સર્જક અપંગ છે. એટલે તેણે એક કાંટો અપંગો માટેની ઘોડી(crutch)ના આકારનો અને બીજો, લાકડીના આકારનો બનાવ્યો છે. પશ્ચિમના દેશોમાં તેમ જ અમેરિકામાં હોજમાં પૈસા નાખવાનો રિવાજ છે. તે પ્રમાણે આ ઘડિયાળ પાસેનાં કલામય જલાશયોમાંથી દર વરસે લાખો ડોલર નીકળે છે. તે અપંગોને રાહત આપવાનાં કાર્યો માટે વાપરવામાં આવે છે.]

કરી અક્કેક વાવ્યા તેં ફૂલછોડ શતાવધિ
એવી રીતથી કે રંગો પુષ્પો વિવિધના મળી
પરસ્પર, રચે રમ્ય સંવાદી કો કલાકૃતિ,
અસ્થાને ન કશું જેમાં, ન વિશેષ, ન લેશ વા.

અહો! અદ્ભુત, કેવી તેં સુકુમાર, મુખરછવિ,
કાલ નિષ્ઠુર કેરી આ કંડારી! ગતિશીલતા
એની દાખવતા કાંટાસ્થાને, મૂકી અપંગની
તારી લાકડી ને ઘોડી, કવિતા કમનીય શી
સર્જી તેં કવિ ! ને ગાયો તહીં માનવગૌરવ
ને સ્વમાનભર્યા ભવ્ય પુરુષાર્થ તણો જય !

□

## નવેમ્બરની બપોરે હિમવર્ષા

□ રૉબર્ટ બ્લાય □ અનુ.: કમલ શાહ

આજે ઘાસ લગભગ હિમથી છવાઈ ગયું છે.
આવો બરફ પડવાનું મોટી બપોરે જ શરૂ થાય છે.
અને હવે તરણાંનાં નાનકડાં ઘર અંધારા થતાં જાય છે.
જો હું મારા હાથોથી માટીને આંબી શકું,
તો ખોબેખોબા ભરીને અંધાર લાવું !
અંધકાર પહેલેથી જ ત્યાં હતો. આપણે
કોઈ દિવસ જોયો જ નહીં !

જેમ બરફ જામતો જાય છે, તેમ
મકાઈના ઠૂંઠાં ધૂંધળા થતાં જાય છે
અને ખળું જાણે ઘર ભણી આવતું લાગે છે.
આ ઘેરાતા ઝંઝાવાતમાં તે એકલું-
અટૂલું જ ધપે છે.
ભરદરિયે તોફાનમાં તણાતા કો ખખડધજ
વહાણની જેમ આ મકાઈભર્યું ખળું આપણી
તરફ આવી રહ્યું છે.
એમાં બેઠેલા બધા જ ખલાસીઓ આજે
વર્ષોથી આંધળા છે.

□



## Distance □ વિપિન પરીખ

એક સાંજે
ટ્રેનના ચાલ્યા ગયા પછી
રેલ્વેના પાટા અરસપરસ પૂછતા હતા:
'બે માણસને એકબીજાથી દૂર જવા માટે
કેટલું distance જોઈએ ?'

## ઇસુની ઉક્તિ ☐ પ્રિયકાન્ત મણિયાર

મને ઉતારી લ્યો
ઉતારી લ્યો આ વધ-સ્થંભ પરથી
સૈનિકો! મારે શહીદ નથી થાવું
મારું લોહી લૂછી નાખો;
વેદનાનો શિલાલેખ લખનારા ખીલા કાઢી નાખો;
આ બધું નથી સહન થાતું
અને પૂછું છું શા માટે સહવું?
આ સૂર્ય જેવું ઊછળતું શુદ્ધ લોહી લૂછી નાખો
દેદીપ્યમાન મારે નથી દેખાવું
અને પેલો સૂર્ય આ બધું જોઈ જાય તે પહેલાં
સૈનિકો આપણે સહુ સાથે મળી
(વેશ્યા પર પથ્થર મારવા જતાં પેલાં ટોળાંની જેમ)
પેલા સૂર્યને પથ્થર મારી પાડી નાખીએ;
મને કશુંય ના દેખાય એવું અચાનક અંધારું જોઈએ છે
મને અહીંથી જલદી ઉતારી લ્યો--ઉતારી લ્યો!
મારે ય તમારી સાથે—પાસે કાણી કોડીય નથી ત્હોય
જુગટાની હારજીત રમવી છે
પાસા પાડ્યા એ જ આનંદ છે
બે હથેલીમાં સોગઠાના સ્પર્શ જેવું
આ જગતમાં છે શું?
એમાં સોગઠું જે રીતે મુક્તપણે બંધનમાં
હરેફરે છે એવું જ આ જગતમાં મારે ભમવું છે, રમવું છે!
હું હજી જીવું છું, મારે હજી જીવવું છે
અથવા મારે હવે નથી જીવવું--જીવવાનો એક ભાગ કેવો હોય તે મેં જાણી લીધું છે
મારે અહીંથી ઊતરી જવું છે
ગૌરવની વેદના પર નથી ચિટકી રહેવું
        ત્યાં મારે નથી રહેવું
આ કરોડો સુક્કા ક્રોસ પર—લીલીછમ ડાળનો કોઈ અનુભવ જ નહીં!
આ હણાઈ ગયેલાં--આ લણાઈ ગયેલાં ખેતરોમાં,

એક માત્ર ચાકિયો બની મારે યુગો નથી વિતાવવા;
આકાશના ઓ પિતા? હું તને ઓળખતો જ નથી
મારે તો આકાશને ઓખવું છે
હું તો મારો સુથાર બાપ શોધું છું
મારે હળ, ઘર, ને ઘોડિયાં ઘડવાં છે!
લાવો લાવો, ક્રોસનાં કાષ્ઠમાં અગ્નિ પ્રગટાવી
આજની સાંજની રોટી પકાવીએ
મને પણ ભૂખ લાગી છે—છેલ્લા ખાણાંને તો લાંબો સમય થઈ ગયો!
જુદાસ! તું શું દ્રોહ કરવાનો હતો?
મારે જ મારો દ્રોહ કરવો છે
મારે મારાથી છૂટું પડવું છે
જે હું છું એ જ ખોટું છે
હું એક બીજું અસ્તિત્વ શોધું છું
અંધારું અંધારું—સૂર્ય ચંદ્ર તારા બધું બુઝાવી દો
મારે કોઈ પણ વેશ્યાના ઘોડીવાર વર થાવું છે
તેઓ શું કરે છે તેનું તેમને ભાન નથી
ભલે, હું શું કરું છું તે તો હું જાણું છું.

**ત્રાસ □ જગદીશ ત્રિવેદી**

એટલો ત્રાસી ગયો છું જાતથી
કે ક્યાંક કાયાપલટ જેવું થઈ શકે તો ઠીક,
નહીં તો......

પ્રેમથી એણે મને ક્યારેય બોલાવ્યો નથી –
પોતીકી ઉપાધિથી ખટકી મૂકી અભરાઈઓ
વિશ્વની ઉપાધિઓ માથે મૂકી રખડ્યા કરે.

ફૂલઆશે હું સહું કંટક-ઉઝરડા હોંશથી,
ને ફૂલ માગે કોઈ તો આપી દિયે એ પ્યારથી.

કોઈને આપી દિયે મારી તળાઈ પાથરી
ને મને પથ્થર-તળાઈ પર સુવાડી
ઉજાગરા બક્ષી દિયે!

એટલો ત્રાસી ગયો છું જાતથી
કે થાય છે
ક્યાંક સાગરમાં દઉં ઓગાળી –
ક્યાંક ખેતરમાં જઈ વાવી દઉં આ જાતને!

## પડછાયાનો પ્રદેશ

☐ હાન્સ મેગ્નસ એન્ઝન્સ બર્ગર ☐ જયા મહેતા

૧.
અહીં હમણાં પણ હું જોઉં છું એક સ્થળ
એક ખુલ્લી આમ જગા,
અહીં પડછાયામાં.

૨.
આ પડછાયો
લીલામ માટે નથી.

૩.
સમુદ્ર પણ કદાચ
પડછાયો નાખે છે,
અને સમય પણ.

૪.
પડછાયાનાં યુદ્ધો
રમતો છે:
કોઈ પણ પડછાયો
પારકાના પ્રકાશમાં ઊભો રહેતો નથી.

૫.
પડછાયામાં જીવે છે તેમને
મારવા આસાન નથી.

૬.
જરીક જ વાર
હું મારા પડછાયામાંથી બહાર જાઉં છું,
જરીક જ વાર.

૭.
પ્રકાશ જેવો છે તેવો
જોવો હોય
તેમણે લેવો જોઈએ વિસામો
પડછાયામાં.

૮.
પડછાયો
સૂર્ય કરતાં પણ ઝળાંઝળાં
મોકળાશનો શીળો પડછાયો.

૯.
પડછાયામાં પૂરેપૂરો
મારો પડછાયો અદૃશ્ય થાય છે.

૧૦.
પડછાયામાં
અત્યારે પણ જગા છે.

## હું - હું છું

— મેઘનાદ હ ભટ્ટ.

મધદરિયે તરનારો હું રેતીમાં ઘર બાંધી બેઠો
મશાલથી મારગ ઢૂંઢનારો મીણબત્તીનો સહારો લૈ બેઠો
ના ના -
રેતીના ઘરમાં મેં માટીનુ સીંચણ કર્યું નથી ક્યારેય
મીણબત્તીને જોરે પવનને પડકાર્યો નથી ક્યારેય.
મારી મશાલ વિદ્યુતબાતીની છે
— માર્ગના વાવાઝોડાનો એ વિનિપાત કરે છે
મઝધારના કોઈ પણ મોજાં મારા તરાપાને તરાપમાં લૈ શકતા નથી.
હું તો છું મહાબાહુ શિવંકર
મહાઝલી ગંગા વહી જાય છે અહર્નિશ મારી જટા થકી
હિમાલય સમું આંગાળીને આસન માંડે છે મારા સિંહાસન માટે
હું અનંત છું
મારા આત્મસન્માનની દોરી કોઈ ઝાલી શકતું નથી
કારણ, હું હું છું

-૦-

૨/૪-૯-૭૪

૩/સહાર
તેલી ગલી - ગાઈનગર સામે
અંધેરી (પૂર્વ). મુંબઈ ૬૯ (અ)

## માણસ વગરનાં મુલ્કમાં ☐ કિસન સોસા

સંગ - સૂનું બારણું તોરણ તરસતું ટળવળે,
ગોર, કૂણા ટેરવાની ઝંખનાએ સળવળે.

એક પણ સપનું ફળે ને ચરા તરુ-સૂના થળે,
રૂપ ટલકાનું ધરીને દૂરની ડંકી છળે.

સાંજની દીવાસળીથી કાચમાં સૂરજ ઊગે,
શગ ઊંચકતાં ઓરડે ચારેતરફ મૃગજળ બળે.

બેય પડખે તખ્ત રેતીના સમંદર ઉછળે,
ઓશિયાળા એક ઓશીકે હિમાળો ઓગળે.

ચિત્તમાં બત્તી બળે ને મોભથી કાજળ ગળે,
છે અવાજોનું રૂદન એકાન્તની ચાદર તળે.

ઠેઠ આવી પાધરે શિયાળવાં પાછા વળે,
કાણ નિરખ્યા આંચકાથી આગખું આ ખળભળે.

જોવ કોની વાટ આ માણસ વગરના મુલ્કમાં,
લ્યો સમેટી જાગરણ, ક્યારેય નૈં કોઈ મળે.



કિસન સોસા

૧

**દંતકથા**

ટીનુ કહે: પપ્પા, તમે વચન આપેલું તે પેલી વાર્તા લખતા જાવ ને કહેતા જાવ...
પણ તું તો જાણે છે ને બેટા, કે વાર્તા લખું તો મારી આંગળીઓથી લોહી ટપકે છે!
પણ ટીનુએ તો રઢ લીધી. કહે કે ભગવાન અને પપ્પા કોઈ દી વચન ન તોડે!
પછી ડાળ પર એકાકી રહી ગયેલા ક્રૌંચ પક્ષીને પસવારતો હોઉં એમ શરૂ કર્યું:

એક ગામ હતું.
અંદર અંદરના વેરઝેરને લીધે ત્રણચાર બુઢ્ઢાઓ અને છ-આઠ જુવાનો એક દી કપાઈ મૂવા.
ગામનું મહાજન દુ:ખી દુ:ખી થઈ ગયું.
એક મરમી સંતને મળ્યું અને ગામ પર કોનો શાપ છે તે પૂછ્યું
સંતે કહ્યું કે તમારા ગામમાં આંસુનું ઝાડ નથી.
ગામ તો ચકિત થઈ ગયું, મહાજને હાથ જોડ્યા કે મહારાજ તમે જ ઉગાડી દ્યો.
સંતે તો મંત્ર છાંટીને આરુંપારું જોઈ શકાય એવું ચાંચગાંચ આંસુનું ઝાડ ઉગાડી દીધું.
આંસુનાં પાંદડાં, આંસુનાં ફૂલો ને આંસુનાં લૂમલૂમ ફળ.
પછી બોલ્યા: જેણે એકે પાપ ન કર્યું હોય તે આજે બલિદાન આપે.
એક કન્યા દોડતી આવીને સંતને ચરણે પડી.
સંતે એને માથે હાથ મૂકી ચિરપરિચિત સંબોધન કર્યું: વેદના!
તું ન હોત તો આ ગામ પિશાચોની વસ્તી બની જાત!
વેદના તો થડના કાચની દીવાલોમાં સમાઈને
પળવારમાં પારદર્શક આંસુ બની ગઈ!
સંતે કહ્યું: આંસુના ઝાડની પૂજા કરજો.

—ત્યારથી ગામમાં કોઈ દુ:ખી ન થયું.
કોઈને ત્યાં લગ્ન થાય કે વરઘોડિયા સીધા આ ઝાડને પગે લાગવા આવે!
આંસુનું ઝાડ ચમક ચમક થાય ને હર્ષનાં ફૂલ ગરે.
એ ફૂલને માથે ચઢાવી વરવહુ સુખી થાય:
કેવી કમાલ કે'વાય, નહીં પપ્પા?! આંસુનું ઝાડ...!
હું મોટી થઈ લગન કરીશ ત્યારે હુંય ત્યાં જ પગે લાગવા જઈશ.
પણ હેં પપ્પા, તમે ને મમ્મી ત્યાં પગે લાગવા ગયાં'તાં?
—ને ટપ્પ દઈને મારી આંગળીને ટેરવેથી લોહીનું ટીપું પડ્યું!

૨
**પ્રાણીકથા**
બે માણસ પાલ્વાને કિનારે બેઠા હતા
દારૂ પીને 'તું'-'તા' કરતા હતા.
ઍપોલો પર ચંદ્રોદય થયો એટલે એકે કહ્યું:
કોઈએ એસ્ટ્રેલા બેટરીનો પ્રકાશ ફેંક્યો!
બીજો કહે: ના, હું જન્મ્યો ત્યારથી પ્રકાશને ઓળખું છું
આ તો એવરેડી કંપનીનો જ પ્રકાશ છે!
બન્ને વચ્ચે મારામારી થઈ ગઈ.
એકે કહ્યું: જે સાચો હશે તે આ પ્રકાશનાં કિરણોને પકડીને હીંચકો ખાઈ શકશે.
બીજાએ દોડીને હીંચકો ખાધો ને પડ્યો દરિયાના કાદવમાં ફચ્ચાક!
એને દેડકાની જેમ ચત્તાપાટનું તે અપૂર્વ ક્ષણે જ્ઞાન થયું!
કિનારાવાળાએ બૂમાબૂમ કરી કે
તેં કૂર્માવતાર જેવો દગો કર્યો છે તો તારું સત્યાનાશ જાઓ!
પેલા ચત્તાપાટે કહ્યું કે
હે મૂઢ! તેં કીડી ને કબૂતરની કથા નથી સાંભળી? મને કાઢ તો ખરો–
કિનારાવાળાએ કહ્યું કે
કીડી ને કબૂતર મુંબઈમાં નહોતાં રહેતાં, સમજ્યોને!
આ પોલીસદાદો દંડૂકો ઠોકતો આવે છે! હું ભાગું છું.
અરે દારૂડિયા મિત્ર, તને નશા જેટલી દોસ્તી પણ...
અરે ભઈ! મુંબઈની પોલીસને દારૂડિયાનો વાંધો નથી
આ તો મને ફેરિયો માની લેશે એટલે નાસું છું.
માણસમાત્રની મુશ્કેલી જ એ છે કે એ ન હોય તે દેખાય છે!
અચ્છા ગુડ લક! તુ વંદાની જેમ ગુલાંટ ખાવાની જરા ટ્રાય કર હં...!

સાર:

પ્રાણીકથા માટે હવેથી અપૂર્વ શકયતાઓ છે!

૩
**પરીકથા**
રાજા! *
મનમાં ને મનમાં રોજ ટપાલ વહેંચયા કરે છે
પણ મને તારો એક્કય પહોંચતો નથી પત્ર!
તું તારે ગમે તે લખીને બીડી દેજે ને!
મને ક્યાં અર્થની જરૂર છે?!

માન કે તું હવે ભાષા જ ભૂલી ગયો હો
તો ફૂલો ચીતરીને મોકલી દેજે ને!
માલણની છોકરી આવાં જ ફૂલો આપી જતી'તી
તને મળે તો કે'જે ને
કે હું બહુ યાદ કરું છું
પણ મને લાગે છે કે તું જ કોઈને મળતો નહીં હો
કદાચ તું મારા જેટલો જ બીમાર હઈશ!
મને પણ ડૉક્ટર કહે છે કે હું ય વધારે નહીં જીવું
કહે છે કે સ્વર્ગની નદીમાં લેલૂમ તરબૂચ પાક્યાં છે!
કાલે તારી ટપાલ નહીં આવે તો જોજે ... હં...... રાજા!
– પણ કંઈ નહીં.

* રવીન્દ્રનાથના 'ડાકઘર'ના રાજાને સંબોધન



☐ અનુ.: કાન્તિલાલ કાલાણી
કોલાહલ અને ઉતાવળ વચ્ચે
ક્ષુબ્ધ થયા વિના ગતિ કરો
અને નીરવતામાં કેવી શાંતિ હશે તેનું સ્મરણ કરો.
શક્ય હોય ત્યાં સુધી સૌ સાથે સારા સંબંધો રાખો,
કોઈને ય શરણે ગયા વિના.
તમારું સત્ય ઋજુતાથી અને સ્પષ્ટપણે પ્રગટ કરો,
સૌની વાત સાંભળો– મંદબુદ્ધિ અને અજ્ઞાનીઓની પણ;
એમને પણ કંઈ કહેવાનું છે.
વાચાળ અને આક્રમક માણસોને ટાળો,
તેઓ આત્માને સંત્રસ્ત કરે છે.
બીજા સાથે સરખામણી કરવાથી
તમે મિથ્યાચારી અને કટુ બનશો;
કારણ હમેશાં તમારા કરતાં મોટા અને નાના માણસો હોવાના.
તમારાં કર્તુત્વો તેમ જ યોજનાઓની મજા માણો.
તમારા જીવનકાર્યમાં રસ લેવાનું ચાલુ રાખો, ભલે એ મામુલી હોય,
સતત પલટાતી દૈવગતિમાં એ જ સાચો પરિગ્રહ છે.
રોજ-બ-રોજની પ્રવૃત્તિઓમાં સાવચેતી રાખો;

કારણ, જગત નર્યા પ્રપંચથી ભરેલું છે.
પણ એથી તમને જગતમાંના જે કંઈ સદ્‌ગુણ હોય
તે પ્રત્યે અંધ થવાની જરૂર નથી.
ઘણા માણસો ઉચ્ચ આદર્શો માટે મથે છે;
અને સર્વત્ર જીવન વીરતાથી ભરપૂર છે.
તમારામાં મસ્ત રહો. ખાસ કરીને મમતાનો ડોળ કરશો નહીં,
અને પ્રેમને વક્રતાથી ન જોતા, નરી શુષ્કતા
અને નિર્ભ્રાન્તિ વચ્ચે પ્રેમ તૃણસમ સનાતન છે.
ભલા થઈ સમયની સલાહ સ્વીકારો.
યૌવનનાં પ્રસાધનોનું ગરવાઈથી નૈવેદ્ય ધરી દો.
આકસ્મિક સંકટમાં રક્ષણ મેળવવા આત્મબળને પોષો.
કલ્પનાઓથી જાતને દુ:ખી ન કરો.
ઘણી ભીતિઓ થાક અને એકલતામાંથી ઉદ્‌ભવતી હોય છે.
નરવી શિસ્તને અતિક્રમી જાત સાથે કોમળ બનો.
વૃક્ષો અને તારલા જેટલાં વિશ્વનાં સંતાન છે
તેટલા તમે પણ છો.
અહીં રહેવાનો તમને હક છે.
તમારા મનમાં આ સ્પષ્ટ હોય કે ન હોય,
વિશ્વ જેટલું ઊઘડવું જોઈએ તેટલું નિ:શંક ઊઘડી રહ્યું છે.
ભગવાન સાથે સુલેહ કરી લો.
એના વિશે તમારો ગમે તે ખ્યાલ હોય;
તમારો ગમે તેટલો શ્રમ અને આકાંક્ષાઓ હોય
જીવનની કોલાહલભરી સંકુલતામાં તમારા આત્મા
સાથે પણ સુલેહ કરો.
બધા ડોળ, વેઠ અને સ્વપ્નભંગો છતાં,
આ જગત સુંદર છે.
સાવધ રહો.
સુખી થવા મથામણ કરો.

---

–અમેરિકાના બાલ્ટિમોર શહેર ખાતેના પુરાણા સેન્ટ પોલ દેવળમાંથી:
લખાયા સાલ: ઈ. સ. ૧૬૯૨.

## THREE CURTAINS ☐ Amita Modi

Beyond the river, in the shadow of those mountains,
I built a hut of security,
Cedar walls and lofty roof,
A solid door to guard the entry,
And as an after thought of a double mind,
A window trying to appease the outside.

What a crude attempt to imitate your world !
Pale lamps for celestial splendour,
Ripples of water captured in my earthen jar,
Potted plants for a forest.
An ideal prison called home !

I stole a piece of yours to divide you,
Hoping for a conflict,
Forgetting that this little house
Is just a mole on your endless expanse,
Like a boat emphasising the distance to horizon,
It magnifies the magnitude of infinity,
But my fragmented mind can see only upto edges,
Its bewildered security is lost in the limitless,
Continuum has no edges,
But I am a dweller of the shoreline.

Instead of attempting to divide the infinity,
Let me expand to fill the void;
Extending myself to the horizon,
For horizon never divides,
It is an invitation to the journey that never ends,

For a part of infinity is also infinite,
God may have created this world,
But he left for us to complete it.

I was busy *making* a curtain,
From the cloth born in the land of Pharaohs
And nourished by waters of the Nile,
Its rustles disguise the whispers of Nefertiti,
And its beauty reminds of Cleopatra.
The cloth so soft and pretty
That a veil would have unlocked the beauty
Of a shy maiden.
But I chose to make a curtain for my window,
Under the pretext of privacy,
Thus turning myself into a prisoner.
It was a private stage,
Where a lone actor played his part behind the closed curtain.
And he was also the lone spectator,
Trying to understand the story,
That has yet to find expression.
The drama was trivial.
I clapped at my foolishness to keep me satisfied.
Whirling waters of confusion find their own centre.
Playing this childish game of checkers,
I am getting entangled,
In this evergrowing web of privacy.
An impulse overcomes me.
I can cease to be a lone actor
By becoming an attendant pulling the strings
That open the curtain.
I rush across the room

And fling open the barrier,
Only to find the world choking in the window frame.

The hut that I built was a curtain,
Trying to divide your world;
The window drape yet another mask,
Alienating me from you.
And now I realise that this life is also a curtain !

A haze extending between the edges of unknowns
Where past lives on the hopes for future,
While future leans on the crutches of the past.
A curtain, open or closed, makes no difference,
For the stage extends to fill the theatre,
And there is only one of me.

Yet how often I fail to recognise myself,
Under the layers of makeup !
All my sighs of frustration are the ruffles on this curtain.
So plentiful that life's colour is lost under their folds.
I am so attracted by the brightness of chandeliers
That I overlook the beauty of their shadows.

But on this spring evening,
When I lie here empty of mind,
The three curtains melt away
When I hear you call me by name.



## છંદોલય બૃહદ્ □ નલિન રાવળ

(ઊર્મિકવિતાથી નગરકવિતા)

કવિના રચાતાં જતાં કાવ્યોની સાથે સાથે તે જે ભાષામાં લખતો હોય તે કવિતાનો પણ ભાવમરોડ – શબ્દમરોડ બદલાય તે કોઈ પણ ભાષાની કવિતાના ઇતિહાસમાં મોટી ઘટના ગણાય છે. 'છંદોલય'નું આપણી ભાષામાં થયેલું આગમન આવી એક ઘટનારૂપે હવે ઇતિહાસનો ભાગ બનેલ છે. 'ક્લાન્ત કવિ' અને 'છંદોલય' આ બે પ્રકાશનોની વચ્ચેનો સાતેક દાયકાનો સમય કાવ્યસ્વરૂપોના ખેડાણોનો સમય છે. બાલાશંકરથી અર્થ-લયના અર્વાચીન સંદર્ભો રચ્યે જતી છંદો-બદ્ધ કવિતાનો પૂર્ણ સૌંદર્યબોધ નિરંજનમાં થાય છે. જેમ બાલાશંકર, કાન્ત, કલાપી, નાનાલાલ, બળવંતરાય અને સુન્દરમ્-ઉમાશંકરની રચનાઓ સાથે અર્વાચીન કાવ્યભાષાનું સ્વરૂપ ઘડાતું આવ્યું તેમ રાજેન્દ્ર-નિરંજનની રચનાઓએ પણ સમગ્ર કાવ્યભાષાને અર્થ અને લયના નવા પરિમાણમાં મૂકી આપી. નિરંજનની કવિતાનું વૈયક્તિક મૂલ્ય હોવા ઉપરાંત આગવું એવું તેનું એક ઐતિહાસિક મૂલ્ય પણ છે.

'પૂર્વાલાપ' અને 'છંદોલય'–આ બે સંગ્રહો કોઈ પણ કાવ્યરસિક માટે છંદ-સૌંદર્ય–ભાવસૌંદર્ય કેળવવા માટે પર્યાપ્ત છે. ઊર્મિકવિતા સ્વાભાવિક જ સ્વચ્છ પદવિન્યાસ સાથે આવે છે. આ બંને સંગ્રહોનો સ્વચ્છ અને મધુર પદવિન્યાસ તરત મનમાં વસી જાય તેવો છે. કાન્ત અને નિરંજનના મનોલયની કમનીય ગતિનો સ્પર્શ બંનેની રચનાઓનો મોટેથી પાઠ કરતાં તરત અનુભવાય છે. આ બે કવિજનો પાસે જનાર સહુ કોઈ શબ્દ અને લયનો સંમોહક જાદુ તેની તીવ્રતમ માત્રામાં અનુભવે છે.

મનુષ્યમાત્રની સ્મૃતિમાં જે પેલો આદિમલય રહ્યો છે તેને ઊર્મિકવિ એવી રીતે પ્રકટ કરી આપે છે કે જેને લઈ દરેક મનુષ્ય પોતાનામાં રહેલા આદિ સ્મૃતિલોક સાથે સહજ સંધાન પામી શકે છે. 'છંદોલય'નો મનોમન કે પ્રગટ પાઠ કરતા ભાવપ્રસરણની પ્રક્રિયાના અંતિમ તબક્કે કાવ્ય ભાવકનો ઉત્તમાંશ બની રહે છે. કાવ્ય વાંચતાં વાંચતાં તેમય ત્યારે બની શકાય છે જ્યારે કાવ્યજન્ય ઊર્મિ આપણા મનમાં ઠરી આપણા મનો-લયની ગતિને શુદ્ધ સ્તરે મૂકી આપે. 'છંદોલય'માં આજ લગીની ઊર્મિકવિતાનું લયમધુર સ્વરૂપ સઘળીય લાક્ષણિકતાઓ સાથે ઊઘડી આવ્યું છે. આ સ્વરૂપ સાથે સાક્ષાત્કાર થતાં જ આપણે આપણા મનોલયની ગતિનું અનુસંધાન પામી કાવ્યસંગીતના હાર્દમાં પ્રવેશીએ છીએ. આમ નિરંજનની સિદ્ધિ એક ઉત્તમ ઊર્મિકવિની છે. એમની કવિતાનો અનુબંધ વૈયક્તિક દૃષ્ટિએ એમણે કેળવેલી ઊર્મિકવિતાની ભાવના સાથે છે,

નો ઐતિહાસિક દષ્ટિએ આપણી સમગ્ર ઊર્મિકવિતા સાથે છે. નિરંજનમાં આમ વૈયક્તિક કાવ્યવલણો અને પારંપરિક કાવ્યવલણોનો સુંદર સમન્વય થયો છે.

ઊર્મિકવિ તરીકે નિરંજન કાવ્ય અને ગીતમાં શબ્દ અને ભાવનું સૌંદર્ય નિષ્પન્ન કરવામાં એકસરખું સામર્થ્ય દાખવે છે. કાવ્યનો સુઘડ દઢ પદબંધ અને ગીતનો લહેકભર્યો લય વિશેષ ચિત્તાકર્ષક બને છે. અપૂર્વ પ્રાસલાવણ્યને લઈને નિરંજને એવા કેટલાક વિરલ પ્રાસ કર્યા છે જે શ્રવણે પડતા જ સ્મરણમાં સંઘરાઈ જાય છે. ક્યારેક ક્યારેક તો આખી ને આખી રચનાઓ પ્રાસવૈવિધ્યથી ભરી હોવા છતાં સળંગ એક જ પ્રાસ વહી રહ્યો છે એવો વિસ્મયજનક અનુભવ કરાવે છે. 'પારેવાં' કાવ્યની ઉપાડની પંક્તિઓની પ્રાસરમણા આનું ઉદાહરણ છે:

ઝૂકી ઝૂકી આભથી સારા
ઝીંકાતી આષાઢધારા,
ઝીલે છે નેહથી એને ઘરનાં નેવાં;
નીચે એક નીડમાં હાંફે નમણાં ને નિર્દોષ પારેવાં!
જ્યારે ઝૂકી આભથી સારા
ઝીંકાતી આષાઢધારા.

આ પંક્તિઓનો અને આખાય કાવ્યનો એક આખંડિત લય છે અને તે વરસાદનો—ઝીંકાતી આષાઢધારાનો. સારા ય આભથી વરસતા આ વરસાદી લયમાં ભળે છે સ્નેહનો લય —

ઝીલે છે નેહથી એને ઘરનાં નેવાં.

એમ કહેવામાં ઘરમાં વસનારાઓનો આષાઢધારા સાથે કેવો નેહભીનો સંબંધ છે તે સૂચવાય છે. પણ અહીં કાવ્ય જોડાયું છે એક જુદી જ વાત સાથે. બીજી ટૂકથી નવો જ ભાવ આરંભાતો ચાલે છે અને તે ભાવ છે મુક્તિપ્રિય પારેવાની વેદનાનો. જલભીંજ્યા પારેવાનું તાદૃશ ચિત્ર આપી કવિ આકાશે ટહેલનારાં પારેવાનું રૂંધાતું મન નાના એવા નીડમાં માનતું નથી એમ કહી પારેવાંની વિમાસણને આમ મૂકે છે—

આખા યે આભને લાવી મેલવું શેમાં?
નાનેરું નીડ છે એમાં?

છેલ્લી ટૂકમાં કાવ્ય પેલો સળંગ લય— —ઝીંકાતી આષાઢધારાનો ફરી પ્રકટ કરે છે ત્યારે તેમાં હવે નીડમાં બદ્ધ પારેવાંની વેદનાનો લય ભળે છે. કવિ કૌશલ અંતની પંક્તિઓ દ્વારા આ વેદનાની વ્યાપ્તિને તાદૃશ કરવામાં રહ્યું છે—

એથી એના દુ:ખને નથી ક્યાંય રે આરા!
ઝીંકાતી જોરથી જ્યારે આષાઢધારા.

આ એક વિરલ પ્રાસ એ અર્થમાં છે કે અહીં બાહ્યાંતરને જોડતો એક અખંડ પ્રાસ – કાવ્યભાવ અને કાવ્યલય દ્વારા સુગ્રથિત થતો આવતો અખંડ પ્રાસ બાહ્યાંતરને એકાકાર કરતા વેદનાના અર્થને વ્યાપક અને ગહન એવા સ્તર પર મૂકી આપે છે. એક અન્ય વિખ્યાત કૃતિ 'મન'માં પણ મનુષ્યની કોઈ ગહન વેદનાની વિરાટ વ્યાપ્તિ અંતની પંક્તિઓમાં દૃશ્ય કરાઈ છે —

જોયું મેં આજ આષાઢના ગગનને
કે પછી માહરા ગહન શા મનને?

આહીં પણ આખીય ક્રિયા બહારના વિશાળ પરિમાણમાંથી અંતરના—અનેક સ્પંદનો અને ક્રંદનો ગોપવતા અંતરના ગહન એવા પરિમાણમાં જવાની છે. સહેજ જુદી રીતે પણ આજ વાત—બહાર અને અંદરના વિશ્વના સંબંધની વાત અહીં ફરી ફરી આવે છે –

**રે આજ આષાઢ આયો**
**મેં નેણનાં નીરમાં મનનો તે માઢ ગાયો!**

આહીં આ ગીત પણ પ્રકૃતિ-ઉલ્લાસ અને પ્રિયાવિરહમાંથી જન્મતા વિષાદનો એમ સામસામો પ્રાસ રચે છે. ઉલ્લાસની ક્ષણ વિષાદની ક્ષણને આમંત્રીને જાણે ન આવી હોય! જીવનનું આ ધ્રુવ સત્ય અહીં સહજ સ્વીકારાયું છે –

**ક્ષણ હસવું, ક્ષણ રડવું**
**પૃથ્વી વિણ ક્યાં જડવું?**

ઊર્મિકવિતાનું સૌંદર્ય આમ આંતર-બાહ્ય સૃષ્ટિના રહસ્યમય સંબંધને મન-હૃદયથી સમજવામાં સાકાર થતું આવે છે. પણ ઊર્મિકવિતાનું આચીય અદકું સૌંદર્ય ઊઘડે છે મનુષ્ય જ્યારે પ્રકૃતિ અને વ્યક્તિ સાથેની સઘળી ય ઉપસ્થિતિઓમાં અનિવાર્યપણે અનુભવાતી આનંદ અને વિષાદની ક્ષણોને સહજ રીતે સ્વીકારી લે. છંદોલયની ઘણી રચનાઓનું સૌંદર્ય કવિની સુખદુઃખ સમેતના જીવનસર્વસ્વના સ્વીકારની ભાવના પર નિર્ભર છે.

આમ નિરંજનની કવિતામાં ભાવ અને ભાષાનો સૂક્ષ્મ પ્રાસ સળંગ વહેતો હોય છે જેનું પ્રગટ સૌન્દર્ય સ્વરવ્યંજનસંકલનમાં–કાવ્યરૂપ પામતી શબ્દ, લય, અર્થના આયોજનવાળી કાવ્યભાષામાં વિલસી રહ્યું છે.

ઊર્મિકવિનું લક્ષ્ય ક્ષણમાં ઝબકેલા સૌન્દર્યને કાવ્યમાં ચિરંતન પ્રતિષ્ઠિત કરવાનું રહ્યું છે. કવિકૌશલ ક્ષણની છવિને સર્વ મનુષ્યના મનમાં વહેતા લય પર અંકિત કરવામાં રહ્યું છે. 'છંદોલય'માં કવિચિત્તની સૌન્દર્યયાત્રાનો આલેખ રહેલો છે –

**તાકી તાકી**
**જોઈ છે રે મેં બીજને બાંકી!**

એ પંક્તિઓથી શરૂ થતી કાવ્યની નમણી પ્રાસરચના બીજની બંકિમાને જેટલી ગગન-પટે અંકિત કરે છે તેટલી હૃદયપટે અંકિત કરે છે. છેલ્લી ટૂકમાં બીજની રેખાનું માનસસંચરણ મૃદુતાથી નિરુપાયું છે–

**મારે ઉર જે કવિ,**
**એણે રે આ ક્ષણની છવિ,**
**હળવે હાથે મનમાં આંકી!**

બહાર વિશ્વલીલાનું જે એક ચક્ર ચાલી રહ્યું છે, ધરતી અને આભની વચ્ચે સર્વત્ર જે એક રમણા ચાલી રહી છે અને સઘળે જે સંચેતના ફરકી રહી છે તેનું રહસ્ય કવિ માનવોના હૈયામાં જુએ છે, તેનું સત્ય કવિ મનુષ્યના ચિત્તમાં પ્રતિષ્ઠિત થયેલું જુએ છે અને 'રવિ-ચન્દ્રતારા'ની ય પાર રહેલા 'કલ્પનાના મિનારા' પરથી કવિ પરમ રહસ્યનો–

સત્યવેષ્ટિત સૌન્દર્યમય રહસ્યનો સાક્ષાત્કાર કર છે–

**જ્યાં રાત ને દિન ચગે રવિચન્દ્ર તારા**
**એ આભથી ય પર કલ્પનના મિનારા!**
**આ શૂન્ય તો સૃજનની શતઊર્મિ પ્રેરે!**
**ત્યાં જે સુગંધરસરંગ ન, શા અપારે**
**એ સૌ અહો પ્રગટ રે મુજ બીનતારે!**
**સૌંદર્ય શું સભર સપ્તક સૂર વેરે,**
**ને ચિત્ત એ સ્વર મહીં લયલીન ડોલે**
**રે સ્વપ્ન શી સકલ સત્ય રહસ્યની સૃષ્ટિ ખોલે!**

આ કાવ્ય-સ્વપ્ન-રચાયું ત્યારે કવિની વય સત્તરની. આ વયે ભાવ અને છંદ પર આટલું પ્રભુત્વ કદાચ પ્રાપ્ત કરી શકાય પણ અહીં કાવ્યતત્ત્વને પામવાની જે ઉત્કટતા છે તે અન્યમાં જવલ્લે જ જોવા મળે. વળી અહીં એક અકલ્પ્ય પંક્તિ આવી ગઈ છે–

**આ શૂન્ય તો સૃજનની શતઊર્મિ પ્રેરે!**

કવિકલ્પનાના વ્યાપ અને ઊંડાણનું અહીં સૂચન છે. સર્જનપ્રક્રિયાના આદિબિંદુ સમા અપાર શાંતિથી ભર્યા આ 'શૂન્ય'નો ઉલ્લેખ અન્ય એક કૃતિની આ પંક્તિમાં થયો છે–

**પૂનઃ શૂન્યત્વેથી હૃદય વિકસે વ્યાપક ક્ષિતિ!**

ઊર્મિકવિતા વાયુમાં ચિત્ર દોરવાની-વેળુમાં શિલ્પ કોરવાની કળા છે. સુંદર અધિક સુંદર બને છે. અસુંદર છે, કુરૂપ છે તેય સૌંદર્ય પ્રાપ્ત કરે છે–કાવ્યમાં. નર્યા વેળુકણોથી ભર્યા રણમાં – જીવનરણમાં કલ્પના શિલ્પ કોરી જાય છે, ફૂલનું અસ્તિત્વ નહીં છતાં ફોરમ મૂકી જાય છે અને વહેતી હવામાં એક એવું ચિત્ર દોરી જાય છે જેમાં કોઈ પરમ સૌંદર્યની સ્મૃતિ-મ્હોરી રહે–

**ન ફૂલ ને ફોરમ તોય ફોરતી,**
**વ્હેતી હવામાં હળુ ચિત્ર દોરતી.**

**જાવ સુવર્ણ બધી જ ક્ષણેક્ષણ**
**દિશદિશે પ્રસર્યું અહીં જે રણ**
**ત્યાં વેળુમાં યે મૃદુ શિલ્પ કોરતી.**

**મધુર આ ઉરમાં પ્રગટી વ્યથા,**
**ક્ષણિકમાં ચિરની રચતી કથા,**
**સૌંદર્યની સૌ સ્મૃતિ આમ મ્હોરતી.**

અંતની પંક્તિઓમાં કવિ જીવન અને ક્વનમાં પ્રવેશતા સુખ અને દુઃખનો, આનંદ અને વ્યથાનો સૌંદર્ય લેખે જ સહજ સ્વીકાર કરે છે. આરંભકાળે રચેલું ગીત 'સોણલું'માં પણ કવિ ધસમસ્યા ઊર્મિ-ઉછાળનાં વચ્ચેય માનવવેદનાનું સ્મરણ કરી લે છે–

**ઓ સોણલા, તું વેદનાને પાછી તે ઠેલમાં**

'છંદોલય'ના કવિની ઓળખ અન્યત્ર 'સ્વપ્નનો સૂરમો આંજેલો કવિ' તરીકે આપવામાં આવી છે. ઘણાં કાવ્યો- ગીતોમાં 'સ્વપ્ન' શબ્દ વળી વળીને આવે છે. પહેલી જ ગીતરચનામાં સોણલાને કેટ-કેટલું ખેલવ્યું છે! અહીં આ શબ્દ આઠ વાર આવે છે. છતાં દરેક આવર્તને જુદો જ અર્થસ્પંદ જાગે છે. ઉઘાડની પંક્તિઓ માત્ર આ ગીતની જ નહીં પણ આખા સંગ્રહમાં વહેતા એક સળંગ ભાવ-ગીતની ધ્રુવપંક્તિઓ છે.

મારી પાંપણને પલકારે
હો રાજ! મેં તો દીઠું'તું સોણલું.
મારા અંતરને અણસારે
હો રાજ! મેં તો દીઠું'તું સોણલું.

જે નેત્ર જગતની વિવર્તલીલાને નિરખે છે તે નેત્ર પુનઃ તે લીલાને સ્વપ્નરૂપે જુએ છે. કવિ 'પાંપણને પલકારે' આ સૌંદર્યને–સ્વપ્નને જ નહીં પણ હવે તેનીય પારની કલ્પનાને નિરખે છે.–કલ્પના કે જે વિવર્તશીલ સૌંદર્યને ચિરંતન કાવ્યરૂપમાં પલટે છે. નિરંજનમાં 'સ્વપ્ન' આ સૌંદર્યના - કલ્પનાના - રહસ્યના પર્યાયરૂપે આવે છે. યૌવનોર્મિની પ્રબળ છોળ દાખવવા પણ કવિ આ શબ્દને વાપરી પાછળથી તેની જુદી જુદી અર્થચ્છાયાઓ અગાઉ જે કાવ્ય–સ્વપ્ન–નો ઉલ્લેખ થયો તેમાં પ્રકટ કરતા રહે છે–

**સ્વપ્ને છકેલ મુજ પાગલ જિંદગાની!**
**આ શો નશો! નયનમાં સુરખી છવાઈ!**
**ઉન્માદ શો! રગરગે રટના ગવાઈ!**
**શો મત્ત પ્રાણ! મદિરામય શી જવાની!**

કવિની સૌંદર્યવિભાવના દાખવતી આ રચનામાં યૌવનોર્મિનો પણ કવિએ અહીં વસંતતિલકાના ભવ્યમધુર લયમાં જે સત્કાર કર્યો છે તે અનન્ય છે. કાવ્યને અંતે આવતો શબ્દ સ્વપ્ન સત્ય અને રહસ્યને આવરતો જઈ કવિની કાવ્યવિભાવના સૂચવતા એક પ્રતીકાત્મક શબ્દરૂપે રૂઢ થાય છે. નવી જ ભાવગતિ દાખવતા કાવ્ય 'વિદાય'માં ફરી સ્વપ્ન અને કલ્પનાનું એ જ અદ્વૈત જોવા મળે છે-

**વિદાય, પ્રિય કલ્પના, આવ વિદાય દેવી, સખી!**
**થાકેલ મનમ્હેલને શયન કૈંક રાતો રહી,**
**મને સકલ સંગના સ્વપનની જ વાતો કહી;**
**પરંતુ પ્રિય, અંતમાં તવ વિદાય લેવી લખી!**

અહીં નવી જ ભાવગતિ ઊભી થઈ રહી છે. કવિ હવે સ્વપ્નની કલ્પનાની વિદાય યાચે છે. કેમ? નિરંજન માત્ર સૌદર્યદર્શી કવિ નથી, માનવતાવાદી કવિ પણ છે એટલે મનુષ્યને પામવાના; એના હૃદયને ભાગવાના પ્રત્યન તરફ તે અહીં વળે છે. 'પાંપણને પલકારે' જે સોણલું દીઠું હતું તેને હવે પૂરું પ્રમાણવું છે 'અંતરના અણસારે.' કલ્પનાની દષ્ટિએ દીઠું સૌન્દર્ય હૃદયદષ્ટિએ એક એવા સત્યમાં પલટાવવું છે જે માનવસત્યરૂપે પ્રતિષ્ઠિત થાય અને જીવનનું સત્ય વેદનાનો પણ સત્કાર કરે. આગળ નોંધ્યું તેમ આ પહેલી ગીતરચનામ પણ પેલી આર્જવવાણી તો છે જ –

**ઓ સોણલા, તું વેદનાને પાછી તે ઠેલમાં**

અહીં પણ કલ્પનાને વિદાય આપતી વેળાએ કવિ સામે ચાલીને અંગત ઊર્મિજગતને આઘું કરી 'ગહન મૌનમાં' 'મનવ્યથા' સ્હેવી એવો નિર્ધાર કરે છે :

**વિદાય, પ્રિય જા! તને મનકથાય કહેવી નહીં,**
**હવે ગહન મૌનમાં મનવ્યથા જ સ્હેવી રહી!**

હવે મનવ્યથાને કોઈ મોટા સ્તર પર પ્રમાણવાનો સંકલ્પ દૃઢ થતો આવે છે. વ્યકિતપ્રીતિ અને જનપ્રીતિના સંદર્ભમાં મનવ્યથાના જુદા જુદા પહેલ પડતા આવે છે.

સઘળા કંટક જાતે સહી અન્ય અર્થે પુષ્પ પાથરવા અને નિજને ભૂલીને પરનું

નામ રટણ કરવું એ પ્રિયજનનો સ્વભાવ છે. પ્રેમ વ્યકિતના ઔદાર્યને બહાર લાવે છે. અહીં એક નર્યા હૃદયઔદાર્યથી ભર્યા પ્રેમીની ઘણી ભાવમૂર્તિઓ છે. આ રચનાઓનો પ્રધાન સૂર છે વ્યકિત પ્રીતિની આરત–

'એ આવશે' એમ રટી રહીને
મેં તો દિશાનાં સહુ દ્વાર હેર્યાં,
ને શૂળ સૌ કંટકની સહીને
મેં તો પ્રિયાને પથ પુષ્પ વેર્યાં.

ઉત્કટ પ્રણય દાખવતી વ્યકિત જે પ્રતિસ્વર મેળવે છે તેમાં હૃદયસંવાદનો સૂર કવચિત મળે છે–

'બે પછીના બપ્પોરે,
'આવીશ' કહી પ્રિય, આવી નહીં
તું જોવનાઈનાં જોરે!
બે પછીના બપ્પોરે!'

આમ છતાં હૃદયધૃતિ દાખવતી વ્યકિત પ્રતીક્ષા કર્યે જ જાય છે. મનહૃદયના પ્રેમના રંગની આભાને તેમ જ પ્રિયજનની વિરહ-વેદનાનાય રંગની આભાને કુદરતમાં વ્યાપકરૂપે છલાવી દીધી છે તે ફરી એકવાર પ્રેમીની ભાવમૂર્તિનો દઢ સંસ્કાર મૂકી જાય છે.

બે પછીના બપ્પોરે
મુજ હૃદયેથી લાલી ગ્રહી ગ્રહી,
રંગ ફૂટ્યા અંતે શું રહી રહી,
ત્યાં સંધ્યાની કોરે!
બે પછીના બપ્પોરે!

કાવ્યરચ્યા ભાવના સંદર્ભમાં તેમ જ ભર્તૃહરિના આ જ ભાવના મિજાજને આબાદ ઉતારતી આ પંકિતઓમાં ભલે કહેવાયું–

રે પ્રીત, ભર્તૃહરિના ફૂલમાં તું મૂર્ત!
રે ધિક તને, છલમયી! છટ્ હા! તું ધૂર્ત!

પણ કવિનો હાડોહાડનો અનુભવ આ છે–

હે રમ્ય રૂપ,
રહસ્યથી પૂર્ણ અગમ્ય છાયા
સમી તને ચંચલ કામ્ય કાયા,
અસ્પર્શ્ય ને તોય તું દશ્ય, ધૂપ!

આશ્લેષની ક્ષણે જ બાહુમાં અંચલ રહી જાય અને ચંચલ કામ્યકાયા સરી જાય, રમ્યરૂપ અલોપ થઈ જાય અને માત્ર હવા જ શૂન્યમાં હસી રહે એવા 'ચિરકાલ ચંચલ' રૂપનો અહીં પરિચય છે. પ્રેમીજનની પ્રતીતિમાં સ્વસ્થ કોઈ દર્શનની લકીર અહીં જાણે કે ઊઠતી આવે છે. પ્રીતિની વિફળતાનો, રૂપની અગ્રાહ્યતાનો પરાજિત બની સ્વીકાર કરી લેવો અને પ્રેમના કે રૂપના તત્ત્વનો એક સમજ કેળવતા જઈ સ્વીકાર કરવા તેમાં ઘણો ફેર છે. પ્રેમકાવ્યો પ્રાપ્ત કે અપ્રાપ્ત પ્રેમની અહીં એક સમજ કેળવતા આવે છે.

ક્ષણે આવી ક્ષણમાં જ વિલાતા વ્યકિતજન્ય કે પ્રકૃતિજન્ય રૂપનો ક્રિયાત્મક એટલે કે કલાત્મક નિર્દેશ 'તું હતી સાથમાં' અને 'ગ્રીષ્મ મધ્યાહ્ન' માં થયો છે.

એકાંત પ્રેમીજનોને નિકટ લાવી પરસ્પરના હૃદયભાવને તીવ્રતર કરે છે. કાવ્યના ઉઘાડમાં એકાંત વાતાવરણને અજબ ભાવથી ભરી બે યાત્રીઓને એક કરી રહે છે.–

તું હતી સાથમાં!
તું પ્રિયે, કામ્યગાત્રી,
હતી વિજન વનને પથે પૂર્ણિમા રાત્રિ,
ને હું અને તું હતાં બે જ યાત્રી
જતાં હાથ લૈ હાથમાં!
તું હતી સાથમાં!

પ્રિયમિલનની સ્નેહકથાને અનુરૂપ એવું આ અદભુત વાતાવરણ અજબ પલટો લે છે. કાવ્યારંભે જે મનભર એકાંત હતું તે કાવ્યાંતે નરી શૂન્યતામાં પલટાય છે. પ્રથમ ખંડકમાં સંવાદનું વાતાવરણ બંધાયું તે પછીના પાંચ ખંડકોમાં તીવ્રતર એવા વિસંવાદમાં છૂટું પડતું આવ્યું. સુગંધ ઝરતી મંજરી મ્લાન થઈ ઢળી પડી, કોકિલા છેલ્લો ટહુકાર કરી રોપથી ચાલી ગઈ, ચન્દ્રીએ મેઘનું અંચલ મુખ પર ધારી લીધું, પવનની લ્હેરખીય પ્રિયજનોનો સંગ ન ખમી શકી અને બંનેના અંગને વેરથી અડી અલોપ થઈ ગઈ છતાં મૌનમાં મગ્ન બંનેએ હાથમાં હાથ લઈ ચાલ્યા કર્યું ત્યાં ... પ્રેયસી પણ વાયુની લહેર શી ચાલી ગઈ–

ને અચાનક મને શૂન્યતા શીય સાલી ગઈ
એ જ ક્ષણ જાણ્યું કે તું ન'તી સાથમાં

પ્રિયજનનું-અસ્તિત્વ એક કેવી મનોરમણા છે! એક કેવી મોટી ભ્રમણા-છલના સાથે ચરણ માંડવા પડે છે! એક કેવો મોટો વિષાદ પ્રીતિના ફલરૂપે આવી ઊભો રહે છે!– આવો ભાવ આ કૃતિ વાંચતા થાય છે તેમ નહીં, અન્ય રચનાઓ પણ આ જ ભાવને ઉપસાવતી આવે છે. એક અન્ય કાવ્યમાં પ્રિયજનના સ્મરણોનો પ્રાસ ક્ષણો સાથે મેળવાયો છે. જ્યાં જે ભૂમિ પર પ્રિયચરણ અંકાયા હતા ત્યાં તે વેળુકણ પર ચરણચિહ્ન પણ નથી. રહ્યાં છે માત્ર–

...... વૃણો
મિલન પળના, શેષસ્મરણો..

(આ કૃતિ - શેષસ્મરણો - માં કવિએ અભ્યરત શિખરિણીનો પ્રયોગ ત્રણત્રણ પંક્તિના પાંચ લયઘટકો યોજી એવી સર્જનાત્મક રીતે કર્યો છે કે મૂળ છંદનો એક નવો લયબોધ ઊભો થાય છે. 'એકલો' કાવ્યમાં પણ કવિ અભ્યસ્ત ઉપજાતિ યોજે છે - એક નવી લયરેખા સિદ્ધ કરવા પણ આ નવી લયરેખા ભાવરેખાના અજબ ઉઠાવ અર્થે આવે છે તે ન વિસરાય. હરિગીત, ઝૂલણા, કટાવ, ગુલબંકી જેવા માત્રામેળ છંદો કે પછી –

'વસંતમંદાર-ગમાલિની'

જેવા વૃત્તો જયારે વિશિષ્ટ રીતે અહીં પ્રયોજાયા છે ત્યારે તેનો નૂતન લયબોધ અસ્તિત્વમાં આવ્યો છે. નિરંજને પ્રયોજેલા પંક્તિખંડકો પણ અભ્યાસનો રસપ્રદ વિષય છે. સૂક્ષ્મ ભાવખંડકોના પ્રત્યક્ષિકરણ અર્થે કવિ પંક્તિખંડકો યોજે છે.

સામસામી બે તીવ્ર અનુભૂતિઓની સમવિષમ ગ્રંથિઓ આવળીસવળી ગૂંથાઈ એક એવી પરિસ્થિતિ ઊભી કરે છે જે જેમ જેમ કાવ્યમાં ઊઘડતી આવે તેમ તેમ રસની માત્રાને વધારતી આવે. 'ગ્રીષ્મ મધ્યાહ્ન' આનું ઉદાહરણ છે.

તપ્ત પૃથ્વી પર અગ્નિની આંખમાંથી ઝરતા અંગારઊના તાપમાં તપતો પંથ વેધક પ્રતિરૂપ દ્વારા દૃશ્ય બને છે.

**ભૂખરી પૃથ્વી પે માહરો પંથ લંબાઈ સામે પડયો**
**કાષ્ઠના ચક્ર પે રક્ત રંગીન શું લોહટુકડો જડયો !**

આ તાપમાં આ નર્યા નિર્જન વૈશાખના ધોમ બપ્પોરમાં એક જણ શૂન્યમાં શૂન્ય થઈ પંથ કાપી રહ્યો છે અને માપી રહ્યો છે 'શૂન્યના નેત્રથી સ્થલ અને કાલના અંત.' બીજા ખંડકમાં પરિસ્થિતિ પલટાવા લાગી, તપ્ત સુનકારભરી દિશાઓ લાવણ્ય ધરવા લાગી, મૃદુ ગીત શી પવનલ્હેર ફરકવા માંડી અને –

**સ્વપ્નમાં જેમ કો કલ્પના હોય ના બોલતી**
એમ આભમાં ડોલતી ડોકથી ટહુકો વેરી જતું પંખી આવી ચડ્યું પણ આભને ફરી ખાલી કરી આવ્યું ન આવ્યું અને ઊડી પણ ગયું. વિષાદભર્યા હૃદયની ગાઢ છાયા સમી વાદળી ઢળી ન ઢળી અને ફેલાઈ લાગ્યું કે –

ગ્રીષ્મ મધ્યાહ્નમાં શાંત શી સંધિકા રેલાઈ ગૈ

પણ કવિએ ચાર સળંગ આવતા પ્રશ્નાર્થોથી ભરી પંક્તિઓ દ્વારા જે વિસ્મય પ્રકટાવ્યું હતું તે દાહક વાસ્તવને પ્રત્યક્ષ કરે છે –

**નીરની ધારથી શું તૂટી રહે શિલા?**
**આ બધું છળ અરે છાનુંછપનું હતું?**
**પલકભર શૂન્યનું ભ્રાંત સપનું હતું?**
**આધખૂલી નેણમાં સાંધ્યસૌંદર્યની રંગસરણી હતી?**

અંતની પંક્તિ ઉપાડની દાહક પૃથ્વીને ફરી પ્રત્યક્ષ કરી કાવ્યનો મૂળ ધ્વનિ તીવ્ર રીતે પ્રકટ કરે છે –

**જાગીને જોઉં તો એની એ તપ્ત હા,**
**તપ્ત ધરણી હતી!**

'તું હતી સાથમાં' અને 'ગ્રીષ્મ મધ્યાહ્નમાં' કવિની વ્યક્તિપ્રીતિની અને પ્રકૃતિની આર્તિને ઉત્કટ રીતે ક્રિયાત્મક રીતે પ્રકટ કરી આપતી પ્રતિનિધિ રચનાઓ છે. હાથમાં આવે અને સરી જાય; પમાય પમાય અને ન પમાય એવું ગહન તત્ત્વ પ્રીતિ છે એવી અહીં પ્રતીતિ છે. પ્રકૃતિની લીલા પણ આ ક્ષણે રચાઈ બીજી ક્ષણે વિલાય છે તેની પણ અહીં પ્રતીતિ છે શેષ રહે છે સ્મૃતિ. આ સ્મૃતિ પરિણમે છે દર્શનમાં: જીવનમાં વેદનાનો સ્વીકાર. 'ઘડીક સંગ'માં આવતી આ પંક્તિઓમાં માનવજીવનના આ ધ્રુવસત્યનો સ્વીકાર થયો છે –

**વાટમાં વચ્ચે એક દી નકી આવશે વિદાયવેળા,**
**તો કેમ કરીને ય કાળ ભૂલેના એમ ભમીશું ભેળા.**

આમ નિરંજનની કવિતામાં જે વિશેષ રસપ્રદ છે તે છે તેમાં વસતો મનુષ્ય જે જેમ જેમ વધુ સમજાતો આવે છે તેમ વધુ ને વધુ હૃદયને નિજની અમીરાતથી સભર કરતો રહે છે.

'સંસ્મૃતિ' કાવ્ય સાથે નિરંજનની કવિતા એક વળાંક લે છે. કવિ એક અંગત ઊર્મિજન્ય કટોકટીમાંથી પસાર થાય છે. કવિએ અત્યાર લગી સંરક્ષેલું અંગત ઊર્મિજગત મોટા આંચકા

સાથ હલબલી ઊઠે છે. આંતરિક વિશ્વ અને બાહ્ય વિશ્વ વચ્ચેની સંબંધ-રેખા જાણે કે એક બનાવથી આઘાત સાથે તૂટી જાય છે. આ બનાવ આમ તો અપૂર્વ હતો–સ્વાતંત્ર્યસિદ્ધિના પર્વના નિમિત્તરૂપ બનાવ હતો પણ બે ભાગમાં વહેંચાઈ ગયેલા દેશના અસંખ્ય બાંધવોના રક્તસ્નાનમાં પરિણમેલું આઝાદીનું પર્વ કવિને વિચ્છિન્ન કરી નાખે છે. જે સ્વપ્નબીન દ્વારા સૂર રેલાયા તે સ્વપ્ન-બીન ભગ્ન પડયું છે–

**આવ હે મુક્તિદિન!**
**આજ તું જોઈ લે ભગ્ન આમ સ્વપ્નબીન.**

કવિ નિજના સૌંદર્યલોકમાંથી બહાર આવી જુએ છે તો પહેલી વાર જીવન–નિજનું અને સહુનું અરક્ષિત લાગે છે. જે હૃદયને લાડ લડાવ્યા તે હૃદય આંખ સામે ભાંગતું આવ્યું. એક સુકુમાર પ્રતિરૂપ દ્વારા હૃદયની આર્દ્રતા અને તેની વિચ્છિન્નતા અહીં નિરૂપાઈ છે.

**શક્ય ના છૂરીથી જલ કદી છેદવું,**
**ને છતાં જલ થકી યે વધુ સ્નિગ્ધ**
**જે સ્હેજમાં દ્રવી દ્રવી જાય એ હૃદયને**
**એવી તે કઈ છરીથી હશે શક્ય આ ભેદવું?**

કાવ્યમાં સ્વાતંત્ર્ય પહેલાનો ઇતિ-હાસ ઉઘડતો આવે છે. સાંપ્રત રાજકારણનો દોર જે હાથમાં છે તે હાથે તો સત્તાનો ઉન્માદ ચડતા છેહ દીધો. મુક્તિના સ્વપ્નને જોઈ રાષ્ટ્રયજ્ઞમાં વિલીન થઈ ગએલા વીરો સ્વાતંત્ર્ય સ્વપ્નને રોળાતું જોઈ કેવા કળપી ઊઠયાં હશે તે દર્શાવતી આ પંક્તિઓ જુઓ–

**મુક્તિના એ સ્વપ્નને જોઈને**
**રાષ્ટ્રના યજ્ઞમાં વિલીન રે થૈ ગયા જે બલિ**
**આજ એ સ્વપ્નને આમ વિલીન તે થૈ**
**જતું જોઈને**
**ખાંભી નીચે હશે જેમની મુઠ્ઠીભર માટીયે**
**ગૈ હલી.**

આ સ્વાતંત્ર્ય વીરોની શહાદતના શપથ લઈ ફરી સપ્તસ્વરમાં મુક્તિદિનની ઝંકૃતિ પ્રકટાવશું એવા આશાના સૂર સાથે કાવ્ય ભલે અંત પામ્યું પણ કવિની સ્વપ્નબીનમાંથી હવે જે સૂર નીકળે છે તે જુદા છે.

સામાજિક અભિમુખતા કેળવતી કવિતા–કટાક્ષની ધાર સાથે આવેલી કવિતા 'નવા આંક', 'અમદાવાદ', 'નિવેદન', 'ઓગસ્ટ ૧૯૫૬', 'લોકલિપિ' વગેરે રચનાઓમાંથી પસાર થઈ એક નવા દૃષ્ટિકોણ સાથે 'પ્રવાલ-દ્વીપ'માં તેના ઉત્તમ સ્વરૂપે આવે છે. સામાજિક અભિમુખતા કે સામાજિક સંપ્રજ્ઞતા એ કંઈ આજની કવિતાની નવીનતા છે એમ નહીં કહી શકાય. કવિ-તાને ક્યારેય સમાજથી વિમુખ રહેવું કે કવિને ક્યારે ય સામાજિક સંપ્રજ્ઞતા કેળવ્યા વિના કાવ્યપ્રવૃત્ત થવું પાલવ્યું નથી. કવિનો શબ્દ સાથેનો વ્યવહાર તેનો આખોય વાગ્વ્યાપાર ભાષાને સામાજિક ધોરણે પ્રતિષ્ઠિત કરવાનો રહ્યો છે–આ જોતા એમ જણાય છે કે જાણેઅજાણ્યે પણ કવિઉદ્યમ કાવ્યવાણી દ્વારા લોક-વાણીને શુદ્ધતર કક્ષાએ મૂકી આપવાનો રહ્યો છે.

'૩૩ કાવ્યો' તેમ જ 'પ્રવાલદ્વીપ'-

ની ભાષામાં લોકભાષાના રણકાઓ મળેલા છે, — કવિને આ માટે પ્રયત્ન કરવો પડ્યો છે તેમ નથી. આરંભથી જ તેમની કાવ્યવાણી સંસ્કૃતસભર પદાવલિ અને સરળ દશ્ય કે તદ્ભવ શબ્દ ગૂંથિ લોકવાણીના લ્હેકાઓ એકસાથે સમાવતી ચાલે છે –

શિશિર જર્જર વૃદ્ધ વસુંધરા
સકલ અંગ વિષે પ્રગટી જરા.
કે–
શ્વેત શ્વેત
આ ચાંદની કે નભ કેરું હેત. –

માં જે ભાષા છે તેના સામા પલ્લાની ભાષા

.એકડે એકો
પરમેશ્વરને નામે પ્હેલો મોટો છેકો

તગતગતો આ તડકો
ચારે કોર જુઓને કેવી ચગદાઈ ગઈ છે સડકો,

માં જોવા મળે છે.

કવિ પાસે આમ એમની કવિતાની વળાંકની હાણે નવીન વિષયને અનુરૂપ એવી લોકસ્વરને વણતી ચાલતી ભાષા હાથવગી હતી જ.

'૧૩-૭ની લોકલ' અને 'બળતાં પાણી'-માં લોકપ્રશ્નને – યુગપ્રશ્નને સમજવાનો જે પ્રયત્ન થયો, વ્યક્તિ અને સમૂહને સાંકળતી નાનીમોટી લાગણીઓનો તેમ જ વિચારસ્પંદનોનો જે કાવ્યભૂમિકા પર આકાર રચાયો તેથી સ્વાભાવિક જ જુદો આકાર 'પ્રવાલદ્વીપ'માં રચાયો. લોકપ્રશ્નને યુગપ્રશ્નને સમજવાનો અને અર્વાચીન નગરસંસ્કૃતિના સીધા સંબંધમાં રહી તપાસતા મનુષ્યને લક્ષ્યમાં લેવાનો કવિપુરુષાર્થ 'પ્રવાલદ્વીપ' કાવ્યગુચ્છમાં જોવા મળે છે. આ નગરકાવ્યો છે અને નગરકવિતા ગ્રીસ જેટલી જૂની છે, ઑવીડ અને કેટયુલસમાં તો નગરજનોનો પરસ્પરનો વ્યવહાર જ કેન્દ્રમાં છે. 'આર્સ ઍમેટોરીઆ' એમની સન્નારીઓ, સદ્ગૃહસ્થો, યુવકો અને યુવતીઓની અંતઃવૃત્તિઓનું આલેખન કરે છે તો કેટયુલસનાં કાવ્યોમાં નગરલલનાઓ પરનો તીખો કટાક્ષ રહેલો છે. આ પછી યુરોપમાં નગરકવિતાની પરંપરા રચાઈ. ડૉ. જ્હોનસનની વિખ્યાત કટાક્ષકૃતિ 'લંડન' નગરકવિ જવેનલના કટાક્ષકાવ્યોની સીધી અસર લઈને આવે છે.

'પ્રવાલદ્વીપ'માં જે નગરકવિ વસે છે તેણે પ્રાચીન - અર્વાચીન વિશ્વનગર કવિતાના સંસ્કાર સ્વસ્થ રીતે ઝીલ્યા છે તેમ જ ઍલિયટ – ઑડન આદિ કવિજનોએ યંત્રસંસ્કૃતિ વિશે કરેલો કાવ્યવિચાર આત્મસાત પણ કર્યો છે. ઊર્મિકવિતાના જ એક વિકાસ લેખે નિરંજનની નગરકવિતાને જોવાની રહે એટલે કે નિરંજને કેળવેલી, એમનામાંથી ઊભી થયેલી ઊર્મિકવિતાના એક અદ્યતન સ્વરૂપ તરીકે જ 'પ્રવાલદ્વીપ'નો સ્વીકાર કરવાનો રહે અને નહીં કે પશ્ચિમની કવિતાના સામાન્ય અનુલક્ષમાં કે કોઈ વિશેષ રીતે તેબ્લો પારિસીઓ (Tableaux Parisiens)ના અનુસંધાનમાં તેને સમજ-

વાનો રહે. પેરિસ અને મુંબઈ આ બે નગરો વચ્ચે આસ્માન-જમીનનો ફરક છે. એકનો ઐતિહાસિક વિકાસ આખીય યુરોપીય સંસ્કૃતિના સંદર્ભમાં જોવાય છે જ્યારે બીજાનો ઇતિહાસ હજી શરૂ થાય છે ગયા સૈકામાં. (શ્રીધરાણીનું કાવ્ય–આઠમું દિલ્હી– સાંસ્કૃતિક-સામાજિક સંદર્ભો જગાવતું પ્રથમ કાવ્ય છે જેણે સાંપ્રત નગરસમાજને આખા ઇતહાસના પરિપ્રેક્ષ્યમાં જોવાની મોટી નેમ સાધી છે.) નિરંજનના મુંબઈકાવ્યો આજના નગરે ઊભા કરેલા અને વિશેષ તો માનવીના ચિત્તને સ્પર્શતા જટિલ પ્રશ્નો લઈને આવતા નથી. વર્ણનકાવ્યો તરીકે જ તે વધુ માણી શકાય તેમ છે. નગરનો 'આધુનિક અરણ્ય' તરીકેનો ગ્રાફ કવિ આપે છે તેમાં નિરીક્ષણ વિશેષ છે –

**અરણ્ય, જન જ્યાં અગણ્ય પશુહિંસા**
**શા ઘૂમતા**
**શિલા, શત, સિમેન્ટ, કાચ વળી કાંકરેટે રચ્યું;**
**ધરાતલ પરે ન ઈન્દ્રધનુ લોહનું હો લચ્યું !**

આ ગુચ્છાની લઘુરચનાઓમાં 'ઍપોલો પર ચન્દ્રોદય' વિલક્ષણ કાવ્યાનુભવ કરાવે છે. સ્થળ-સમયનું વાતાવરણ આખીય કૃતિના અણુએ અણુમાં અજબ પથરાયું છે. પેટ્રાર્કન સૉનેટનો વિચારસંગીતને પ્રકટ કરતો ક્લાઘાટ અહીં પૂરો ઊતર્યો છે. કવિની માનસયાત્રાનું તેમ જ સમુદ્રના ચંચલ તરંગદલ પર ચન્દ્રે રચેલી આન્દોલિત બિંબમાલા - સોપાનમાલાનું વર્ણન ઉત્કટ મનોભાવ જન્માવે છે. કવિના ચરણ લાગી ચન્દ્રે રચેલી સોપાનમલા પર ચરણ મૂકતો મૂકતો અને પૂંઠે સ્વપ્નલોક શા નગરને મૂકતો કવિ બધું જ વિસ્મરી નિજ ગૃહે–ચન્દ્રલોકે પાછો ફરે છે. અહીં નગરનું રાત્રિવર્ણન છે તે તો કવિએ અવકાશમાં રહી કરેલું વર્ણન છે અને કાવ્યાંતે કવિ સ્વદેશે – ચન્દ્રલોકે પાછો ફરી જાય છે જ્યારે બૉદલેર ઊંચી ટેકરી પરથી પેરિસને જુએ છે ત્યારે તે જુએ છે નગરના નર્યા વાસ્તવ લોકને –

**રુગ્ણાલય, વેશ્યાગૃહ, કારાગાર અને**
**એવાં તો કૈંક નર્કાગાર**
**કે જ્યાં અસદ મૃદુ પુષ્પરૂપે આવે છે.**

અહીં અવકાશસ્થિતિ કવિ નીચે રહેલા નગરને સ્વપ્નલોક તરીકે નહીં પણ નારકી સૌંદર્યના પ્રતીક તરીકે જુએ છે અને તેનો સ્વીકાર કરે છે– પ્રેમી જેમ પ્રેમીકાનો સ્વીકાર કરે તેમ –

**'તને હું ચાહું છું કુખ્યાત નગર'**

આમ બૉદલેરના પેરિસકાવ્યો એક બાજુ અર્વાચીન યુરોપીય સંસ્કૃતિના જટિલ પ્રશ્નો–મનુષ્યના ચિત્ત સાથે જડાયેલાં પ્રશ્નો લઈને આવે છે તો બીજી બાજુ બૉદલેરનાં જ વિવિધ માનસસ્વરૂપોને પ્રકટ કરતા આવે છે. અહીં જે નગર છે તે તો આત્માને દહી નાખે તેવી એકલતા લઈ ફરતા પાત્રનું પ્રતીક છે –પાત્ર કે જેણે એક એવા વાસ્તવનો સ્વીકાર કર્યો છે જેમાં જગત અને જીવનમાં જે કૈં દુરિત છે, જે કૈં નિઘૃણ, ભયાવહ, જઘન્ય, ત્રાસજન્ય, લિપ્સાપૂર્ણ અને

નૈરાશ્યસભર છે તેનો સત્કાર થયો છે- સંતને જ સહજ એવી ધૃતિથી. 'તેબ્લો પારિસિએ' અને 'પ્રવાલદ્વીપ' આમ બે સામસામા છેડાનાં નગરોના ભાવ-ચિત્રો આલેખે છે. 'પ્રવાલદ્વીપ'નું મૂલ્ય 'પ્રવાલ દ્વીપ'ને સામે રાખીને તેમ જ ગુજરાતી કવિતાના વિકાસ તબક્કાને સામે રાખીને જ થઈ શકે.

સ્થળ, સમય, પાત્ર,–આ ત્રણે સાથે મળી સળંગ એકમેક સાથે ક્રિયાન્વિત થતા રહી અહીં એક આખો પુદ્‌ગળ રચે છે જેને લઈ 'પ્રવાલદ્વીપ'ને સળંગ રચના ગણાવી છે.

'પાત્રો' કવિની ઉક્તિથી શરૂ થાય છે–

**'...બસ ચૂપ રહો, નહીં તો અહીંથી**
**ચાલવા માંડો'**

અને કાવ્યનો અંત પણ મધરાતે એકાંતમાં કાવ્યપોથીમાં આ જ પંક્તિ ટપકાવતા કવિ પાસે પૂરો થાય છે પણ આ આરંભ-અંતની એકસરખી ઉક્તિની વચ્ચે ફેરિયો, આંધળો ભિખારી, વેશ્યા અને પતિયાની સ્વતંત્ર ઉક્તિઓ આવે છે– સમાજે હડસેલેલા આ પાત્રો મનુષ્યે મનુષ્યના કરેલા ક્રૂર અનાદરના–અવહેલનાના પ્રતીક સમા છે. તીખો આક્રોશ અને તીવ્ર જીવનવૈફલ્યનો પરિતાપ દરેક પાત્રના ઉદ્‌ગારમાં રહેલો છે. જાત અને જગત તરફની કરુણ વિડંબના દર્શાવતી આંધળાની ઉક્તિ–

**મેં આ જગતની કેટલી કીર્તિ સુણી'તી**
**સ્વર્ગમાં તે**
**આવવાની લ્હાયમાં ને લ્હાયમાં**
**હું કીકીઓ ભૂલી ગયો ત્યાં કલ્પદ્રુમની છાંયમાં**

તેમજ જગતના ઘડનાર ઈશ્વરને ઉપાલંભ આપતી ભિખારીની આ કરુણ ઉક્તિ –

**આ હાથ જે સામે ધર્યો**
**એ હાથને ઘડનારનો પણ હાથ**
**એના જેટલો લાચાર ને પામર ઠર્યો**

ઘણી વેધક છે. 'પાત્રો'ની સ્વતંત્ર ઉક્તિઓ ભજવાતી આવે છે પ્રજાની સામે, તો આ દરેક પાત્રની સ્વગતોક્તિ જે પરસ્પરને ઉદ્દેશી થાય છે તેનો કદાચ એકમાત્ર સાક્ષી છે કવિ જે આ બધા પાત્રોમાંનું એક પાત્ર બની રહી સૌના વલોપાત જાતે અનુભવી રહે છે.

સુંદર, સમૃદ્ધ અને ગૌરવભર્યા બાહ્ય દેખાવ અને સૌજન્યભર્યા વર્તનથી શોભતી શાંત વ્યક્તિઓ નામ પાડી ન શકાય એવો ઊંડો મનઃસ્તાપ લઈ ફરતી હોય છે જેનો ક્યારેક અણસાર સુધ્ધાં આવતો નથી. સુખી સમૃદ્ધ જીવન એ જીવન, એવો સાચો પણ સામાન્ય ખ્યાલ છે. મનુષ્ય ક્યારેક અનર્ગળ સમૃદ્ધિની વચ્ચે પણ ઊંડું હૃદયશલ્ય લઈ ફરતો હોય છે. હૃદય કોરતી એવી તે આ કઈ વેદના હશે? ચાર પંક્તિઓના કાવ્ય 'કાફેમાં' આવી કોઈ અકથ્ય વેદનાને જીરવતી એક સુંદર સમૃદ્ધ નારીનું ચિત્ર આલેખાયું છે –

કાફે મહીં મંદ પ્રવેશતી, યથા
સમુદ્રના રુદ્ર તુફાન સૌ સહી
કો ભગ્ન નૌકા તટ નાંગરી રહી
કૉફી નહીં, ત્યાં કપમાં હતી વ્યથા.

'નૌકા' શબ્દ દ્વારા નારીદેહના લાવણ્યની, ગૌરવ ગતિ અને તરલતાની જે જાજ્વલ્યભરી મૂર્તિ ઊભી થાય છે તે 'ભગ્ન' શબ્દના અનુસંધાનમાં નરી કરુણ રંગે રંગાઈ રહે છે. વળી જીવન ઝંઝાવાત કેટલો પ્રબળ અને નિર્મર્યાદ હશે તેનું સૂચન 'સમુદ્રના રુદ્ર' તુફાન એ શબ્દપ્રયોગમાં રહેલું છે.

'ફાઉન્ટનના બસસ્ટોપ પર', 'ચર્ચગેટથી લોકલમાં' અને 'હૉર્ન્બી રોડ' આ ત્રણ કૃતિઓનો એકસાથે પાઠ કરતા એક આખા કાવ્યને પામ્યાનો અનુભવ ઊભો થાય છે. ત્રણે કૃતિઓમાં લોકવાણીનો અર્વાચીન ભાવસંદર્ભો રચી આપતો કાવ્યાત્મક ઉપયોગ થયો છે. અહીં જે વાતાવરણ છે તેમાં ન તો નિસર્ગનો લય છે ન તો મનુષ્યના હૃદયનો લય છે:

...અહીં વહી રહી હવા મહીં અનન્ય વાસ !
આ હવા નથી, અગણ્ય આ નિસાસ.

અરાજકતા, કોલાહલ અને તૃષ્ણાભર્યા નિર્ગ્રંથિત નગરમાં સર્વત્ર ઘૂમતો કવિ સ્વયં ઠાલું શ્વસી રહ્યો છે, બહાર પથ પર ચાલતા અસંખ્ય ચરણોની ગતિમાં લય તાલ નથી એટલું જ નહીં, કશુંક સર્જી શકે તે કવિના મનનો લય તેની કલ્પનાની ગતિ પણ અવરુદ્ધ છે એ માત્ર જીવે છે ગતકાલમાં રચેલી પંક્તિઓ પર. નવી એક પંક્તિ પણ સ્ફૂરતી નથી. કવિ 'સ્વ'-ની પિછાન જાણે કે ભૂલી ગયો છે–

કોઈ (હું સમો, ન હું ?) કવિ
અનેક પાછલી સ્મરે, ન પંક્તિ એક પામતો નવી.

ત્રણે કાવ્યોનો ધ્વનિ એક છે—આત્મવિસ્મૃતિનો :

'હું જોઉં પ્લૅટફૉર્મ ગ્રાન્ટરોડ, ક્યાં સરી ગયો ?
અહીં હું ? ક્યાં જવું હતું ? હું વિસ્મરી ગયો !'
'સમગ્ર એ સમૂહ સ્વપ્નલોકમાં સરી જતો'
'મને હું મૂકતો પૂંઠે, અચેત અન્ય ફૂટપાથપે
ઢળી જતો,
અસંખ્ય લોકના સમૂહની (ન ચિત્તની ?)
ભૂતાવળે ભળી જતો'

ગાયત્રી–'પ્રવાસદ્વીપ'નું અંતિમ અને અદ્યતન નગરકવિતાનું પ્રથમ પ્રતિનિધિ કાવ્ય છે. આજના નગરસમાજની યંત્રણા અહીં ચિત્રિત છે તેમ નહીં પણ આ આખી યુગજન્ય નગરયંત્રણા અહીં ભારતીય સંસ્કૃતિના પરિપ્રેક્ષ્યમાં પ્રીછાઈ છે. વૈદિક સમયથી ગાયત્રીસ્તવન આધ્યાત્મિક ઉત્કર્ષ માટે આદર્શ ગણાય છે. કાવ્યનું સમાપન સ્તુતિ દ્વારા કરવામાં આવ્યું છે. પ્રાત: મધ્યાહ્ન અને સાંધ્ય—દિવસના ત્રણ કાળખંડકોનું માનસ્વરૂપ કલ્પી તેનું સ્તવન ગાયત્રીમંત્ર દ્વારા કરવામાં આવે છે. કવિ અહીં શીર્ષક દ્વારા જ વેદકાલીન ભવ્ય કલ્પનાને – –આત્માને ભર્ગરૂપ અર્પતી સૂર્યસ્મૃતિ જગાવી સાંપ્રત કાળખંડકોની વિચ્છિન્ન ચિત્રાવલિઓ આપતા જઈ આધુનિક માનવસમાજની આધ્યાત્મિક કટોકટીનું

દર્શન કરે છે. યંત્રસંસ્કૃતિના સંદર્ભમાં નગરની દિનચર્યાનું બિભીષણ ચિત્ર આપ્યા પછી કવિ કાવ્યાંતે પ્રાર્થે છે કાલપુરુષને – સૂર્યને –

'સર્વના મુક્ત આત્મામાં તારું તું વીર્ય સ્થાપજે
આપે તો ભવ્ય કો મૃત્યુ ઇચ્છામૃત્યુ જ આપજે

પ્રાચીન અનુષ્ટુપ છંદનો અર્વાચીન કાવ્ય-વસ્તુ અર્થે થયેલો ઉપયોગ નોંધપાત્ર છે, ઉપરાંત 'પિતૃતર્પણ' અને '૧૩-૭ની લોકલ'નો અનુષ્ટુપ અને 'ગાયત્રી'નો અનુષ્ટુપ મેળવી જોવાથી કવિમાં છંદનો પુનર્જન્મ કેવી મોટી ઘટના બને છે તે સમજાશે.

કાવ્યના ત્રણ વિભાગો-પ્રાતઃ, મધ્યાહ્ન, સાયં ચક્રાકાર ફરે છે અને ફરી પ્રભાત ઊગતા કાળવર્તુળસહ નગરજનોનું એક જીવનવર્તુળ પૂરું થાય છે. મૃત્યુ અને જીવનને એકસાથે ધારતી 'નગરદ્વીપ સુન્દરી'નું ભવ્ય લયચિત્ર આરંભાય છે -

'સિન્ધુશય્યા પરે સૂતી સ્વપ્ને નિંદરમાં સરી,
આછેરાં અંચલો ધારી નગરદ્વીપ સુન્દરી;
મુખે છે મૃત્યુનો લેપ, ગીતનો સુરમો દગે,
ધીરેથી ઊછળે છાતી હૈયે શા હીરલા ઝગે,

'ઊછળે છાતી' આ શબ્દો દ્વારા સુપ્ત સુન્દરીનું સંમોહક રૂપ તાદૃશ થઈ રહે છે. 'નગરદ્વીપ સુન્દરી' માયાવી છે. પળમાં અપ્સરા, પળમાં પરી ભાસતી સુન્દરીનું અન્ય પળે પશુમાં પરિવર્તન થાય છે અને એનું મૃત્યુનર્તન-પશુનર્તન આરંભાય છે.

ખંખેરી, ત્યાગતી શય્યા નગરદ્વીપ સુન્દરી;
સ્વર્ગની અપ્સરા વા તો સ્વપ્નના લોકની પરી
એનું શું પળમાં જાણે પશુમાં પરિવર્તન,
શિકારે નિત્યની જેમ આરંભે રુદ્ર નર્તન.

સ્મૃતિ, જાગૃતિ અને સ્વપ્ન-ચિત્તની આ ત્રણે અવસ્થિતિઓનું આલેખન જુગુપ્સાપ્રેરક ક્રિયામાં પરિણમતા અને 'વિહંગો', 'ઉંદર' તેમ જ 'બિલાડી'ના પ્રતિરૂપો સાથે આવતી પંક્તિઓ દ્વારા થાય છે:

નિદ્રાનો આખરે ભંગ, વિહંગો સમ સૌ સ્મૃતિ
ટોળેટોળાં વળી બેઠી ચિત્તને વૃક્ષ, જાગૃતિ
ઉંદરે કૂદકો માર્યો ખૂલતી દગના દરે,
ભીતરે ભાગતો જયાંત્યાં ચીસાચીસ કરે ડરે;
ભાગે બિલ્લી પગે છાનાં સ્વપ્નનાં
પ્રેત (ક્યાં જતાં ?)

માનવીના ચિત્તની વિષમ, વિચિત્ર, બિભીષણ અને અસ્થિર ગતિમાં મધુર જો કંઈ હોય તો સ્મૃતિઓ છે પણ ઘૃણિત જાગૃતિના અને નાસતા પ્રેતસમા સ્વપ્નાઓના સ્પર્શે આ સૌ સ્મૃતિ નિષ્ક્રિય બની રહે છે.

કાળની ગતિનું પ્રજ્વલિત રૂપ-મધ્યાહ્ન અહીં નર્યું ખંડિત છે –

'ક્ષણો બે સાંધતી જાણે તૂટી ગૈ કાળની કડી'

કાળનું નિષ્ક્રિય, વિઘટીત અને નિર્મૂલ્ય એવું સ્વરૂપ જ સર્વત્ર ફરે છે. કવિ ભલે જાળવી જાળવી ઘડિયાળના યાંત્રિક સમયને ચાવી આપી આપી સરખો કરે પણ અહીં સમય શતખંડે તૂટતો આવે છે. જે સામે છે તે તો બુદબુદના સમું મિથ્યા અને છલભર્યું છે. ઉપર છે પંખિભૂસ્યું પ્લાસ્ટિકનું આકાશ અને સામે પડી છે રંકના ભાગ્ય શી સૂની અને લાંબી

આયુષ્યના સમી સડકો. કાફેમાંના પરસ્પરના શૂન્યત્વને વિસ્તરતા સામસામે રહેલા બે આરીસા પુનઃ કાળની સક્રિયતાનું પ્રતીક બની રહે છે. આ ખંડકનું 'મધ્યાહ્ન'નું જિપ્સી તરીકેનું વર્ણન તંગ તણાયેલા વાતાવરણમાં હળવાશ પાથરે છે. પવન ફૂંકે આકાશમાં ઊડી ગયેલી પોતાની સ્ટ્રોહેટ શોધતા અને ન જડતા બાઘા બની દોડી જતા જિપ્સી મધ્યાહ્નનું પાત્ર પાત્ર લેખે સ્મરણીય બની રહે છે. (અમૂર્ત સમયના ભિન્ન ભિન્ન ભાવચિત્રો આ કાવ્યનો એક બીજો રસપ્રદ વિષય છે.)

સર્વકાળના ઋત સમો સૂર્ય ભ્રાંત જનસમૂહમાં એકાકી ફરતા અને સમગ્ર જનલોકનું શુભ વાંચ્છતા કવિની સંચેતનામાં ફરે છે—સંધ્યા સમયે. સૂર્ય ડૂબ્યો તેમ લાગ્યું પણ તરી રહ્યો છે તે સમુદ્ર પર અને કવિના ચિત્તામાં.

ઊગતા ચન્દ્રના આ ચિત્રમાં પણ વ્યર્થ કાળની અને વ્યર્થ જીવનની નિઃસારતા જ ઊપસી રહે છે –

**... ચન્દ્ર આભે સરી રહ્યો**
**ચોખાના લોટથી લીંપી રંગલો નિજ આસ્યને**
**શોકાન્ત નાટિકામાં શું રેલાવે મૂર્ખ હાસ્યને**

રાત્રિની નગરલીલાના ચિત્ર વિચિત્ર અસંખ્ય રૂપોની વચ્ચે ડગ માંડતો કવિ હવે, નર્યો સ્વસ્થ છે. આધુનિક નગરસંસ્કૃતિનું પોકળ, શૂન્યત્વ ભર્યું સ્વરૂપ તેણે પરખી લીધું છે. –

**અપૂર્ણ જિંદગીની આ શૂન્ય એકલતા તણું**
**રહસ્ય રમણીરૂપે પ્રગટ્યું, સત્ય એ ગણું**

સૂર્ય તો આથમ્યો પણ તેનું જે તેજ બહાર અને ચિત્તામાં રહી ગયું તેમાં પડેલી શાંતિ સ્નિગ્ધ છાયાઓમાંની એક છાયા કવિ સંમુખ આવી ઊભી રહે છે. આ છાયા સૂર્યની એટલે કે પ્રાણરૂપતત્ત્વની તેમ જ કવિની આર્દ્ર સંચેતનાની પ્રતીક છે, કરુણ સ્વરે કહે છે : 'મને ભૂલી ગયો? ભલા!'

કવિ પોતાના આ પરમ માનુષી તત્ત્વ સાથે અનુસંધાન પામે છે. તેની પ્રાર્થનામાં મનુષ્યમાત્રને તેજનો અંશ લભ્ય થાય તેવી વાંછા છે. આત્મવિસ્મૃત માનવીના મુક્ત આત્મામાં સૂર્ય પોતાનું વીર્ય સ્થાપે તેવી ઝંખના સેવતો કવિ અપૂર્ણ માનવી પૂર્ણત્વ પામે તે અર્થે અનુકંપાભરી વાણીમાં કાળપુરુષને ફરી ફરી વિનવી અંતે સૌ માનવજાત માટે ભવ્ય ઈચ્છામૃત્યુ વાંછે છે. બસો પંક્તિઓ પર પથરાયેલી આ રચનાનો આરંભ આધુનિક માનવ તેની આધ્યાત્મિક કટોકટીની આ ક્ષણે એક કેવી આત્મવિદારક યંત્રણામાંથી પસાર થઈ રહ્યો છે તેના સંકેતોથી ભર્યો પડયો છે. મધ્ય ભાગ અને છેક અંતનો પણ ઘણો બધો ભાગ મનુષ્યના શૂન્ય નિરર્થક જીવનની વેદનાથી ભર્યો પડયો છે પણ અંતની પંક્તિઓમાં કાવ્યનો અર્થવ્યાપ વિસ્તરતો જઈ આધુનિક વિશ્વસમાજની યંત્રણાને આવરી રહી કવિની અનુકંપાનો પરિઘ વિસ્તારી રહે છે. કાલભગવાનની સાથોસાથ ચરણ માંડતો કવિ માનવસમાજના વિનિપાતનો માત્ર સાક્ષી ન બની રહેતા સહના આત્મમોક્ષ અર્થે પ્રાર્થનારત બને છે. કાવ્યાંતે વ્યથા પ્રાર્થનામાં – માનવજાતિના ઉગારનું રહસ્ય જેમાં પડ્યું છે તે પ્રાર્થનામાં પરિણમે છે.

સમાજ ☐ મૂ. લે. ઑંદ્રા લાયસો હોસ્કીં ☐ અનુ. : નીતા રામૈયા

[ જર્મની કવિતા ]

હું અડીખમ,
એક વૃક્ષ.
મારી નિત્ય ફેલાતી શાખાઓમાં
મારા જમાનાની
આંધીઓનો ઇતિહાસ
લખાયો છે.

વૈજ્ઞાનિકો મને કયા વર્ગમાં ગોઠવે છે
તેની મને ખબર નથી,
મારી ડાળીઓમાં માળા બાંધતાં પંખીઓને
પણ એની કોઈ પરવા નથી.

મને ખબર છે,
મારાં મૂળિયાં
ખડકોનાં હાર્દમાંથી રસ ચૂસે છે,
અને ભયંકરમાં ભયંકર વાવાઝોડાં દરમિયાન પણ
સૂરજ મારો મહાન ભાઈ રહે છે.

મારે કોઈ રાવ-ફરિયાદ નથી.
મારે એકલા વધવાનું.
મને નજીક અને દૂર જોડે
બાંધતાં વિશાળ આકાશ
અને નાનકડી પૃથ્વીનો મારે નાતો.

પવન મને બધું કહી દે,
એક પછી એક ટપકતાં ટીપાંની વાત પણ!

☐

થંભો ના, હે ચરણ ચલો !
વર્ષ ૮: અંક : ૧, ઑક્ટોબર, ૧૯૭૪
સળંગ અંક: ૪૩

# કવિતા

[ દ્વૈમાસિક ]

મુખપૃષ્ઠ: } દિનેશ દલાલ
સજાવટ : }



---

**સુચનાઓ:** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ:** દેશમાં રૂપિયા નવ, પરદેશમાં બાર, છૂટક નકલનો રૂપિયો દોઢ.
પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ–૧.

ઊગ્યું પ્રભાત, નમણાં નયનો ય ખૂલ્યાં
દીઠાં સુરમ્ય સુમનો દ્રુમવેલ ખીલ્યાં
મીઠા સુણ્યા કલનિનાદ વિહંગમોના
માણ્યા સુહૃદ્‌સ્વજનના ઉરભાવ મોંઘા —
ઊગી ઉષા પ્રવર, બે નયનો ય ખૂલ્યાં
ને સૃષ્ટિ અંક મહીં ઝૂલી રહ્યાં રસીલાં.

મધ્યાહ્નનો રવિ તપ્યો; ઉરતાપ વાધ્યો:
– આરામ ત્યક્ત કરીને અભિરામ સાધ્યો.
છાયા રચી રહી શિરે અમરાઈ ઘેરી
માણી નદી મધુરતા ઋતુરાજ કેરી —
પ્રેમપ્રમોદ સહકારફળો પિછાણ્યો
શાણો ઉરહૃદયનો સહચાર માણ્યો.

સંધ્યા નમી; હૃદયના પરિતાપ શામ્યા
ને શાન્ત સાત્ત્વિક સમુન્નત ભાવ ભાવ્યા;
થાક્યા હતા ચરણ ને હતું ચિત્ત થાક્યું
વિશ્રામ કાજ નિજ ધામ પ્રયાણ વાંછ્યું —
ક્યારે હવે અમિત ઓઢણ આભ ઓઢી
પર્યંક પાવક પરે સખિ જઈશું પોઢી.

રામપ્રસાદ પ્રે. બક્ષી

થંભો ના, હે ચરણ ચલો !
વર્ષ ૮: અંક : ૧, ઑક્ટોબર, ૧૯૭૪
સળંગ અંક: ૪૩

# કવિતા

[ દ્વૈમાસિક ]

મુખપૃષ્ઠ :
સજાવટ : } દિનેશ દલાલ



---

**સુચનાઓ:** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :** દેશમાં રૂપિયા નવ, પરદેશમાં બાર, છૂટક નકલનો રૂપિયો દોઢ.
પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ–૧.

ઊગ્યું પ્રભાત, નમણાં નયનો ય ખૂલ્યાં
દીઠાં સુરમ્ય સુમનો દ્રુમવેલ ઝૂલ્યાં
મીઠા સુણ્યા કલનિનાદ વિહંગમોના
માણ્યા સુહૃદ્‌સ્વજનના ઉરભાવ મોંઘા —
ઊગી ઉષા અવર, બે નયનો ય ખૂલ્યાં
ને સૃષ્ટિઅંક મહીં ઝૂલી રહ્યાં રસીલાં.

મધ્યાહ્નનો રવિ તપ્યો; ઉરતાપ વાધ્યો:
– આરામ ત્યક્ત કરને અભિરામ સાધ્યો.
છાયા રચી રહી શિરે અમરાઈ ઘેરી
માણી લઇ મધુરતા ઋતુરાજ કેરી —
પ્રેમપ્રમોદ સહકારફળો પિછાણ્યો
શાણો ઉરહૃદયનો સહચાર માણ્યો.

સંધ્યા નમી; હૃદયના પરિતાપ શામ્યા
ને શાન્ત સાત્ત્વિક સમુન્નત ભાવ જાગ્યા;
થાક્યા હતા ચરણ ને હતું ચિત્ત થાક્યું
વિશ્રામ કાજ નિજ ધામ પ્રયાણ વાંછ્યું —
ક્યારે હવે અમિત ઓરણ આભ ઓઢી
પર્યંક પાવક પરે સખિ જઈશું પોઢી.

રામપ્રસાદ પ્ર. બક્ષી

KAVITA Regd. No. R.N. 16800/67

I liked very much the cute little issue of 'KAVITA' and eulogize you as its editor. West Bengal at present cannot boast of such a neatly brought out Poetry Periodical. Please accept my bravo from this end of country.

— Visva Bandyopadhyay.

કવિતા મૂળેય રળિયામણી જ હોય પણ સુરેશ-સ્પર્શે તે અધિક સોહે છે એમ એક પછી એક આવતા અંકોયે સાચું ઠરાવ્યું–
ભાઈ, તમે શરૂ કર્યું ત્યારે આટલી કલ્પના ન હતી. શ્રદ્ધાનો પિંડ હવે બંધાય છે. કવિતાની માવજત માટે આટલી ચીવટ તથા વ્હાલ હોવાં જોઈએ.

-પ્રિયકાન્ત મણિયાર



*every poem is a momentary stay against the confusion of the world*

Some say the world will end in fire
Some say in ice.
From what I've tasted of desire
I hold with those who favour fire.
But if it had to perish twice
I think, I know enough of hate
To say that for destruction ice
Is also great
And would suffice.

—Robert Frost



## આગ અને હિમ □ ઉમાશંકર જોષી

કોઈ કહે : દુનિયાનો થાશે પ્રલય આગ થકી
કોઈ કહે હિમથી.
મને કાંઈ જે સ્વાદ કામના તણો મળ્યો તે પરથી
સાચા લાગે આગ પક્ષના નકી.
પણ બે વાર પ્રલય દુનિયાનો થાવો હોય કદી,
તો મુજને થતું, પરિચય દ્વેષનો મને એટલો છે
કે કહી શકું : લાવવા અંત
હિમ પણ છે પ્રતાપવંત
ને પૂરતું નીવડશે.

('ફાયર ઍન્ડ આઈસ'નો અનુવાદ)

## અગ્નિ અને હિમ □ નિરંજન ભગત

કોઈ કહે જગતનો લય અગ્નિથી, વળી
કોઈ કહે હિમ થકી, પણ કામનાનો
જે કૈં મને સ્વાદ મળ્યો છે એથી
લાગે જ સાચા સહુ અગ્નિ પક્ષના.
બે વાર જો જગતનો લય હોય થાવો
મેં દ્વેષ કૈં અનુભવ્યો બસ એટલો કે
કહી શકું હું હિમ પણ સમર્થ
વિનાશને કાજ, હશે જ પૂરતું.

('ફાયર ઍન્ડ આઈસ'નો અનુવાદ)

**આગ અને હિમ ☐ રમેશ જાની**

કોઈ કહે આ દુનિયા આખી
પ્રલયાગ્નિમાં શમશે,
કોઈક વળી કહે છે કે એ તો
હિમપ્રપાતે ઠરશે.

પણ,
મનની કામનાઓને મેં
એવી તો પરખી છે
કે આગ થકી એની આ જગનું
તરણું યે ના બચશે!

ને,
ધારો કે આ દુનિયા કેરો
બીજી વારકો સર્વનાશ જો થાશે
તો મારા પેલા જોયેલા-જાણેલા
માનવમનના ધિક્કારોના હિમપ્રપાતો
એને પૂરી કરશે!
સર્વનાશને કાજે
હિમ પણ આગ સમું જ 'મહાન',
આ બન્નેમાં કોઈ કોઈથી
કદી ન ઊણું ઊતરશે!

('ફાયર એન્ડ આઈસ'નો અનુવાદ)

**અગ્નિ અને હિમ ☐ ઉશનસ્**

કહે છે કંઈ: જગત આગથી નાશ પામશે,
બીજા કહે: હિમથી
તૃષ્ણાની થોડીઘણી જે અનુભૂતિ ચાખી
તેથી ઊભું હું પડખે જઈ અગ્નિવાદના.
હા, કિંતુ એને થવું નષ્ટ જો ફરી,
છે દ્વંદ્વની પણ – મને થતું – પ્રીછ પૂરી,
ને તેથી તો કહી શકું: પ્રલયાર્થ હા, હિમે
સમર્થ છે – અને
છે પૂરતું ય.
('ફાયર એન્ડ આઈસ'નો અનુવાદ)

☐

**અગ્નિ અને તુષાર ☐ શિવકુમાર જોષી**

કોઈ કહે છે
દુનિયાનો અંત આવશે અગ્નિથી
કોઈ કહે છે તુષારથી.
તૃષ્ણાનો જે કંઈ સ્વાદ મેં ચાખ્યો છે
તે ઉપરથી
થશે વિનાશ અગ્નિથી
એમ કહેનારાને પક્ષે છું હું.
પરંતુ,
બે વાર જો સરજાયો હોય વિનાશ એનો,
તો
મને લાગે છે કે–
ધિક્કારનો પણ મને પૂરો પરિચય હોઈને
વિનાશ અર્થે તુષાર પણ
અદ્‌ભુત છે,
અને પ્રમાણ એનું પૂરતું છે.
('ફાયર એન્ડ આઈસ'નો અનુવાદ)

## અગ્નિ અને. હિમ □ નીરા દેસાઈ

કહે છે કોઈ જગત ભરખાશે અગનજ્વાલા વડે;
ના! ના! એ તો થીજશે હિમ થકી એમ કોઈ કહે
મારા હૃદયને દાહની કામનાઓ તો કહે છે મને
અગનજ્વાલાથી ખાખ થાવું જ બહેતર.
અને જો એનો સર્વનાશ થવાનો જ હોય બીજી વાર,
તો દ્વેષનો મ્હારો અનુભવ કહે છે મને
હિમ પણ વિશ્વને હણવા કામયાબ છે.
('ફાયર એન્ડ આઈસ' નો અનુવાદ)

## આગ અને હિમકણ □ રાવણદેવ

"આગની લિપિથી લખાશે
આ જગતના મરસિયા."
"કદાચ, હિમકણથી જ
આ જગતની કબરના કાંગરા પુરાશે."
આ તો થયાં અન્યના અભિપ્રાયો
અતૃપ્ત વાસનાનો મારો આકંઠ અનુભવ
કોણ જાણે કેમ મને કાનમાં કહી જાય છે:
"આગની લિપિની ભાષા સાચી છે."
પણ...
બબ્બેવાર મૃત્યુની બિછાત નીચે જો પૃથ્વીને પોઢવાનું હોય
તો
ઘૃણાની ધખધખતી ચિતાનો મને એટલો તો અનુભવ છે જ
કે
હું પોકારી પોકારીને કહીશ:
"સર્વનાશ માટે તો હિમકણ અદ્વિતીય છે–
પૂરતો પણ."
('ફાયર એન્ડ આઈસ' નો અનુવાદ)

## વંડીની મરામત ☐ જગદીશ જોષી

એવું કંઈક છે જેને વંડી સાથે નેહ-નાતો નથી.
એવું કંઈક જે એની નીચેની હિમ-જડ ભોંયને ઉબેળે છે
અને ઉપલા થરના પથ્થરોને ધોળા દિવસે વેરવિખેર કરી નાખે છે,
અને બબ્બે માણસ ખભેખભા અડકાડી ચાલી શકે એવાં એમાં બાંકોરાં પાડે છે
શિકારીઓનાં કરતૂતની આ વાત જ નથી.
એમણે તો એક્કેય પથ્થર ઉપરાઉપરી રહેવા ન દીધો હોય
ત્યારે તો મેં જઈને (એ વંડીની) મરામત કરી છે,
છતાં તેઓ તો સસલાને એની બખોલમાંથી બહાર કાઢવાના જ—
ડાફાં મારતાં કૂતરાંને રાજી રાખવા માટે. (પણ) બાંકોરાં એટલે કે
જે બાંકોરાં પડાતાં નથી કોઈએ જોયાં કે નથી સાંભળ્યાં,
અને છતાં વસંતઋતુમાં ગાબડ-ગૂબડટાણે એ આપણને દેખાં દે જ દે.
ટેકરી પારના મારા પાડોશીને હું આની ભાળ કરું છું;
અને અમુક એક દિવસે એ સીમાડા ફરતાં ફરવા અમે મળીએ
અને ફરી એકવાર અમારી વચ્ચે અમે વંડીને દુરસ્ત કરી દઈએ.
આંટો મારતા મારતા પણ વંડીને તો અમે અમારી વચમાં જ રાખીએ.
જેના જેના પથ્થર પડી ગયા હોય તેના તેને સુપરત.
અને આમાંના કેટલાક ઓરસ-ચોરસ ને કેટલાક તો એવા ગોળમટોળ
કે એને પોતાની જગ્યાએ ઠેરવવા માટે તો અમારે જંતર-મંતર રચવાં પડે:
"અમારી પીઠ ફરે ત્યાં સુધી તો છો ત્યાં જ ટકજો!"
અને હેરવતાં-ફેરવતાં અમારાં આંગળે આંટણ પડી ગયાં.
હોય, એક પ્રકારની અમારી આ ખેલકૂદ જ છે—
એક પટમાં એક માણસ; આનાં કરતાં લવલેશ વિશેષ નહીં:
જ્યાં છે ત્યાં વંડીનો અમારે કોઈ ખપ નથી;
એને નકરાં પાઈન-વૃક્ષો અને મારે સફરજનની વાડી.
મારાં સફરજનનાં વૃક્ષો ક્યારેય એની વાડીમાં ફેલાઈને
એનાં પાઈન હેઠેનાં કોનફળ ઓહિયાં કરી જવાના નહીં, હું તો એને કહું છું:
એ એટલું જ બોલે "વાડ હેમખેમ, તો પાડોશીમાં પ્રેમ."

વસંત એટલે જ મારાં ટોળ-ટીખળ ને મસ્તી-તોફાન, અને હું વિમાસું છું
કે એના મગજમાં હું આવો વિચાર ઠાંસી શકું કે નહીં:

"વંડીથી તે વળી સારા પાડોશી કઈ રીતે થાય? એ તો હોય
ઢોર-ઢાંખર માટે, નહીં વળી? પણ અહીં તો ઢોરાં ક્યાંય નથી.
દીવાલ ચણતાં પહેલાં હું તો એ જાણવા માગું
કે દીવાલ ચણવાથી હું શું અંદર ગોંધી રહ્યો છું કે શેને હું તડીપાર કરી રહ્યો છું,
અને હું તે વળી કોનો મોટો ગુનો કરવાનો હતો.
એવું કંઈક છે જે વંડીને વધાવતું નથી,
જે એને તોડી પાડવા ઇચ્છે છે." મારું ચાલેને તો હું એને "ભૂતપલિત" કહું,
પણ ખરેખર તો એમ પણ નહીં, છતાં હું તો ઇચ્છું
કે એ પોતે જ પોતાને ભૂતપલિત કહે. હું એને જોઉં છું અહીં મારી સામે
એક્કેકા હાથમાં પથ્થરને બોચીમાંથી પકડી આણતો,
પુરાણા પથ્થરયુગના શસ્ત્રસજ્જ હેવાનની જેમ.
મને તો લાગે છે કે એ ભમે છે અંધકારમાં–
માત્ર જંગલના કે ઝાડની છાંયના જ નહીં.
એના બાપની શીખને એ ઉથાપવાનો નહીં
અને એ વિષે આટઆટલું વિચાર્યા પછી એને ગમી પણ ગઈ છે
એ ફરી વાર બોલે છે, "વાડ હેમખેમ, તો પાડોશીમાં પ્રેમ."

('મેંડિન્ગ વૉલ'નો અનુવાદ)



## અવાજ માર્ગ કરે છે □ પ્રબોધ જોષી

અમુક વસ્તુઓ કદીય સ્પષ્ટ હોતી નથી
પણ આજે રાત્રે હવામાન ચોખ્ખું છે,
આભાર એમ કરનાર વરસાદનો.
શિખરો પણ સમીપ કોળી ઊઠ્યાં,
તારાઓ પણ ખીલી ઊઠ્યા છે.
તારો ચિર-પરિચિત મધુર-વક્ર સૂર
તારી જેમ જ અહીં આવી પહોંચશે:
'એટલે આપણે કહીશું નહિ કે કશું જ સ્પષ્ટ નથી.'
['વૉઈસ વેઈઝ'નો અનુવાદ)

## સમર્પણ □ પ્રબોધ જોષી

સમુદ્રનો કિનારો હોવું તેના કરતાં
મોટું સમર્પણ
હૃદયને બીજું કયું હોઈ શકે?
એક વળાંકે એક મુદ્રામાં સ્થિત થવું
અને ગણવાં અનંત પુનરાવર્તનો–
('ડિવૉશન'નો અનુવાદ)

## રોબર્ટ ફ્રૉસ્ટ □ હરીન્દ્ર દવે

[જન્મશતાબ્દી વરસે થોડીક નોંધ]

૧૯૩૬માં કોઈકે રોબર્ટ ફ્રૉસ્ટને સવાલ પૂછ્યો : "તમને ગમતાં પુસ્તકો ક્યાં?"

ફ્રૉસ્ટે ઉત્તર આપ્યો: "ડીફોનું રોબિન્સન ક્રૂઝો અને થોરોનું વાલ્ડેન." અને પછી આગળ ચાલતા કહે છે: "ક્રૂઝો (વિધિ દ્વારા) ફેંકાઈ ગયો હતો; થોરોએ જાતે ફેંકાઈ જવું પસંદ કર્યું હતું."

ફ્રૉસ્ટમાં રોબિન્સન ક્રૂઝોની તથા થોરોની રઝળપાટ એક બિંદુ પર આવે છે. એ કવિતાને બદલે બીજો કોઈ પણ વ્યવસાય સ્વીકારત તો દાદાનો ટેકો એને મળી શક્યો હોત. કવિતા સિવાય જીવી શકાશે નહીં એવી પોતાની પ્રતીતિને એણે ઠીક ઠીક કસી જોઈ હતી. એણે ખેતી કરી, નિશાળમાં છોકરાં ભણાવ્યાં, પ્રૉફેસર થવાના કોડ સેવ્યા, મરઘાં-બતકાં ઉછેર્યાં અને ઈંડાં વેચ્યાં. પણ આ બધો સમય એ પોતાની ભીતર રહેલી એક ઝંખનાને સેવી રહ્યા હતા—કવિ થવાની. અને કવિ થઈને જ એ જંપ્યા

સી પી. સ્નોના કહેવા મુજબ "ફ્રૉસ્ટ જેટલી આસાનીથી જૂઠું બોલી શકે છે, એટલી કાતિલ રીતે પ્રામાણિક પણ છે." એની જન્મતારીખ ૨૬ માર્ચ ૧૮૭૫ છે એમ એણે સૌને કહ્યા કર્યું: અને ૭૫મો જન્મદિન ઉજવાયો એ પછી એકાએક કહ્યું: "ક્યાંક ભૂલ થાય છે. મારો જન્મ ૧૮૭૫માં નહીં, ૧૮૭૪માં થયો હતો." અને પછી સી. પી. સ્નો લખે છે: "૭૫મા જન્મઉત્સવ પછી ચાર જ વરસમાં ૮૦મો જન્મદિન ઉજવનાર કદાચ એ એક જ મહાપુરુષ હશે." તો જન્મશતાબ્દી વરસને બે વરસ સુધી લંબાવીએ તો પણ ચાલી શકે એવું ગજું ધરાવનાર ગણતરીના કવિઓમાંનો એ એક છે.

ફ્રૉસ્ટની પ્રથમ કવિતા 'માય બટરફ્લાઈ' ૧૮૯૪ના નવેમ્બર માસના 'ઇન્ડિપેન્ડંટ' સામયિકમાં છપાઈ હતી. આ ઘટનાને કેન્દ્રમાં રાખી વિવેચક જેમ્સ એમ. કોક્સે થોડું ગણિત ગણ્યું છે. એ કહે છે: "ત્યારે હેન્રી જેમ્સની સર્જકતાનો મોટો તબક્કો આરંભાયો ન હતો. સ્ટીફન ક્રેનની 'ધ રેડ બેજ ઓફ કરેજ' હજી પ્રગટ થઈ ન હતી. યિટ્સે 'ધ કેલ્ટિક ટ્વાઈલાઈટ' પ્રગટ કર્યું હતું પણ 'પોએમ્સ' હજી પ્રગટ થયું ન ન હતું, અને કોન્રેડ એની વ્યાપારી વહાણવટામાંની કારકિર્દી પૂરી કરી ધંધાદારી સર્જક તરીકેની શરૂઆત કરી રહ્યો હતો. લૉરેન્સ, જૉયસ, એલિયટ અને પાઉન્ડની કારકિર્દીઓનો તો હજી આરંભ થયો ન હોતો: ફિટ્ઝ્જરાલ્ડ, ફૉક્નેર તથા હેમિંગ્વે હજી જન્મ્યા ન હતા."

આધુનિક યુગ હજી આરંભાયો ન હતો. અને ત્યારે આધુનિક યુગમાં એક સમર્થ સર્જકની કારકિર્દી આરંભાઈ ચૂકી હતી, પણ આ તો માત્ર ફ્રૉસ્ટ પૂરતો જ આરંભ હતો; કવિ તરીકે કોઈ તેને ઓળખતું ન હતું. કવિ તરીકે જીવવું કે બીજી કોઈ રીતે એ વિશે

આખરી મહોર હજી તેણે મારી ન હતી. અને ઉત્તમ રચનાઓ કદાચ તેના અંતરમાંથી ધીરે ધીરે ઊગવાની હતી, પણ સ્વીકૃતિ ખૂબ દૂર હતી—એ માટે તો એણે આટલાંટિક પાર કરી ઇન્ગ્લેન્ડ જવાનું હતું.

એના જીવનની કેટલીક ઘટનાઓ તેની સર્જકતાના ઇતિહાસમાં પણ સીમાસ્તંભ બની શકે, એ અગિયાર વરસનો હતો ત્યારે એણે ચોત્રીસ વરસની વયના પોતાના પિતાને ક્ષયમાં ક્ષીણ થઈ મૃત્યુ પામતા જોયા, અને એમનું કોફિન લઈ માતા સાથે ત્રણ હજાર માઈલનો પ્રવાસ કર્યો. વારંવાર ટ્રેન બદલવી પડી ત્યારે કાળી પેટી અને અને કાળા વસ્ત્રોમાં સજ્જ માતાનું દશ્ય રોબર્ટના ચિત્ત પર અંકિત થયું.

એ બાર વરસનો થયો ત્યાં સુધી એણે પુસ્તક હાથમાં ઝાલ્યું ન હતું. અને એક વાર ભણવાનું શરૂ કર્યું ત્યારે પહેલી જ વાર એને લાગ્યું કે જ્ઞાનની કોઈ ન સંતોષી શકાય એવી ભૂખ તેનામાં પડી છે. શાળાના ઉત્તમ વિદ્યાર્થી તરીકે એની ગણના થતી: માર્ચ ૧૮૯૪માં તેણે પોતાની એક કવિતા પ્રકાશન માટે 'ઇન્ડિપેન્ડન્ટ' પર મોકલાવી. એ સ્વીકારાઈ અને નવેમ્બર મહિનામાં છપાઈ.

માત્ર એની પ્રજ્ઞા માટે જ એને પરણેલી એલિનોરે આ આલગાર માનવીને નભાવ્યો: એને એકાંત જોઈએ ત્યારે આપ્યું. ઘરનું માંડ પૂરું થઈ શકે એવા સંજોગોમાં ફરિયાદ ન કરી. અને શ્રદ્ધા રાખી કે પોતે જે જુવાન સ્વપ્નિલ કવિને પરણી છે, એ મહાન માણસ થવાનો છે.

એના ઓગણચાલીસમાં વરસે એ અમેરિકા છોડી ઇન્ગ્લેન્ડ સ્થિર થવા માટે ગયો ત્યારે એનો સૌપ્રથમ કવિતાસંગ્રહ 'ધ બોયઝ વિલ' પ્રકાશકે સ્વીકાર્યો. તમામ નબળી કવિતા સગડીમાં નાખી પરિપકવ લાગી એવી થોડી રચનાઓને સાંકળીને તૈયાર કરેલા આ સંગ્રહને જોઈ એઝરા પાઉન્ડ જેવા દુરારાધ્ય વિવેચકને લાગ્યું: "સરળતાથી કવિતા સિદ્ધ કરી શકે એવો કવિ જાગ્યો છે." અને એણે એ પુસ્તકનું અવલોકન લખતા કહ્યું: "આ કવિ પાસે સહજ રીતે બોલવાની સાન છે અને જુએ એ રીતે ચીતરવાનું ભાન છે."

એઝરા પાઉન્ડે પોતાના જૂથમાંની કંઠી ફ્રોસ્ટ માટે તૈયાર રાખી. પણ ફ્રોસ્ટે એ કંઠી કદીયે ન પહેરી. કોઈનીયે કંઠી ન પહેરી. એટલા ખાતર પાઉન્ડ અને ફ્રોસ્ટ જિંદગીભર દુશ્મન થઈને રહ્યા. છતાં ફ્રોસ્ટને પોતાના વિકાસના પાયામાં રહેલા આ કવિ-વવેચકનું ઋણ ફેડવાની તક મળી. બીજા થોડા કવિઓની સાથે એણે પાઉન્ડને અમેરિકાના પાગલઘરમાંથી મુક્ત કરવા માટે અપીલ કરી હતી; અને વિદેશમંત્રી ડલેસને તથા પ્રમુખ આઈઝનહોવરને આ સર્જકોમાંથી કદાચ ફ્રોસ્ટનો અવાજ સૌથી વધુ પ્રતીતિકર લાગ્યો હતો

એડવર્ડ ટોમસની મૈત્રી એ ફ્રોસ્ટના ઇન્ગ્લૅન્ડના નિવાસની ફળશ્રુતિ હતી. ફ્રોસ્ટના જીવનમાં બે જ શબ્દોય સંબંધો બંધાયા. એમાં સૌપ્રથમ હતો એડવર્ડ ટોમસ સાથેનો. આ કવિના પ્રથમ વિશ્વયુદ્ધમાં નીપજેલા અવસાને આ સંબંધને અધવચ્ચે જ રૂંધી દીધો. બીજો સંબંધ ઇન્ગ્લૅન્ડથી અમેરિકા આવ્યા પછી લગભગ ૧૯૧૫માં લૂઈ અન્ટરમેયર સાથે બંધાયો જે એમના જીવનના છેલ્લા શ્વાસ સુધી ટકી રહ્યો હતો. અન્ટરમેયર પરના ફ્રોસ્ટના પત્રો કવિના હૃદયનાં તમામ પડ ખુલ્લાં કરે છે.

ફ્રોસ્ટને અમેરિકા પાછા ફર્યા પછી ધીરે ધીરે પ્રતિષ્ઠા અને પૈસો બંને મળ્યાં. એણે યુનિવર્સિટીની ડિગ્રી લીધી ન હતી, પણ કદાચ કયારેય કોઈ કવિ જેને આંબી ન શકે એવો માનદ ડિગ્રીઓ મેળવવાનો વિક્રમ ફ્રોસ્ટના નામે છે. એને પ્રાધ્યાપક થવું હતું–તો કવિતાના પ્રાધ્યાપક અને 'પોએટ - ઈન - રેસિડંસ' ના પદો તેના માટે ઊભાં થયાં. અમેરિકા આપી શકે એવાં તમામ પારિતોષિકો—ચાર વારના પુલિત્ઝર સાથે–તેને પ્રાપ્ત થયાં. સેનેટ દ્વારા બહુમાન કરાયું. કેનેડીના પદારોહણ વખતે કવિને ખાસ નિમંત્રણથી હાજર રખાયા. અવસ્થાને કારણે ફ્રોસ્ટ હાજર રહી શકશે કે કેમ એવી પૃચ્છાના ઉત્તરમાં ફ્રોસ્ટે કહ્યું: "તમે આ (નાની) ઉમરે પ્રમુખ બની શકો તો હું આ (મોટી) વયે પદારોહણ વખતે હાજર કેમ ન રહી શકું!" અને પછી લગભગ સાંસ્કૃતિક એલચી તરીકે ઇઝરાયલ અને રશિયાની યાત્રા કરી. રશિયામાં ક્રુશ્ચેવને તેમણે "મૈત્રીમાંના પોતાના હરીફ" કહ્યા અને ત્યાં ટી.વી. મુલાકાતમાં સુરકોવે પૂછયું કે લોકજીવનમાં કવિતાનું શું? ત્યારે ફ્રોસ્ટે માર્મિક ઉત્તર આપ્યો: "કવિતાનું સ્ત્રી જેવું છે. બહુ ઓછી સ્ત્રીઓ સીધી સત્તાના આસને બિરાજે છે, પણ આપણા જીવનમાં તેઓનો પ્રભાવ ઘણો હોય છે!"

ફ્રોસ્ટમાં એલિયટ સાથે સ્પર્ધાની તીવ્ર લાગણી હતી. આ સ્પર્ધા એકપક્ષી હતી. એલિયટને કયારેય આ સ્પર્ધા લાગી જ ન હતી. એટલે એલિયટને જે મળ્યું એ બધું જ પોતાને મળે એમ એ ઇચ્છતા હતા. આથી જ એ આયુષ્યની છેલ્લી ઘડી સુધી નોબેલ પ્રાઈઝ ઝંખતા રહ્યા. ૧૯૬૩ના જાન્યુઆરીમાં એ મરણપથારીએ હતા ત્યારે અન્ટરમેયર તેમને મળવા ગયા. તેમણે કહ્યું: "રૉબર્ટ ગ્રેવ્ઝે આ વરસના પારિતોષિક માટે તમારું નામ મોકલ્યું છે." ફ્રોસ્ટે સંતોષનું સ્મિત કરીને કહ્યું, "આ વરસે ઇન્ગ્લાંડ પણ એમને એક ઇનામની નવાજેશ કરવાની છે" પણ આ બંને નવાજેશોને ફ્રોસ્ટની સાથે સંકળાવાનું સદ્‌ભાગ્ય ન મળ્યું.

આયુષ્યના અંતિમ શ્વાસ સુધી કવિ રહેલા ફ્રોસ્ટને મન કવિતા એ પોતાનું પ્રથમ અને પરમ કર્તવ્ય હતું. લૉરેન્સ ટોમ્સને ' વેસ્ટ રનિંગ–બ્રુક ' કવિતાને ફ્રોસ્ટનું જીવન સમજવા માટે મહત્ત્વની ગણાવી છે, પણ એ સર્જક તરીકેના ફ્રોસ્ટના દર્શનને પણ પ્રગટ કરે છે. પ્રદેશનાં બધાં વહેણ કરતા તદ્દન અવળી દિશામાં વહેતા એ ઝરણાની

ફ્રોસ્ટ પણ આખી યે દુનિયાની આધુનિક કવિતાના વહેણ કરતા અવળા માર્ગે ચાલ્યા હતા. જ્યા દુનિયામાં ઈમેજિસ્ટો, સરરિયાલિસ્ટો પ્રતીકવાદીઓ, પ્રગતિવાદીઓ વગેરેનાં આંદોલનો ચાલતા હતા ત્યારે પરંપરામાં રહીને જ કવિ થવાનો ફ્રોસ્ટનો પ્રયત્ન હતો. વિદ્રોહીઓના આખા યુગમાં ફ્રોસ્ટ શાંત લાગે, પણ એણે જ કહ્યું હતું: "મેં જુવાનીમાં બંડ નથી કર્યું, કારણકે મારે વૃદ્ધા-વસ્થામાં રૂઢિચુસ્ત નહોતું ગણાવું."

ફ્રોસ્ટ બહુ સરળ કવિ ગણાય છે. સી. પી. સ્નોના કહેવા પ્રમાણે ભાંપાતરકર્તા માટે દુઃસ્વપ્ન બની જાય એવી એ માત્ર સપાટીપરની સરળતા છે. એ સરળ લાગે છે, સરળ છે નહીં. એટલે જ એના સરળ દેખાતા પ્રચલિત કાવ્ય 'સ્ટોપિંગ બાય વૂડ્ઝ'નાં સંખ્યાબંધ વિવરણો પછી પણ એનો અર્થ પૂરો પ્રગટ થઈ શક્યો નથી. ફ્રોસ્ટની કવિતા સ્પષ્ટપણે બે વિભાગમાં વહેંચાઈ જાય છે. એક છે માત્ર લાગણીને ઉપસાવતા ઊર્મિકાવ્યો; બીજો વિભાગ છે કોઈ ઘટના દ્વારા નાટયાત્મક સરળતા સાથે સાધવામાં આવતી અભિવ્યકિતનો. એટલે જો એક તરફથી 'એકવેઈન્ટેડ વિથ ધ નાઈટ' જેવી કે 'ડિઝાઈન' જેવી રચનાઓમાં મહાકાવ્યની શૈલીથી ઝડપાયેલા ફલકને થોડીક પંકિતઓમાં જ ઉપસાવતું જોઈ શકાય તો બીજા પક્ષે 'ડિરેકટીવ' કે 'વેસ્ટ રનિંગ બ્રૂક' જેવાં કાવ્યોમાં વસ્તુની આસપાસ આવતું નિરૂપણ જોઈ શકાય છે. 'એકલતા, પ્રલય અને મનુષ્યની આખરની મર્યાદાઓ' એ ત્રણ ફ્રોસ્ટના કાવ્યવિષયો છે. એમનું નાનકડું કાવ્ય 'નાયધર આઉટ ફાર નોટ ઈન ડીપ'ની સોળ પંકિતઓ જુઓ : સાગર અને પૃથ્વી વચ્ચેની આ વાતમાં ન દૂર કે ન ઊંડાણમાં જોઈ શકતા મનુષ્યની વાત છેતરામણી સરળતાથી નિરૂપાઈ છે. આ એવો 'અંધકાર' છે 'જ્યાં પંખીની પાંખની તમામ ચતુરાઈભરી ક્ષમતા વડે પણ માળા સુધી ઊડી ન શકાય પણ કંઠથી વહેતા ગીત દ્વારા આખાયે વનમાં પ્રસરી શકાય'. 'કમ ઈન' કાવ્યમાંનું આ રૂપક ફ્રોસ્ટની કવિતાસૃષ્ટિ માટે પણ સાચું છે. એમાં પાંખની ચાતુરી નથી, ગાયકીની મીઠાશ છે.

ફ્રોસ્ટ પાસે કશુંક એવું છે જે પ્રભુ ગાફેલ હતા ત્યારે તેઓ ઊંચકી લાવ્યા છે, અને હવે એ પોતાની પાસે જ રાખવા માગે છે. એટલે સમયને તેઓ બધું જ સોંપી દે, પણ કવિતા તો નહીં જ. 'એ ડાયલોગ ઑફ સેલ્ફ ઍન્ડ સોલ' નો અંત આ રીતે આવે છે :

હું સમયને બધું જ આપી શકું સિવાય - સિવાય
જે મેં મારી જાતે મેળવ્યું છે. જ્યારે કસ્ટમ્સ ઘોરતું હતું
ત્યારે જે પ્રતિબંધિત સામગ્રી લઈ સલામત ભૂમિ પર
આવી પહોંચ્યો, એ મારે શા માટે જાહેર કરવી?
હવે હું ત્યાં છું - જેનાથી હું છૂટો નહીં પડું—એ હું રાખીશ.

'યુ કેન કમ ડાઉન ફ્રોમ એવરીથિંગ ટુ નથીંગ' ની વાત કરતા કરતા સાન્નિધ્યની ક્ષણોમાંના રોમાંચને ઉપસાવતા ફ્રોસ્ટને યાદ કરીએ ત્યારે 'જ્યાં વૃક્ષો ટૂંકા ઊગે છે અને શેવાળ ઊંચી' એવા વાક્યથી શરૂ થતી અને 'અને મેં એને જે કંઈ કરવા પ્રેર્યો એ મને ગમ્યું' એ પંક્તિ પાસે પરાકાષ્ટાએ પહોંચતી પંક્તિઓ। વિશે રેન્ડોલ જેરેલ કહે છે: "ક્યારેક હું વિકૃત આવાજે સ્વાગત ગણગણું છું કે, ડિલન ટોમસથી ભરેલા કેટલાયે 'હોટહાઉસીસ' કરતા અહીં વધારે 'સેક્સ્યુઆલિટી' ભરી છે."

ફ્રોસ્ટને વન ગમે છે, છતાં એ તારાઓ જોવા નીકળ્યો છે; વનનું આમંત્રણ મળે તો યે ત્યાં ન જાય; એવું માને છે. છતાં એ 'કસ્ટમ્સ' નું ધ્યાન ન જાય એમ વનમાં જઈ આવી તેની સમૃદ્ધિ લઈ આવે છે અને મનુષ્યજાતિના ખજાનામાં ઉમેરે છે. એમ ન હોત તો 'લીફ ટ્રેડર્સ'માં શિશિરમાં પગ તળે ચંપાતાં પર્ણોને જોઈને એ જ પર્ણો વસંતમાં ઉપર ઝૂકેલાં હતાં એ વાત કાવ્યનાયકને ક્યાંથી યાદ આવત ?

ફ્રોસ્ટની કવિતામાં એ કહે છે એમ કવિ કે વાચક માટે મોટાં વિસ્મયો નથી આવતાં. પણ એ પોતે જ કહે છે : "મારા માટે મોટામાં મોટું વિસ્મય કે કે જે હું જાણું છું એ નહોતો જાણતો એ યાદ આવી જાય ત્યારનો આનંદ છે." ફ્રોસ્ટે કેટલીક અનુભવ-ચૂણિઓ એવી આલેખી છે, જેમાં એ વાચકને પણ પોતે એ જાણે છે, એ વાતની એ ક્ષણ સુધી જાણ નથી હોતી. નાસી છૂટેલા વછેરાની ('રન અવે) વાત હોય, કે સુંદરતાને પસંદગીનું વરદાન આપવાની (ધ લવલી શેલ બી ચૂઝર્સ) વાત હોય અથવા તો બે રસ્તાઓમાંથી એક લીધો હોય અને ન લીધેલા બીજા રસ્તાની યાદ વરસો પછી આવે ('ધ રોડ નોટ ટેકન)'નું સ્મરણ હોય, આપણને થાય છે કે આપણે આ જાણતા હતા, તેની જાણ આ કવિએ જ કરાવી.

સરળતાના અંચળા હેઠળ આ કવિ 'વેસ્ટ રનિંગ બ્રુક'માં પતિપત્નીના સંવાદના ઓઠા હેઠળ બર્ગસનની સર્જનાત્મક ઉત્ક્રાંતિની ભાવનાનો પણ સ્પર્શ કરે છે, તો ક્યારેક બે પંક્તિમાં કોઈક રહસ્યલોક સુધી લઈ જાય છે.

"કુંડાળામાં આપણે ગોળ ગોળ ફરી નૃત્ય કરીએ છીએ
અને અનુમાનો કરીએ છીએ,
પણ રહસ્ય મધ્યમાં બેસે છે, અને જાણે છે."

ફ્રોસ્ટે પોતે કવિતાઓ લખી એ સાથે એલિયટ કે પાઉન્ડની માફક પોતાની કવિતાના સમર્થન માટે સિદ્ધાંતો નથી તારવ્યા. છતાં પ્રસંગોપાત્ત તેઓ કવિતા વિશે વિચારો રજૂ કરતાં. પોતે પાઉન્ડની કંઠી ન બાંધી એ અરસામાં જ આ કંઠી બાંધનાર એની લોવેલ મૃત્યુ પામી ત્યારે ફ્રોસ્ટે એને અંજલિ આપતા કાળને કવિતાની કસોટી કરનાર નિકષ તરીકે સ્થાપતી વિભાવનાનો વિરોધ કરતા કહ્યું :

## રાત સાથે પરિચય ☐ સુરેશ દલાલ

હું એવો છું કે જેને રાત સાથે પરિચય છે.
હું વરસાદમાં નીકળી પણ પડયો છું - ને વરસાદમાં
પાછો પણ ફર્યો છું.
શહેરના સીમાડાના દીવાને પણ હું ઓળંગી ગયો છું
શહેરની ગમગીન ગલીની ભીતર મેં જોયું છે.
પાળી ભરતા પહેરેગીર પાસેથી હું પસાર થયો છું
અને ખુલાસો આપવાની અનિચ્છાથી મેં મારી આંખોને ઢાળી દીધી છે.
બીજી કોઈ ગલીના ઘરોમાંથી
જ્યારે દૂર દૂરથી કોઈ અટકતો–ખટકતો સાદ આવ્યો છે,
– પણ મને પાછો બોલાવવા કે અલવિદા કહેવા નહીં, –
ત્યારે મેં સ્તબ્ધ થઈને પગલાંનો અવાજ અટકાવ્યો છે.
અને એથીયે વધુ દૂરથી–આસમાની ઊંચાઈએથી
એક ઝળાંઝળાં ઘડિયાળ આકાશને નેપથ્યમાં રાખી
પોકારી ઊઠયું કે સમય ન્હોતો ખોટો કે ન્હોતો સાચો
હું એવો છું કે, જેને રાત સાથે પરિચય છે.

('એક્વેઈન્ટેડ વીથ ધ નાઈટ'નો અનુવાદ)



## રાત્રિપરિચિત ☐ ઉશનસ્

હું એક ટેવાયલ છું નિશાથકી:
વરસાદમાંય નીકળ્યો છું, ફર્યો છું પાછો,
ચાલ્યા કર્યું પુરની છેલ્લીય બત્તી પાર છે;

છે જોઈ નાખી પુરની ગમગીન ગલ્લી મેં,
હું ધડકતા પ્રહરી પાસથી ગૂજર્યો છું,
કહેવા અ-વાંછું કંઈ, આંખો મીંચી ગયો છું;

ઊભો છું સ્તબ્ધ, પગનો રવ રોકી રાખી
આઘેથી જ્યાં અવર શેરીથી કો સ્ખલંત
આવ્યો અવાજ ઘરહાર ઉલંઘતોક

ના કિંતુ કહેતો : વળી જા, વિદાય વા;

આગે હજીય અણપાર્થિવ કો ઊંચાઈએ
ઘડિયાળ કો દ્યુતિલ આભતણી અભિમુખે
ઉદ્‌ઘોષતું : સમય : સત્ય - અસત્ય કૈં નથી!;
હું એક ટેવાયલ છું નિશાથકી.

('એક્વેઈન્ટેડ વીથ ધ નાઈટ'નો અનુવાદ)

## ખબર છે મને રાત્રિની ☐ નિરંજન ભગત

ખબર છે મને રાત્રિની
વરસાદમાં બહાર ગયો છું – ને પાછો ફર્યો છું.
શહેરના છેક છેલ્લા દીવાની પાર ગયો છું હું.

શહેરની સૌથી ઉદાસ શેરીમાં નજર નાખી છે મેં.
પહેરો ભરતા ચોકીદારની પડખેથી પસાર થયો છું હું.
અને ખુલાસો ટાળવા આંખો નીચી ઢાળી છે મેં.

હું શાંત ઊભો રહી ગયો છું, પગલાનો અવાજ દબાવી દીધો છે મેં.
જ્યારે દૂર દૂરથી કોઈ અચકાતો અવાજ
બાજુની શેરીમાંથી ઘરો પરથી કૂદીને આવ્યો હતો

પણ મને પાછો બોલાવવા કે આવજો કહેવાને નહીં.
અને એનાથીયે દૂર કોઈ ઊર્ધ્વ અન્ધર સ્થાને
આકાશમાં એક ઉજ્જવળ ઘડિયાળે

ઉદ્‌ઘોષ કર્યો હતો કે કાળ ન'તો ખોટો કે ન'તો ખરો.
ખબર છે મને રાત્રિની.
('એક્વેઈન્ટેડ વીથ ધ નાઈટ'નો અનુવાદ)



## હું રાતથી પરિચિત છું ☐ જયંત પાઠક

હું રાતથી પરિચિત માણસ છું
વરસતા વરસાદમાં
હું બહાર નીકળ્યો છું ને પાછો ફર્યો છું.
શહેરના છેવાડેના છેલ્લા દીવાની ય આગળ ગયો છું.
નગરની સૌથી સોગિયા ગલી મેં જોઈ છે;
પહેરો ભરતા સંત્રી આગળથી ગુજર્યો છું;
ખુલાસો કરવાની અનિચ્છા–
એટલે મેં આંખો ઢાળી દીધી છે.
મારો પગરવ દબાવીને હું શાંત ઊભો છું;
ને ત્યારે–

બીજી શેરીમાંથી મકાનો ઉપર થઈને આવતી
ચહેરાયેલી ચીસ મેં સાંભળી છે;
જાણું છું કે એ ચીસ મને પાછો બોલાવવા
કે વિદાય દેવા માટે નથી.
ને આ પૃથ્વીની પાર – અપાર ઊંચાઈએ
આકાશ–ફલક પરનું તેજનું પેલું ઘડિયાળ
ટંકા વગાડી કહે છે કે

સમય સાચોય નથી
ને ખોટો ય નથી.

હું રાત્રિથી પૂરો પરિચિત છું.
('એક્વેઈન્ટેડ વીથ ધ નાઈટ'નો અનુવાદ)



## રાત્રીથી હળી ગયેલો □ શિવકુમાર જોષી

હું છું પેલો એક રાત્રીથી હળી ગયેલો
રઝળ્યો છું હું વરસતા વરસાદમાં –
ને પાછો ફર્યો છું વરસાદમાં.
શહેરની દૂર દૂરની બત્તીઓનાં અજવાળા
ઠેકીને, પેલી પાર સુધી ઘૂમી આવ્યો છું

શહેરની વિષાદતમ (વિષાદભરપૂર)
ગલીઓ મારી નજર તળેથી
પસાર થઈ ચૂકી છે.
પહેરો ભરતા પ્રહરીને અવહેલીને
પસાર થયો છું હું
નયન ઢળી જતાં'તાં ત્યારે
પણ શા માટે
એનો ફોડ પાડવા અક્ષમ છું હું,

નીરવ ઊભો રહ્યો છું હું

અને પગલાંના રવને પણ થંભાવી દીધો છે મેં
જ્યારે દૂર દૂરથી ગૂંગળાવી દેવામાં આવતી કોઈ ચીસ
પેલી પારના રસ્તામાંથી પ્રગટી
મકાનોની હાર હેઠીને મારે કાને પડે છે;
મને પાછા ફરવા માટે કે અલવિદા
જણાવવા એ પ્રગટી નો'તી.
ને જેથીયે આગળ ન વામી શકાય
એવી ઊંચાઈએ
આકાશને અડેલીને ટીંગાઈ રહેલી
તેજમઢી એક ઘડી
જાહેર કરતી હતી
સમય ખોટો નથી, સમય સાચો પણ નથી.
હું છું પેલો એક રાત્રિથી હળી ગયેલો.
('એક્વેઈન્ટેડ વીથ ધ નાઈટ' નો અનુવાદ,
□

## રાત્રીથી હું પરિચિત □ ઇન્દુકુમાર ત્રિવેદી

રાત્રિથી હું પરિચિત.
વરસતા વરસાદે ઘૂમ્યો છું બહાર
વળ્યો પાછોય હું વરસતી જલધારે દૂર
વળી ચાલ્યો દૂર
નગરના છેલ્લા વીજ-દીવાથીય દૂર
જોઈ છે મેં
સૂમસામ શહેરી શેરી
ને
નિમ્ન નેત્રે
(નજરને ચૂકવીને)
ચૂપચાપ સરક્યો છું પ્રહરીની પાસ થઈ
અનિચ્છાએ પ્રત્યુત્તર આપવાની.
પગરવ થંભાવી અટેલ
ઊભો છું
આવી જ્યારે સુદૂરથી
કોઈ બીજી ગલીમાંથી
આવાસોની ઉપર થઈ
વિદારક ચીસ –
મને પાછો નહીં બોલવાને ફરી કે
ન વિદાયની.
ઊર્ધ્વ દૂર અપાર્થિવ ઊંચાઈઓ
વ્યોમ પ્રતિપ્રકાશિત
ઘડિયાલે ઉદ્ઘોષિત કર્યું:
કાળ—નથી ઉચિત કે અનુચિત'
રાત્રિથી હું પરિચિત
('એક્વેઈન્ટેડ વીથ ધ નાઈટ'નો
અનુવાદ)

## પશ્ચિમે વ્હેતું ઝરણું □ હરીન્દ્ર દવે

"ફ્રેડ, ક્યાં ઉત્તર દિશા?"
"ઉત્તર? ત્યાં રહી ઉત્તર દિશા, વ્હાલી,
આ ઝરણું પશ્ચિમ ભણી જાતું,"
"તો નામ પાડો પશ્ચિમે વ્હેતું ઝરણ."
(આજ પણ લોકો કહે છે, પશ્ચિમે વ્હેતું ઝરણ)
"આ પ્રદેશે સૌ ઝરણ સાગર મહીં ભળવા
વહે છે પૂર્વમાં, તો એક આ
પશ્ચિમ ભણી જઈ શું કરે? નક્કી હશે ને એ
ઝરણ શ્રદ્ધા ધરી ચાલી શકે વિપરિત દિશાની સાથ,
જેવી હું ય તારી સંગ ને મારી સહે તું—
કારણ આપણે-આપણે
આપણે શું એ મને પણ ક્યાં ખબર!
આપણે શું?"
"યુવાન કે નૂતન?"
"કૈંક તો હઈશું
'આપણે બે'- એમ કીધું આપણે
તો હવે એ વાત બદલી
'આપણે ત્રણ' એમ કહીએ.
જેમ હું-તું એકબીજા સંગ પરણ્યાં
એમ બંને પરણીએ વ્હેતાં ઝરણની સાથ.
આપણે રચશું ત્યહીં સેતુ,
અને એ સેતુ તો
તટ પર ઢળી નિદ્રા મહીં લંબાયલો એ હાથ.
જો, જો, એય તે મોજું હિલોળીને કહે છે-
સાંભળું છું."
"પણ પ્રિયે,
ફૂંટાયલા આ તટ ઉપર એ તો ઊભું છે—"
(શ્યામરંગી વ્હેણ, ડૂબેલા ખડક પર થઈ
પરત પછડાય પોતા પર થઈને ધવલ મોજું

અને એ શ્વેત જલનાં શ્યામ જલ ઉપર સદાસ્વારી,
ન કંઈ યે મેળવે, તો કે નહીં નુકસાન;
જેવું પંખી જેનાં શ્વેત પીંછાં ચીતરે શ્યામલ ઝરણ
ને ચીતરે ઘેરું જળાશય
ને વલય-અંકિત થઈ એ દૂરનાં વૃક્ષો કને
શી ધવલસુંદર વસ્ત્ર રહે લહેરાઈ).
"ફંટાયલા આ તટ ઉપર એ તો ઊભું છે,
એમ, હું કહેતો હતો કે
જ્યારથી નદીઓ બનાવી સ્વર્ગમાં, બસ ત્યારથી
આપણે કાજે નથી એનો હિલાળો".
"ના, છતાં યે હા. જો ન તારે કાન
મારે કાજ દેવી સાદ થઈ લહેરાય."
"તો, ભલે, જો તું ચહે એને ય નારીલોકમાં
તો એ ત્રિયારાજ્યે અમે પુરુષો તમારી
સરહદે પહોંચાડીને પાછા ફરીશું –
અમારે તો નિષિદ્ધ પ્રવેશ –
એ હવે તારું ઝરણ! મારે હવે કહેવાપણું બીજું કશું ના."
"હા, તમારે કંક તો કહેવું હતું!
બોલો, તમારા મન મહીં કંઈ વાત ચાલે છે હજી."
"વાત તેં વિપરિત દિશાની જે કરી
તો જો, ઝરણ આ કેમ એના શ્વેત મોજાંથી વહે આવળી તરફ.
આપણે કો જીવમાંથી નીપજ્યાં
એથી યે ઘણા યે કાળ પહેલાં
આપણે એ જળ મહીં નીપજ્યાં હતાં.
અહીં આપણે, અધીરાઈભર્યા પગલે જતા પાછળ
બધા આરંભના આરંભ ગમ
જે વહી જાયે–
એ સકલનું વ્હેણ આ.
કોઈ કહે છે કે હયાતી પાય કેરે ટેરવે
બસ નાચતી-ફરતી રહે એક જ સ્થળે
એવી કોઈ નૃત્યાંગનાની જેમ ઊભી, નર્તતી,

પણ નિત્ય એ વહેતી રહે;
એ થઈ ગંભીર ને ગમગીન વ્હેતી જાય
જાણે શૂન્યતાથી સભર કરવા ખીણના અવકાશને.
એ વહે છે આપણી સાથે અહીં આ ઝરણમાં;
કિંતુ એ આપણી માથે વહે છે
એ વહે છે આપણી વચ્ચે
અને સંત્રાસની પળ એક તો અળગાં કરે છે.
એ વહે વચ્ચે, અને માથે, અને સાથે.
ને એ સમય, શકિત, અને સ્વર, તેજ જીવન, પ્રેમ –
એ સાર જે સરતો રહે નિસ્સારમાં;
મૃત્યુનો એ સર્વવ્યાપી મહાપ્રપાત
શૂન્યતામાં પામતો ઉત્સર્ગ –
તે નિજમાં રહેલી કો અજાણી તાણથી એ સાવ હળવો.
ના વિપથગામી ફકત, કિંતુ વળી પછડાય પાછો
એ મહીં જાણે રહ્યો અનુતાપ, ને પાવક.
નિજ ઉપર એ રીતે પછડાય પાછું કે
હમેશાં આ પતનમાં સ્હેજ છે ઉત્થાન, જરા ઊંચે ગતિ,
જિંદગી ઢળતાં રહે ઘડિયાળને આગળ કરી.
ને ઝરણ ઢળતું રહે આ જિંદગી આગળ કરી.
સૂર્ય પણ ઢળતો રહે છે ઝરણને આગળ કરી.
ને કંઈક છે કે જે ઢળે છે સૂર્યને આગળ કરી.
આ ગતિ પાછળ જતી નિજ મૂળ કેરી શોધમાં,
સાવ સામે પૂર: એમાં આપણે દેખાઈએ
જ્યાં વહનની અંજલિ નિજ મૂળને
આપણ કુદરત તણા આ રૂપમાંથી નીપજ્યા:
આ અસલિયત આપણી."
"આજનો દિન ઓળખાશે તેં કહેલી વાતથી,"
"ના, આજનો દિન એ
દીધું તેં નામ જ્યારે આ ઝરણને પશ્ચિમે વ્હેતું ઝરણ!"
"આજનો દિન આપણે બંને મળીને જે કહ્યું એનો દિવસ."
('વેસ્ટ રનીંગ - બ્રુક' નો અનુવાદ)

**એક પગલાંની પીછેહઠ** ☐ જગદીશ જોષી

રેતી, ધૂળ, ઢેફાં અને કાંકરા જ માત્ર
ફરી એકવાર પોતીકી સફરે નીકળ્યાં હતાં એમ નહીં,
પણ ડબ્બેસ કાદવ ગળચતી,
સમતુલા ગુમાવી બેઠેલી, તોતિંગ ભેખડોએ
એકમેકના મૂંડા આછેરા અફાળ્યા
અને કંદરાઓમાં ગબડવા લાગી.

આખા ને આખા ભૂમિખંડો પોપડે પોપડે ઉતરડાઈ ગયા.
આ વૈશ્વિક કટોકટીમાં મારાં મૂલ્યોની આધારશિલા
મને હચમચી ગઈ લાગી.
પણ પીછેહઠનાં એક જ પગલાથી
મેં મારી જાતને પડવાગબડવામાંથી ઉગારી લીધી.
છિન્નવિચ્છિન્ન થયેલું એક વિશ્વ
મારી આંખ સામેથી પસાર થઈ ગયું.
ત્યાર પછી વરસાદ ને વાવાઝોડું જંપ્યાં
અને મને કોરો કરવા માટે સૂરજ બહાર પડ્યો.
("વન સ્ટેપ બેકવર્ડ ટેકઈન"નો અનુવાદ)
☐

**વણવપરાયું વરદાન** ☐ સિતાંશુ યશશ્ચંદ્ર

આપણે એનું માણસ થયા તેની મોર્યે આ ભોમકા આપણી માલિકીની થઈ ગઈ
આપણે એનું ફરજંદ થયા તેના ખાસ્સાં સો વરસ પહેલાં
આ જમીનના આપણે ધણીરાણી થઈ બેઠા

મેસેચ્યૂસેટમાં ને વર્જિનીઆમાં - આ પ્રદેશ આપણા ભોગવટાનો પ્રદેશ બની ગયો
પણ આપણું વતન તો ઈંગ્લેન્ડ જ રહ્યા કર્યું - અમેરિકામાં તો આપણે ફક્ત વસાહતીઓ જ
આપણે એ ભોમકામાં પ્રવેશી ચૂક્યા હતા જે ભોમકા આપણામાં નહોતી પ્રવેશી શકી
ને આપણે એ બીજા દેશને વિવશ હતા જે દેશ આપણા વશમાં નહોતો
આપણે ક્યાંક હિચકિચાટમાં હતા - ને એ જ હતી આપણી નિર્બળતા.
('ધ ગિફ્ટ આઉટરાઉટ' નો અનુવાદ)

## એક વાર, પછી, કાંઇક □ સુન્દરમ્

મને બીજા કહેતા વચન ઠપકાનાં : અરર તું
કૂવાકાંઠે કેવો ઝૂકત, કરતો પૂંઠ તુજ રે
ઉજાળાની સામે નિત, ન નીરખે એથી કદી યે
ઊંડે કૂવા મધ્યે બસ નજર મારી અટકતી
સપાટી પાણીની પર, ચમકતાં નીર ત્યહીંથી
મને અર્પે મારું પ્રતિફલિત હા ચિત્ર, ગગને
ઉનાળાના, વૃક્ષો અતિ રસળતાં વાદળ તણી
ગૂંથાઈ માળામાં મુજ સ્વરૂપ કો દેવ સરખું.

કૂવાકાંઠે એવો મુજ હડપચી એક દિવસે
ધરી હું ઊભો'તો, મનન - રત, ત્યાં મેં નીરખિયું,
છબીની પારે ને છબી હૃદયની ભીતર થઈ
લહ્યું મેં ત્યાં કોઈ ધવલ, બસ કોઈ અ-પરખી,
ઊંડાણોનું કાંઈ વધુ—બસ પછી એ ગુમ થઈ.

ત્યહીં આવ્યું પાણી વચન ઠપકાનાં ઊચરવા
પડયા પેલા ચોખ્ખા અતિશ જલને વૃક્ષ પરથી
પડ્યું ટીપું ને ત્યાં લહર ઊઠી ને જે કંઈ હતું
પડેલું બૂંધે તે ગઈ હલવી, ઝાંખું કરી ગઈ,
ગઈ ભૂંસી પૂરું–કવણ હતી રે એ ધવલતા?
હતું એ શું સત્ય? સ્ફટિકતણી વા કંકર હતી?
બને આવું સાચ્ચે કંઈક બસ જો એક જ દફા,
પછી તે, વિશ્વે આ કંઈક બનવા જોગ બનશે.
('ફોર વન્સ, ધેન, સમથીંગ' નો અનુવાદ)

## ખાસ મળતાવડો નહીં ☐ સુરેશ દલાલ

મેં જે કૈં કર્યું એ કરવા માટે તમારામાંનાં થોડાંક રાજી થશે.
અને એની કોઈ આભડછેટ ન હોવા છતાં ય
જેનો સ્પષ્ટ રીતે આદેશ અપાયો ન્હોતો
કે જેની કોઈ અપેક્ષા રખાઈ ન્હોતી
એવું કૈંક કરવાનું શોધી કાઢવા માટે
બાકીનાઓ મને બહુ આકરી સજા કરવા નહીં ચાહે.

જ્યારે શહેરની દીવાલો કોઈ પણ છજાંછાપરા કરતાં
વધુ ઊંચેરી થતી હતી!
એ દિવસો કરતાં આજે શહેર માણસ ઉપર જરા યે વધારે કાબૂ ધરાવતું નથી
એ વાતની મુલાયમ સાબિતી આપવા માટે
મને વધુ પડતી ક્રૂર સજા ફરમાવવી યોગ્ય તો નહીં ગણાય.

આ ધરતીથી છૂટકારો પામવાની મારી યથાશકિત માટે
તમે મને સંભળાવી શકો. એમાં તમે સાચા.
પણ મારી પકડ જેટલી શિથિલ છે એટલા જ.
સમજણને કૈંક અંશે આનંદથી પમાય છે.
હું વિદ્રોહી તરીકે ક્યારે ય નહીં ઝડપાઉં.

અને મને કોઈ પણ વ્યકિત મોતની સજા ફરમાવી શકે છે
જો આ હુકમની બજવણી એ કુદરત ઉપર છોડે તો.
હવાની સહિયારી સંપત્તિને
હું મારો શ્વાસ વારસામાં સોંપી દઈશ
અને સૌજન્યથી ભર્યાભર્યા પશ્ચાત્તાપનો મરણવેરો ભરીશ.
('નોટ ક્વાઈટ સોશ્યલ' નો અનુવાદ)



## કરુણપ્રશસ્તિ ☐ ઉશનસ

ને માહરી કો કરુણપ્રશસ્તિ
લખવાની મારે જ સ્વયં હતે તો -
—તો આ રહી ટૂંકી: લખ્યું હતે મેં
મારી સમાધિ પર પાળિયા પે:
"મારે હતો કલહ વિશ્વશું પ્રેમી કેરો." ('અપીટાફ'નો અનુવાદ)

## ફૂલ, કરોળિયો અને પતંગિયું ☐ દિગીશ મહેતા

મેં જોયો એક ભીંગડાભર્યો કરોળિયો, જાડો અને સફેદ,
એક સફેદ ફૂલ પર, એક પતંગિયાને ઊંચકી જતો
જાણે કડક સાટીનના કપડાનો સફેદ કટકો.
મોત અને ખુવારીનાં ભેળવેલાં પાત્રો
સવારે મજેથી શરૂ કરવા કચુંબર કરી જાણે તૈયાર ન રાખ્યાં હોય,
ડાકણોના ડૂવામાંનાં દ્રવ્યો જેવા.
એક હિમ જેવો ધોળો કરોળિયો, એક ફીણ જેવું ફૂલ,
એ મરેલી પાંખો કાગળના પતંગની જેમ ઊંચકી જવાતી.

એ ફૂલને ધોળા થયે શું કામ હતું,
એ રસ્તાની રાંગે ફૂટી નીકળતા, ભૂરા અને નિર્દોષ હીલ-ઑલને?
કોણ લાવ્યું એના જાતભાઈ કરોળિયાને એ ઊંચાઈ પર,
અને પછી દોરી લાવ્યું એ ધોળા પતંગિયાને રાતના અંધારમાં ત્યાં?
બીજું કોણ, સિવાય કે કંપાવી નાખે તેવી કાળી કોઈ કરામત? –
જો આવડી નાનીશી વાતમાંય કરામત હોય.

('ડિઝાઈન'નો અનુવાદ)



## જુદી જ મસ્તી ☐ નલિન રાવળ

ગોઠણ ઉપર ઝૂકી
લઈ ખૂરપી
ખીલેલાં છોડ તળની માટીને કરતો બરાબર
ધૂન આવી મસ્તીમાં લલકારતો ધીરે,
અચાનક ખ્યાલમાં આવ્યું:
છુપાઈ વાડની ઓથે જુએ નિશાળ–
છૂટયાં છોકરાં.
મેં ગાન થંભાવ્યું - અને હૈયું ય લગભગ
કેમકે મશગૂલ મનને નીરખતી
કોઈપણ તે આંખ
તે શેતાનની છે આંખ.

('એ મૂડ એપાર્ટ'નો અનુવાદ)

## ચાલ ☐ દિનેશ દલાલ

મારી નજરે પડ્યો પઠ્ઠો, ગોરિયો ને ખંજનિયાળો કરોળિયો
* શ્વેત ફૂલ ઉપર ફૂદાને પકડીને બેઠેલો
જાણે કે સફેદ સાટીનનો કઠક ટુકડો –
મોત અને વિનાશમિશ્રિત જાતજાતની ભાતવાળો
સવારના નાસ્તા માટે તૈયાર
જાણે કે ડાકણોનો સેરવાનો મસાલો –
હિમબિંદુ જેવો કરોળિયો ફેનીલ ફૂલ
અને ઢસરડાતી નિશ્ચેતન પાંખો કાગળના પતંગ જેવી.

શ્વેતરંગી થવાનું કંઈ કારણ
રસ્તા પરના પેલા આસમાની ને માસૂમ ફૂલને હતું ખરું?
ને એના સગોત્રીયા કરોળિયાને એટલે ઊંચે જવાની મતિ ક્યાંથી સૂઝી?
અને પછી સફેદ ફૂદાને પણ રાત્રે ત્યાં કોણ ખેંચી ગયું?

શું ત્યારે જુલ્મી અંધકારની ચાલ? –
હા – જો હોઈ રાઈના દાણામાં પણ આંટી ઘૂંટીની જાળ.

('ડિઝાઈન'નો અનુવાદ)

* 'Heal All' એ નામનું આસમાની રંગનું ઔષધના ગુણ ધરાવતું એક ફૂલ

☐

## બધું ત્યાં નહીં ☐ જયા મહેતા

જગતની હતાશા વિશે
હું ઈશ્વર સાથે વાત કરવા ગયો;
પણ ખરાબને વધુ ખરાબ કરવા માટે
મેં જોયું કે ઈશ્વર ત્યાં નહોતો.

ઈશ્વર મારી સાથે વાત કરવા આવ્યો
(કોઈ હસો નહીં)
ઈશ્વરે જોયું કે હું ત્યાં નહોતો –
અર્ધાથી વિશેષ તો નહીં જ.

('નોટ ઓલ ધેર' નો અનુવાદ)

બેત્રણ દેશોના ઘડવૈયાઓ સાથે મારે દોસ્તી થઈ છે. જે કવિઓએ આયર્લૅન્ડને ઘડ્યું એ કવિઓ સાથેની મારી દોસ્તીને પરિણામે એ દેશ સાથે મારે મિત્રાચારી થઈ ગઈ એવું જ એક ભારતીય કવિ રવીન્દ્રનાથ ટાગોરની બાબતમાં થયું. હજુ પણ ટાગોર ભારતના જબરજસ્ત બળ સમાન છે એમ સાંભળીને હરખાઉં છું; એ વાતથી હું હલી ઊઠું છું

હું ટાગોરને બે રીતે જોઉં છું : એક મહાન રાષ્ટ્રવાદી તરીકે, એક દેશના ઘડતરમાં ભાગ લેનાર તરીકે–અને હું માનું છું કે આ મારા મુખ્ય રસનો વિષય છે. હું પોતે જબરો રાષ્ટ્રવાદી છું–ખતરનાક. રાષ્ટ્રીય બન્યા વિના આંતરરાષ્ટ્રીય કઈ રીતે થઈ શકાય?

ટાગોરનાં લખાણોનો અર્ક સમજવામાં મને હમેશ રસ પડતો. તેઓ રાજદ્વારી પુરુષ હતા: તેઓએ 'કલા ખાતર કલા'ને વરેલા કલાકાર તરીકે પોતાને જાહેર કરેલા હતા. તેમ કરવામાં તેમને કોઈ વાતનો ડર નહોતો

તેમનો મનગમતો શબ્દ હતો 'વર્ણનાતીત'. આ શબ્દ સુંદર છે, તેમાં 'કશાયની યે ઉપરવટ' નો અર્થ સમાઈ જાય છે. કાવ્યમય વિચારધારા દરમિયાન આપણે છેક 'વર્ણનાતીત'ને કાંગરે પહોંચી જતા હોઈએ છીએ. હું થોડીક કવિતા સંભળાવીશ. આ નાનકડી કવિતા "Soul" શબ્દ સાથે વિરમે છે. આ વર્ણનાતીત શબ્દોમાંનો એક છે. એ છંદમાં છે; મને કવિતા છંદમાં કહેવી વધુ સહેલી લાગે છે. તમે જાણો છો, હું એવો જ છું. મેં કવિતામાં ડગ માંડ્યા જ એ રીતે–કવિતાની આકર્ષકતામાં પલોટાઈ જઈને. તે જ મારું જીવન છે, મનગમતી આકર્ષક પકડમાં સંડોવાયેલું. આ એક નાનકડી catchy કવિતા સાંભળો:

The fancy I had today,
Fancy which turned a fear!
I swam far out in the bay,
Since waves laughed warm and clear.

I lay and looked at the sun,
The noon-sun looked at me :
Between us two, no one
Live creature, that I could see.

Yes! There came floating by
Me, who lay floating too,
Such a strange butterfly!
Creature as dear as new :

Because the membraned wings
So wonderful, so wide,
So sun-suffused, were things
Like soul and nought beside.

A handbreadth over head!
All of the sea my own,
It owned the sky instead;
Both of us were alone......

બસ, પૂરું *'Soul'*, *'nought beside'*, *'So Sun-suffused'* અને એ બધું, અને તમે જુઓ, "both of us were alone". આપણું કુતૂહલ પ્રેરે તેવો ટાગોરની કવિતાનો એક વિષય છે--એકલવાયાપણું અને મૌન. યીટ્સ હમેશાં કહેતો કે સાચો કવિ ક્યારેય બહાર નહીં પાડે પોતાની કવિતા—આત્મામાં ઊતરી જતી શાંતિ. તે જ આ 'વર્ણનાતીત'—જેની કિનારી લગોલગ આપણે જઈ બેસીએ છીએ તે.

બીજી એક – કોણે લખી તે મારે કહેવાની જરૂર નથી, હું તમને કહીશ નહીં !

Here, in this little Bay,
Full of tumultuous life and great repose.
Where, twice a day.
The purpose less, glad ocean comes and goes,
Under high cliffs, and far from the huge town,
I sit me down.
For want of me the world's course will not fail;
When all its work is done, the lie shall rot;
The truth is great, and shall prevail,
When none cares whether it prevail or not.

આ થઈ કર્મ સિવાયની શ્રદ્ધાની વાત. જેવું, કેવું છે: તમે છોડી દો, મૂકી દો–મૌન, અચાનક. અને સત્ય મહાન છે અને સર્વવ્યાપક છે. તે જ આ છે, આ 'વર્ણનાતીત.'

ટાગોરની અનુવાદિત અછાંદસ કવિતાઓ મને વાંચવી ફાવશે નહીં એટલે એમાંની એકબે વિશે કહીશ. આમાં એક રખડુ છોકરાની વાત છે. પઠન માટે ખૂબ લાંબી કવિતા છે, પણ આ રખડુ છોકરો જે કહે છે તે હું વાંચી સંભળાવું.

ના-નહીં, હું તમને કહી દઉં: પ્રેમ, માયા અને અભિલાષા એ બધું નહીં, માયા દરે રંગાયેલી અભિલાષા, આ બધું એને દુનિયા જોડે સાંકળી શકતું નથી. સમાજ, કુટુંબ, કોઈ પણ. એક પછી એક બધું. વાર્તામાં, એ માત્ર છોડી જાય છે–છોડે છે. કોઈ દુશ્મનાવટ નથી, ઝઘડો નથી -- પણ બસ, એ છોડી જાય છે. એ વર્ણનાતીતમાં ચાલ્યો જાય છે. પૂર્વ અને પશ્ચિમ વચ્ચેના ભેદનો તમે જ્યારે વિચાર કરો તો ખ્યાલ આવશે કે પશ્ચિમ કરતાં પૂર્વ વધુ વર્ણનાતીત છે. આ વિશે એક વાર મેં ટાગોર સાથે વાત કરી, વર્ષો પહેલાં. ઘણા લોકો માને છે કે ધ્યાન તે જ ચિંતન. પણ એવું નથી. પશ્ચિમ વધુ ધ્યાન ધરવાવાળું છે: પૂર્વ વધુ ચિંતનશીલ. 'ધ્યાન' તે કંઈક કરવા માટેનો મનસૂબો છે; અને 'ચિંતન' કશાકમાં ખોવાઈ જવાની બાબત છે. પોતાની જાતને લુપ્ત કરી દેવી, સ્વને; શોધવા માટે.

ગઈ કાલે રાત્રે હું એક નિશાળના સોએક વિદ્યાર્થીઓ સાથે હતો. એ લોકો મને કંઈ પણ પૂછી શકે; અને તેઓએ મને પૂછ્યું કે આ વિશ્વના પ્રયોજન જેવું કંઈ છે ખરું? મેં વળતો પ્રશ્ન પૂછ્યો કે તમને બધાંને શું લાગે છે? બધાંને વિશ્વના ચોક્કસ પ્રયોજન જેવું કંઈ લાગ્યું નહીં પછી મેં પૂછ્યું, 'તમારામાંથી કેટલાં એવું વિચારે છે કે આ દુનિયામાં તમારે કંઈ પ્રયોજન જેવું છે?' બધાંને લાગ્યું કે એવું કંઈક છે જ, લગભગ. મજા પડી ગઈ.

મેં જાતે સારો એવો વિચાર કર્યો છે, આ બ્રહ્માંડનો.

The purpose of the universal plan
Admts of little purposes in man.

આ છે મારા પંક્તિયુગ્મોમાંનું એક. અને મેં તેઓને કહ્યું: 'તમારા પ્રયોજનના આરોપણ સિવાય આ દુનિયાનું પોતાનું કોઈ પ્રયોજન નથી એ કેવું વિચિત્ર! પણ એ વર્ણનાતીત છે. ગજા બહારની વાત, ખરું ને?

કેટલાંક લોકો માને છે કે સૌંદર્ય તે જ સત્ય. કીટ્સે જ્યારે કહ્યું. Beauty is truth, truth beauty ...... ત્યારે આ વાત વર્ણનાતીત છે



રૉબર્ટ ફ્રૉસ્ટ અને ઉમાશંકર જોશી



ક્રોસ્ટ અને કેનેડી

તમે જોયું, તમે ભારત વિશે શું કરવાના છો ? અને બીજી જગ્યાએ ભયંકર ભૂખમરાની જ વાત કર્યે રાખે છે, જીવવા માટે અનિવાર્ય ખોરાકની. અને પછી એ ફરીથી કહે છે– ગર્વ સાથે, જુઓ તમે–

Build God's throne daily upon the ample
bareness of your poverty......

તમે શું કરવાના છો? કંઈક થઈ શકે એમ બધાંને લાગતું હશે પણ એ બહુ ધીમું થાય, ખરેખર, બહુ ધીમું. આ વિશ્વનું રગસિયું ગાડું. કંઈક પણ કરવામાં આવે ત્યાં સુધી દુ:ખ અને યાતના પરત્વે આપણે ઊંચી નજરે જોતાં શીખીએ. બસ, એટલું પૂરતું છે. કિંગ લીઅરની વાર્તા કરતાં વધુ ઉમદા ભયંકરતા બીજી કઈ છે?

મને અછાંદસ કવિતા વાંચવાનું ફાવતું નથી; હું તો રહ્યો ગાણું ગાનારો માણસ. હું સરળ ગદ્ય વાંચી શકું છું, પણ ગદ્ય અને પદ્યની વચ્ચેનું વાંચવાનું ત્રાસ ઉપજાવે છે.

Let the earth and the water, the air and
the fruits of my country be sweet,
my God.
Let the homes and marts, the forests
and fields of my country be full,
my God.

ઈશ્વરની વાત, ફરી ફરીને ઈશ્વર તરફ પાછા વળવાનું, એને તો બધું જોઈએ- "homes and marts"–રસ પડે તેવી વાત છે. આ બધું સુંદર છે, એનું શું કરવું તેની ખબર નથી, પણ સુંદર છે, બધું ઉમદા અને મહાન.

...અને પછી, તમે જાણો છો. જે લોકો ખરેખર ધાર્મિક હોય છે, તેઓ ભાગ્યે જ દેવનિંદક હોય છે. ધર્મસંપ્રદાયના માણસો કરતાં તમે વધુ ધાર્મિક હો તો તમને એ લોકો ઈશ્વરદ્રોહી ઠરાવી શકે? તમને ખબર છે? ટાગોર બરાબર જાણતા હતા. ટાગોરની જેમ મેં પણ ધર્મ વિશે ટીખળ કરી છે.

Forgive, O Lord, my little jokes on Thee,
And I'll forgive Thy great big one on me,

અને એ મશ્કરી કઈ, તમને ખબર છે, અને મારી નાની મશ્કરીઓ કઈ–અરે, જવા દો એ બધું.

એક વધુ કવિતા.

O star (the fairest one in sight),
We grant your loftiness the right
To some obscurity of cloud—
I was about to say of night
When dark is what brings out your light.
Some mystery becomes the proud—

અને મારે એ પંક્તિની આજુબાજુ ભમ્યા કરવું જોઈએ, જીવનનું દર્દ–મારી આસપાસના કવિઓમાંથી અર્ધાને હું સમજી શકતો નથી તેનું દર્દ મેં અનુભવ્યું છે. એ આ પંક્તિમાં કહેવાયું છે. મેં એ દર્દને 'proud' કહેવાનું નક્કી કર્યું છે. "some mystery bocomes the proud" આ એક કેવી ધાર્મિક વાત?

મેં તમને કહ્યું'તું ને કે એક ઘરડો ખેડૂત હંમેશા કહેતો: 'There's always something more to everything". આમ જ "always something more to everything !'

અને પછી અનેક વાર મેં કહ્યું છે, આના આધારે, કે, આનો અર્થ એક પ્રકારનો વહેમ જ છે. અને કોઈ જાતના પણ વહેમી નથી એવું બને જ નહીં અને તમે એ બાબતમાં કાંઈ ન કરી શકો. એ આ જ–વર્ણનાતીત. આપણી સમજદારી બહારનું, બુદ્ધિની ઉપરવટ, પેલે પારનું –પેલે પાર.

એક વધુ કવિતા. આમાં એક જગ્યા છે, બધાંને નવાઈ પમાડે તેવી.

Whose woods these are I think I know.
His house is in the village though;
He will not see me stopping here
To watch his woods fill up with snow.

My little horse must think it queer
To stop without a farmhouse near.
Between the woods and frozen lake
The darkest evening of the year.

He gives his harness bells a shake
To ask if there is some mistake.

The only other sound's the sweep
Of easy wind and downy flake.

The woods are lovely, dark and deep,
But I have promises to keep,
And miles to go before I sleep.
And miles to go before I sleep.

હવે હું તમને એ જગા કહેવાનો નથી. જ્યાંથી no where માં જવાય. કિનારીઓથી no whereમાં *

---

* 'એશિયા સોસાયટીના ઉપક્રમે ટાગોર શતાબ્દીની ઉજવણીના ભાગરૂપે રોબર્ટ ફ્રોસ્ટે આપેલા વાર્તાલાપના આધારે સંક્ષિપ્ત-એપ્રિલ ૧૯, ૧૯૬૧.



## બ્રહ્માંડમાં ભૂલાં પડેલા માણસની કથા ☐ સિતાંશુ યશશ્ચંદ્ર

એક અડાબીડ રાતે કાળાં વાદળ જરાક વિખરાતાં
આ આઘેનું સ્થળ ઊઘડ્યું, જ્યાં જન્મે ટીપાં ઝાકળનાં.
એ નાનકડાં બાંકોરામાં શોધે આંખો અધીર - પ્રાણ
મનમાં નોંધી રાખીતી મેં તે નિશાનીઓ નભની પુરાણ

પણ એ રાતે આકાશના એ ટુકડામાંના તારા
ઝાઝા ન્હોતા, ન્હોતા વળી એક જ નક્ષત્રે વસનારા.
ને કોઈ એકલ તારો પણ એવો મોટો પરિચિત ન્હોતો
કે સ્હેજ મહેનતે ય ઓળખી કાઢું હું કે ફલાણો તું તો!

આમ આકાશમાં ભૂલા પડી જઈ, એકલવાયા થઈ જઈ, મેં
પૂછ્યું: "ક્યાં છું? ક્યાં છું હું?" ને ઝટ ઊમેર્યું: "જો જો, કહી પાડતા તમે."
મેં વાદળને ચેતવ્યા: "વિખરાઈને રખે સ્હેલું બનાવતા જડવું,
હજી તો ખૂબ અનુભવવા દો મને આ મારું બ્રહ્માંડમાં ભૂલું પડવું."
('લોસ્ટ ઈન હેવન' નો અનુવાદ)

## વેરાન જગાઓ ☐ કાન્તિલાલ કાલાણી

હિમ પડ છે અને રાત પડ છે ઝડપથી ઓ ઝડપથી
ખેતરમાં મેં જોયું પસાર થતાં,
અને તે જમીન ઘણીખરી છવાયેલી સુંવાળા હિમમાં,
પણ થોડાં ઝાંખરાં અને ઠૂંઠાં દેખાય છે છેવાડે.

જંગલ એની આસપાસનું પામે છે એને – એ છે એનું.
બધાં પ્રાણીઓ ગૂંગળાઈ મર્યાં છે તેમની બખોલમાં.
હું એટલો શૂન્યમનસ્ક કે નથી કરી શકતો ગણતરી;
આ એકલતા મને આવરી લે છે અભાનપણે.

અને એકલતા છે એવી જે એકલતા
હશે વધુ એકાકી એ ઓછી થાય તે પહેલાં –
શૂન્યતર ધવલતા અંધકારગ્રસ્ત હિમની
અભિવ્યક્તિવિહીન, કશું નથી અભિવ્યક્ત કરવા.

તેઓ મને બિવડાવી શકશે નહીં તેમના રિક્ત અવકાશથી
અનંત તારાઓની વચ્ચે, જ્યાં માનવવંશ નથી.
મારામાં છે અતિ નજીક
મને બિવડાવવા મારી પોતાની વેરાન જગાઓથી.
('ડેઝર્ટ પ્લેસીઝ'નો અનુવાદ)

☐

## ગુલાબ ☐ નીતા રામૈયા

ગુલાબ એ ગુલાબ છે
અને સદાયનું હતું ગુલાબ એ.
એ બધી કથા–પ્રથા વહી ગઈ
અને રહી જ વાત આ
કે હવે
સફરજનો ગુલાબ છે,
લાગતું ય એમ કે
આ બધાં ય જામફળ ને આલુનો
(અહીં કશો રૂઆબ છે) – ગુલાબ છે.
હવે પછી ક્યાં ક્યાં ફળો થશે ગુલાબ
– માત્ર જાણતા જનાબ
તમે ય તે ગુલાબ છો – ગુલાબ છો –
અને સદાયના હતા જ ગુલગુલાબ.

('ધ રોઝ ફેમિલી'નો અનુવાદ)

## મારી બારીનું વૃક્ષ □ રમેશ જાની

મારી બારી આગળના વૃક્ષ,
મારી બારીના હે, વૃક્ષ!
રાત પડે ત્યારે
મારી કાચની બારીને
ભલે નમાવવામાં આવે:*
પણ,
તારી અને મારી વચ્ચે
કયારેય
પડદો ન રહો!

આછું અને અસ્પષ્ટ
એવું કોઈ સ્વપ્નશિખર
ધરતીમાંથી ઉપર ઊંચકાઈ આવ્યું,
પાસેનું કશુંક
ઊંચે વાદળ સાથે
સેળભેળ થઈને
એકાકાર બની ગયું–
અને
તારાં બધાંય પર્ણોની
ગાજી ઊઠતી ગહનતા
હું
પામી ન શકયો!
પણ,
મારા વૃક્ષ!–
મેં તને ઉખેડાઈને અને ઊંચકાઈને
ફંગોળાઈ જતું જોયું છે;
અને
જો તેં મને પણ
સૂતેલો જોયો હોત
તો
મને
કયાંક ઉખેડાતો અને ઊંચકાતો
અને
ફંગોળાતો
અને
સાવ ખોવાઈ જતો
જોયો હોત!

તે દિવસે
તો
વિધાતાને પણ એનું પોતાનું
કોઈ વિચિત્ર કલ્પન હતું;
ત્યારે
એણે આપણાં બન્નેનાં શિર
એકસાથે
ગોઠવી દીધાં હતાં!
તારું શિર
બાહ્ય–
તો મારું
આંતર-ઝંઝાવાતોમાં
ખોવાઈ ગયું હતું.
('ટ્રી એટ માય વિન્ડો'નો અનુવાદ)

---

* કાચની કેટલી બારીઓ બન્ને બાજુએથી નહીં, પણ ઉપરથી નીચે એની ફ્રેઈમ નમાવીને બંધ કરવામાં આવતી હોય છે, 'વેન્ટિલેટર'ની જેમ.

## બારી કનેનું વૃક્ષ □ નલિન રાવળ

વૃક્ષ મારી બારી કને બારીવૃક્ષ
રાત્રિ હળે
પર્દો નમે મારો
કિંતુ નહીં કદીય હો
તારી અને મારી વચ્ચે પર્દો.

સ્વપ્નશીર્ણ ધરતીના સ્તરમાંથી ઊભું થાય
ઝાંખી બને નજીકની વસ્તુ
નહીં તારી જિહ્વાઓનો મુલાયમ મુખરિત સ્વર
ઊઠે પૂર્ણપણે છતી.

વૃક્ષ !
તારું લાસ્યમય રૂપ મેં છે ન્યાળ્યું
તેં ય મારી નિદ્રામય ક્ષણે મને ન્યાળ્યો હોત
તો
તેં ય લાસ્યમય રૂપ મારું ન્યાળ્યું હોત.

પૂર્વે
નિયંતાની કલ્પનાએ તારું મારું ચિત્ર રચી
તારું ચિત્ર મૂક્યું બાહ્ય સૃષ્ટિની સંગ
મૂક્યું મારું ચિત્ર આંતરિક સૃષ્ટિની સંગ.
('ટ્રી એટ માઈ વિન્ડો'નો અનુવાદ)
□

## મારી બારી પાસેનું વૃક્ષ □ પ્રબોધ જોષી

વૃક્ષ મારી બારી પાસે – મારી બારી પાસેનું વૃક્ષ
રાત જ્યારે આવી પૂગે છે, બારીની ફ્રેઈમ નીચી કરું છું
પણ, તારી અને મારી વચ્ચે
કદીય પરદા તણાયેલા ન હો.

ધૂંધળું સ્વપ્ન – ભૂમિમાંથી ઊંચકાયેલું પણ જાણે કોઈ મસ્તિષ્ક
અને પછીની વાત પણ વાદળ જેમ વિખરાયેલી

ઉતાવળે કરાયેલી તારી તમામ હળવી વાતોમાં
ઊંડાણ અસંભવ.

પણ હે વૃક્ષ!
મેં તને જોયું છે—
ક્યારેક ઉઠાવી જવાતું તો ક્યારેક કોઈ હાથોમાં ઊછળતું
અને હું જ્યારે સૂતો હોઉં
ત્યારે તેં મને જો જોયો હોય તો,
તેં મને જોયો છે
માત્ર અપહરણ કરી જવાતો, ઊશેટાઈ જતો
પણ ખોવાઈ જતો હરગિજ નહિ.

એ દિવસે તેણીએ આપણું મિલન કરાવી આપ્યું
નિયતિને પણ એના વિશે એક કલ્પના હતી.
તારું ચિત્ત બાહ્ય હવામાન વિશે સચિંત,
મારું ભીતર વિશે...
('ટ્રી એટ માય વિન્ડો'નો અનુવાદ)



**પંખીડું □ નિરંજન ભગત**

મને થતું પંખીડું જો ઊડી જાય, અહીં
મારા ઘર પાસે આખો દહાડો ગાય નહીં.

બારણેથી બન્ને હાથે તાલી પાડી કહ્યું—જાય
છે કે નહીં? લાગ્યું જ્યારે વધુ નહીં સહ્યું જાય.

જોકે એમાં થોડોઘણો હશે મારો દોષ
પંખીડું તો ગાય, એમાં શાનો કરું રોષ?

અને વળી નક્કી એ તો એક મોટું પાપ ઠર્યું
કોઈનું યે ગીત મૂગું થાય એવું મન કર્યું.
('ધ માઈનર બર્ડ' નો અનુવાદ)

## ઢળેલાં ☐ નલિન રાવળ

'જા
તું ધસ
હું ધોધમાર વરસું'
વરસાદે કહ્યું પવનને.
ધમરોળ્યો બાગ મળી બંનેએ એવો
વળી ગઈ ફૂલફૂલની લોથ – જોકે જીવે
જાણ'
શું ફૂલફૂલ પર વીત્યું.

('લૉન્ડ્'નો અનુવાદ)

## એવા તો ત્રાટક્યા ☐ જયા મહેતા

વરસાદે પવનને કહ્યું:
'તું ધક્કો માર અને હું જોરમાં વરસી પડીશ'.
પવન અને વરસાદ બગીચાની
બિછાત પર એવા તો ત્રાટક્યા
કે ફૂલો ખરેખર ઢળી પડ્યાં,
અને પડી રહ્યાં - જોકે મરી ગયાં નહોતાં.
મને ખબર છે કે ફૂલોને શું થયું હશે!
('લૉજ્ડ'નો અનુવાદ)

## ખેતરે ☐ મકરંદ દવે

અબઘડી આવું, ન આવું તો નંદલાલ,
જોજે તું વાટ જરા થોડી,
આટલુંક કામ મુંને આપી કરે છે, ન'કે,
મૂકી તને શું થાઉં મોટી?

ધોરિયામાં ઢગલોક પાંદડાં પડ્યાં ને એને
ખંપાળી લઈ બા'ર કાઢું,
નિરમળાં નીરમાં મોઢું ભાળું ને વળી
પગને ઝબોળી જોઉં ટાઢું,
આટલીક વાર મુંને આવતાં જો થાય તો
આઘેરો જઈશ મા વછોડી-

તાજા જનમેલ ઓલ્યા વાછરુને તેડવા,
હાલું ઉતાવળે પાય,
ગાવડી જ્યાં આંગને ચાટે ત્યાં નાનકું
કેવું તે ડગમગ થાય!
મોડું જો થાય મુંને આવતાં, તો આવજે તું,
આવજે તું એકવાર દોડી-
('ધ પેસ્ચર'નો અનુવાદ)

## ગોચર ☐ નિરંજન ભગત

ગોચરના વ્હેળાને હું સાફ કરવા જાઉં છું.
પાંદડાંઓ બહાર કાઢું એટલું જ કામ છે
(પાણી કેવું ચોકખું જોવા રોકાઉં, કદાચ)
ઝાઝી વાર નહીં થાય - તમે પણ આવો.

મારા નાના વાછરડાને હું લેવા જાઉં છું
એની મા પાસે ઊભું છે, એટલું છે નાનું
કે જીભથી મા ચાટે ત્યારે પડું પડું થતું.
ઝાઝી વાર નહીં થાય–તમે પણ આવો.
('ધ પેસ્ચર' નો અનુવાદ)

## તમે આવો ☐ ઉત્પલ ભાયાણી

જઈ રહ્યો છું હું સ્વચ્છ કરવા ગોચરનો ઝરો
થોભીશ ફક્ત હું ખંપાળીથી પાંદડાં દૂર કરવા
(અને કદાચ નિર્મળ જળને નીરખવાની વાટ જોવા)
મને બહુ વાર નહિ લાગે – તમે ન આવો?

જઈ રહ્યો છું હું લાવવા નાનકડું વાછરડું
લપાયું જે તેની માની ઓથે છે એટલું કોમલ
કાંપે જ્યારે તેણી જીભથી કરે છે તેને વહાલ
મને બહુ વાર નહિ લાગે – તમે ન આવો?
('ધ પેસ્ચર' નો અનુવાદ)

## એકલવાયો ☐ રમેશ જાની

આવી ઘોર ગર્જનામાં
પલટાઈ જતા પવનને મેં
આ પહેલાં ક્યાં સાંભળ્યો હતો?
હલીમલી ઊઠેલાં દ્વાર
મેં ઉઘાડી નાખ્યાં; પણ,
એને પકડી રાખીને
અહીં ઊભા રહી પહાડી નીચે
ફીણોટા ઉડાડતા સાગરતટને
જોઈને મને શું મળવાનું હતું?
ગ્રીષ્મકાળ વહી ગયો છે
અને દિવસ પણ!
પશ્ચિમમાં ઘેરાં વાદળદળ
જામી ગયાં છે.

બહાર આંગણાની પોચી પડી ગયેલી
ધરતી પર એક ઘુમરડી ખાઈ
પાંદડાંનો વંટોળ જાગી ઊઠીને
સૂસવાટા બોલાવી રહ્યો છે;
આંધળુકિયા કરીને
મારા ઘૂંટણો પર પ્રહાર કરી એ
આગળ દોડી ગયો.

કશોક અમંગળ અવાજ
મને કહી ગયો,
મારું રહસ્ય સૌને
છતું થવાનું જ છે:
ઘરમાં હું એકલો છું એ વાત
દશે દિશામાં ફેલાઈ
જવાની જ છે!
સૌ જાણવાનાં જ છે કે હું
મારી જિંદગીમાં
સાવ એકલો જ છું,
ઈશ્વર સિવાય હવે
મારું બીજું કોઈ જ નથી!
('બિરેફ્ટ'નો અનુવાદ)

## સફરજનનો સંઘરો કર્યા પછી ☐ જગદીશ જોષી

બે વળીની મારી સીડી ઝાડની ડાળીઓ સોંસરવી
હજીયે આકાશભણી લંબાઈ છે,
અને એની પડખે પેલું પીપડું પડયું છે
જે મારાથી ભરાયું ન્હોતું, અને કદાચ બે કે ત્રણ જ
સફરજન મેં ઝાડ ઉપરથી હજી તોડયાં નહીં હોય.
પણ સફરજન ભેગાં કરવામાંથી હવે હું પરવાર્યો છું.
શિયાળુ નીંદરની ફોરમ રાત પર છવાઈ ગઈ છે,
સફરજનની સોડમ: હું ઝોકે ચડયો છું—
તગારામાંથી આજ સવારે મેં ઊંચકી લીધેલા કાચને
ધોળી, હિમાળી ઘાસલ દુનિયા સામે મેં ધર્યો
અને એ દશ્ય જોવાથી અનુભવેલું અજનવીપણું
મારી દષ્ટિમાંથી હજી હું ચોળી-રોળી શકયો નથી.
હિમ ઓગળી ગયું, અને મેં કાચને પડવા દીધો ને તૂટવા દીધો.
પણ તે પડે તે પહેલાં
હું ઠીકઠીક ઊંઘરેટો થઈ ગયો હતો
અને મારા સપનાંઓ કેવો આકાર લેશે
તે હું પામી ગયો હતો.
હોય તે કરતાં મોટાં હોવાની ભ્રાન્તિ જન્માવતાં સફરજનો,
દેખાય અને ભૂંસાય,
મૂળનો ભાગ ને ટોચનો વિકસિત ભાગ—
અને એની પ્રત્યેક રતુમડી ઝાંય સહુ સ્પષ્ટ દેખાતાં.
મારા પગના તળિયાના મધ્યભાગે જાળવ્યું છે તે માત્ર કળતર જ નહીં
પણ નિસરણીનાં પગથિયાંનું ગોળગોળ દબાણ સુધ્ધાં જાળવી રાખ્યું છે.
ડાળી નમે તેમ હું નિસરણીને પણ ઝૂલતી અનુભવું છું
અને ભંડકિયામાં મને સંભળાયા કરે છે
સફરજનના ઉમેરાતા જતા ઢગ ઉપર ઢગનો
દડબડતો અવાજ.
કારણ, હવે હું ગળે આવી ગયો છું
સફરજન વીણવાથી: હું ખૂબ વાજ આવી ગયો છું
મેં પોતે જ ઝંખેલી લખલૂંટ લણણીથી.
ત્યાં તો હઝારો ફળ હતાં— સ્પર્શવાનાં,
હાથમાં ચંચવાળવાનાં, તોડવાનાં, પણ પછડાવાં નહીં દેવાનાં
કારણકે
જે કોઈ ફળ ભોંયે પછડાય તે
—છોલાયું હોય કે ન હોય, શૂળથી ભોંકાયું હોય કે ન હોય છતાં પણ--
અચૂક નકામા ફળ તરીકે

આસવ માટેના સફરજનના ઢગલામાં જ જવાનું.
જેવીતેવી પણ જે કંઈ છે
એવી મારી આ નીંદરને શું નડશે-કનડશે
તે તો કોઈ પણ કલ્પી શકશે.
જો એ ચાલી ગયું ન હોત
તો, પેલું ભૂંડ જ કહી શક્યું હોત
કે, મેં વર્ણવી એ, ઘેરાતી જતી નીંદર
એના પોતાના જેવી લાંબી નીંદર છે
કે પછી સાવ માનવીય નીંદર જ છે.

('આફ્ટર ઍપલ પિકીંગ'નો અનુવાદ)



## દૂર કે ઊંડાની પાર ☐ ચંદ્રકાન્ત બક્ષી

રેતીની ધાર પર લોકો
ફરે છે, જુએ છે
ધરતીની તરફ પીઠ ફેરવીને
સમુદ્રને – આખો દિવસ.

ખોવાવાની સીમા સુધી
એક જહાજનું માથું દેખાયા કરે છે.
કાચરેતી પર ચમકતી ભિનાશ
અને એક ઉપસેલી બતકનું સફેદ પ્રતિબિંબ.

ધરતી પર રંગોનો દરિયો છે:
ગમે તે સત્ય હોય –
પણ પાણી કિનારા પર પકડઈ જાય છે
અને લોકો સમુદ્રને જોયા કરે છે.

લોકો દૂર નથી જોઈ શકતા
લોકો ઊંડું નથી જોઈ શકતા
પણ એ બંધન નથી હોતું
માણસને આશા રાખવા માટે–

['નાઈધર આઉટ ફાર નૉર ઈન ડીપ' નો અનુવાદ]

## ટેલિફોન □ પ્રબોધ જોષી

'અહીંથી
ચાલી શકું એટલું ચાલ્યા પછી
આજે જ્યારે
એકાદ પુષ્પ પાસે ઝૂકીને
મેં તને વાત કરતાં સાંભળી
તે પળ –
સાવ નીરવ ...
ના ન ભણીશ, કારણકે મેં તને ક્હેતાં સાંભળી છે.
બારીની કિનાર પાસેના પેલા પુષ્પમાંથી તું બોલી.
તને યાદ છે તેં શું કહ્યું હતું?'

'પહેલાં તો મને એ કહે કે તને કાંઈક સાંભળ્યાનું લાગ્યું તે શું હતું?

'પુષ્પ જોયા પછી મધમાખીને અળગી કરી
ડાળી પકડીને
હું સ્હેજ ઝૂકયો
મેં સાંભળ્યું
અને થયું: એકાદ શબ્દ પકડાયો છે –
કયો હતો એ શબ્દ? શું તેં મને મારા નામથી બોલાવ્યો?
અથવા તો કહ્યું –
કોઈકે કહ્યું: "આવ" - જેવો નમ્યો કે તરત સાંભળ્યું.'

'મેં કદાચ એવું જ વિચાર્યું હોય, પણ પ્રગટ નહિ'.

'વારું, એથી જ હું આ આવ્યો.'

('ધી ટેલિફોન'નો અનુવાદ)



## અંદર આવ ☐ પૅટ્રિક મેકવાન

ગાન સુણ્યું પંખીનું
જ્યાં હું આવ્યો વનની ધારે.
બહારની બાજુ સંધ્યાની ભૂખરાશ
અને અંધારું અંદર ઘોર.
વનના ઘન અંધારા આગળ
પંખીનું શું ગજું?
રાત ગાળવા પંખીને તો
નાજુક પાંખ તણો આધાર
તો પણ હજી યે કરતું એના કૂજનનો કિલકાર.

સૂરજનાં છેલ્લા કિરણો તો
ડૂબી ગયાં પશ્ચિમે.
તો ય હજીયે
પંખીકંઠે કૂજતો ગાન તણો ધબકાર
ઘણું કરીને
વિષાદગ્રસ્ત ને ઘનઅંધારે
મને નિમંત્રણ દેતું હોયે એમ
દૂર પણે અંધારના સ્થંભે
શમ્યું પંખીનું ગાન.

પણ, ના.
હું તો તારાઓની સફરે
અંદર હું નહીં આવું
કહ્યું મને જો હોત તો પણ હું ના જાત,
—અને મને કહેવાયું છે ક્યાં?

('કમ ઈન'નો અનુવાદ)

## ધરતીની ઝંખના ☐ રમેશ જાની

હોઠોને થયેલો
પ્રેમનો એ સ્પર્શ
મારાથી માંડ સહન થઈ શકે
એટલો મીઠો હતો–
એક વાર તો
એ
અસહ્ય બની ગયેલો.

અને
દુનિયાના બધાયે મધુર પદાર્થો પરથી
વહી આવતા વાયુના એ
પ્રવાહ પર હું વિહરી રહ્યો –
પહાડીઓની તળેટીમાં
ઘેરાતી ગોરજમાં
લપાયેલી દ્રાક્ષકૂંજોમાંથી ફૂટતાં
મદઝરણાંનો તો
એ પ્રવાહ
નહીં હોય ને?

સક્કરખોરનાં ફૂલોનો પીળચટ્ટો ફુવાર
મને ચકરાવી દે છે,
મારામાં વેદનાની એક ટીસ
પ્રકટાવી દે છે,
ચૂંટતાં ચૂંટતાં
એ હમેશાં
આંગળાં પર ઝાકળ
છંટકાવી દે છે,

મને

મીઠી ચીજોની ઝંખના હતી;
પણ,
મારા યૌવનમાં
જો કોઈ મને ડંખી ગયું હોય
તો તે
ગુલાબની પાંદડી જ હતી.

હવે
વેદનાસિક્ત ખારાશથી
થાકથી અને ભૂલોથી
છંટકાયા વિનાનો
કોઈ પણ આનંદ
રહ્યો નથી.

મને
પારાવાર પ્રેમનાં
પદચિહ્નો સમાં
આંસુના ડાઘની
ઝંખના છે,
કડવી છાલની
અને
બળતીઝળતી ગુલછડીની
મીઠપની
ઝંખના છે.

આકડાયેલો
આળો થઈ ગયેલો
અને
ઉઝરડાઈ ગયેલો,
ઘાસ અને રેતીમાં
ભાર દઈને જોરથી
ટેકવેલો,
મારો હાથ
હું
ખસેડી લઉં છું.
પણ,
આટલી વેદના પૂરતી નથી:
મને
જોખમભર્યા વજનની
અને
બળની ઝંખના છે–
મારા સમગ્ર દેહથી
ધરતીની કઠોરતાને
સ્પર્શવા માટે!

('આર્શવર્ડ'નો અનુવાદ)



## ન લીધેલી વાટ □ હરીન્દ્ર દવે

સૂકા વનમાં ફંટાતી બે વાટ
અને હું એક મુસાફર
કેમ કરી બંને પર મૂકૂં પાય: ક્યાંય લગી ઊભો,
ને જોયા કરી એક એ વાટ
દૂરસુદૂરે વળતી જે વનરાઈ મહીં.

પછીથી લીધી બીજી વાટ - ભલી એવી જ મઝાની
અને લગીર તો તેડું કરતી હોય
એમ એ તૃણમય ઝંખી રહી કોઈના પાય:
આમ જૂઓ તો ઝાઝી — ઓછી હરફરથી
બે વાટ મહીંના દીસે કોઈ પણ ફેર.

અને બેઉએ વાટ ઉપર એ પરોઢના તો,
હજી કોઈ ચરણોથી ના ચંપાયા એવાં તાજાં પર્ણો
કોઈ દિવસ ત્યાં જશું માનીને છોડી પહેલી વાટ.
ને મારગ માંહે મળે કેટલા મારગ
મને લગીર છે વ્હેમ, કદી પાછું ન અવાશે.

ક્યાંક કેટલા સમયદ્વીપની પાર
રહી હું મૂકી નિસાસો કહીશ આટલું:
વનરાવનમાં ફંટાયા બે રાહ, અને મેં—
મેં લીધી કુંવારી વાટ
અને એ કારણ સઘળો બદલાયો છે ઘાટ.
['ધ રોડ નોટ ટેકન'નો અનુવાદ]

## નહીં ઝાલેલો પંથ □ સુરેશ દલાલ

પીળાં પડી ગયેલાં વનમાં બે રસ્તા ફંટાયા
ને અફસોસ કે હું એકપંથી પ્રવાસી
બન્ને પંથની સફર નહીં કરી શકું, ક્યાંય લગી ઊભા રહીને
એક ફાંટા તરફ નજર પહોંચે ત્યાં લગી મેં ઝાડઝાંખરાંમાં
ઊંડે ઊંડે તાક્યા કર્યું કે, આ રસ્તો ક્યાં વંકાય છે!

જેમ આ તેમ તે. બધું સરખું જ છે, પછી મેં પકડ્યો બીજો પંથ.
ઘાસલ અને વણવપરાયેલો હોવાને કારણે
એનો દાવો વિશેષ હતો.
જોકે એ રીતે તો ત્યાંની આવનજાવનથી
બન્ને લગભગ સરખા જ ઘસાયેલા હતા.

અને તે સવારે તો બન્ને એકસરખા જ છવાયેલા હતા–
– પાંદડાંથી ભરચક–કોઈ પણ પગલાંથી જરાયે મેલા થયા વગરના.
ભલે ત્યારે, મેં તો પહેલા રસ્તાને કોઈ બીજા દિવસ માટે અનામત રાખ્યો.
જોકે હું ક્યારેય પણ આવી શકીશ એ વિષે મને શંકા છે.
કારણકે, હું જાણું છું કે, કેવી રીતે રસ્તો રસ્તાને
ક્યાંયનો ક્યાંય દોરી જાય છે.

યુગોના યુગ પછી ક્યારેક
હું જરૂર આ વાત નિસાસામાં કહેતો હોઈશ;
એક વનમાં બે રસ્તા ફંટાયા, અને મેં –
પ્રમાણમાં ઓછો ઘસાયેલો રસ્તો ઝાલ્યો
અને એની જ તો આ બધી બલિહારી છે

('ધ રોડ નોટ ટેકન' નો અનુવાદ)

## આમંત્રણ ☐ હરીન્દ્ર દવે

વનવગડાની ઘાટ પરે પહોંચું જ્યાં
ત્યાં તો કસ્તૂરાનો મોહક રાગ દુલાર.
બહાર હજી જો ઢળતી સંધ્યા
ભીતર તો ફેલાઈ ગયો અંધાર.
પાંખોની ચંચળતાથી પણ
રાત ગાળવા માળા લગ પણ જવું દોહ્યલું
એવો વનરાવનનો એ અંધાર,
છતાં કંઠે શી સ્વરની ધાર.

પશ્ચિમમાં આથમતો સૂરજ,
કિરણ છેલ્લું આ એક વધારે
ગીત થઈને
જીવે છે પાંખીના ઉરમાં.

અંધકારના સ્તંભ મહીં
કસ્તૂરો માંડે ગીત;
અંધકારમાં તેડે જાણે
કોઈ ઉદાસી પ્રીત.

ના રે, હું તો ગગન-મઢેલા
તારાઓ પર મીટ માંડતો :
હું અંદર નહીં આવું.
એટલે - કોઈ કદાચિત કહે, તોય નહિ
અને હજી તો મને કોઈએ કહ્યું નથી!

('કમ ઈન'નો અનુવાદ)

## નીલ પંખીનો છેલ્લો સંદેશ □ નીતા રામૈયા

(બાળકને કહેવાયો એમ)

હું જેવો બહાર ગયો કે
એક કાગડાઓ ધીમા અવાજે કહ્યું, 'અરે,
હું તમને જ શોધતો'તો
કેમ છો ?
હું તમને કહેવા જ આવ્યો
લેસ્લીને કહેવાનું (કહેશો ને?)
કે તેનાં નાનકડાં નીલપંખીએ
મારી મારફતે સંદેશો કહેવડાવ્યો છે કે
ગઈ રાતે ઓતરાદા વાયરાએ
તારાઓને ઉજાળ્યા છે
અને ગમાણને બરફથી થીજવી દીધી છે
તેનાં પૂંછડી ને પીંછાંને ખેરવી દે
એવી ઉધરસ તેને થઈ આવી છે.
એણે ઊડવું જ પડ્યું !
પણ તેણે લેસ્લીને શુભેચ્છા પાઠવી છે,
અને કહ્યું છે સારા રહેવાનું
લાલ વેશ પહેરવાનો
અને બરફમાં કુહાડીથી રૂંછાળા પ્રાણીની
કેડી શોધવાની –
અને કંઈ પણ કરવાનું !
અને કદાચ વસંતઋતુમાં
એ પાછું આવશે ને ગાશે."

('ધ લાસ્ટ વર્ડ ઑફ એ બ્લુ બર્ડ'નો અનુવાદ)

## રીંછ ☐ નલિન રાવળ

વૃક્ષને
એ હોય પ્રેમી તેમ લઈને બાથમાં રીંછણે નમાવ્યું
અને લાલ રાતા ચોળ તેના ઓષ્ટને વિદાયનું ચુંબન દઈ
દીધું જવા ઊંચે ગગનમાં....આ પછી
દીવાલ-પથ્થર હચમચાવી એ પડી નીકળી,
(નીચે આડેધડે પગદંડી પર)
ગબડી, ગજબના ભારથી એનો તૂટે છે તાર કાંટાળો,
પડે છે આંકડા છુટ્ટા,
ઊછળતી વૃક્ષથી આ તો ગબડતી વૃક્ષાથી પેલા
મૂકીને તાર તીણે વાળનો ગુચ્છો.
આવો છ છુટ્ટી મુક્ત રીંછણનો વિકાસ.
મનમોજથી ફરવા જગતમાં છે જગા રીંછ કાજ.
પણ આ વિશ્વ જાણે ભીંસતું તમને — મને,
આ માનવી વર્તે વિશેષે
પાંજરે પુરાયલા એ રીંછ માફક બાપડા
જે રહે ધૂંધવાઈ આખો દિન ને જે જાત સાથે
ક્રોધથી ઝઘડી પછી ફસડાય, કેવો તોર! મનનું એક ના માને.
ભરે ડગ એક આગળ તો ભરે ડગ એક પાછળ,
સ્હેજ ના કૈં જંપ,
કરતો અંગૂઠાનો નખ નરી કટકટ અને ઢસડાય એના પગ,
રહ્યું છે એક બાજુ એક ટેલિસ્કોપ... ને
બીજી તરફ છે એક માઈક્રોસ્કોપ
સાધન બેઉ સરખા ટકાવી રાખવાને આશ,
રહી પાસે રહ્યા અંતર વધારી,
થાય જયાં વિજ્ઞાનનું ચિંતન પૂરું,...ત્યાં,
શીર્ષ નેવું કોણનો લઈ ચાપ ડોલે તત્ત્વચિંતન એકના છેડાથી લઈ
તત્ત્વચિંતન અન્યના છેડા લગી.
બેસે પછી પાછળ ખસી બસ એ જ ઉપહસનીય રીતે
ખેંચી મોંને આંખ (જો હોય તો) મીંચી,
(લાગે પૂરો ધર્મિષ્ઠ પણ એ નથી),
આ ગાલથી તે ગાલ એ ડોલી,
સ્વીકારે એક ફિલસૂફનો એ કોઈ એક અંતિમ મત,
સ્વીકારે અન્ય ફિલસૂફનોય બીજો કોઈ અંતિમ મત,
પણ આખરે દયનીય છે આ એકસરખી
મૂર્તિ ગાભાની ઢળેલી હોય કે એ હોય ફરતી.

('ધી બેર' ને‌ા અનુવાદ)

## એક વૃદ્ધની શિયાળાની રાત □ ઉમેદભાઈ મણિયાર

નિર્જન ઓરડામાં બારીના કાચ ઉપર,
ઝગમગ છુટ્ટા તારાઓના આકારમાં જામેલી
પાતળી ઝાકળ વચ્ચેથી,
બહારની બધી ખુલ્લી જગ્યાઓએ
અંદર એના તરફ અંધારી રીતે જોયું.
સામી નજર ફેંકવામાં એની આંખોને જે અટકાવતું હતું
ને એના તરફ નમેલું એના હાથમાંનું ફાનસ.
કચડ કચડ બોલતા એ ઓરડામાં આવવાની
એની જરૂરિયાતને યાદ કરતાં
એને જે રોકતું હતું તે હતી એની વૃદ્ધાવસ્થા
એ ઊભો - આસપાસ હતા કાઠના પીપ - ગતાગમ વિનાનો.
પોતાની નીચેનાં ભોંયરાં ને ત્યાં જઈને એણે
એને દૂર ભગાડી મૂકી
ત્યાંથી બહાર નીકળી જઈ
એને ફરીથી દૂર ભગાડી મૂક્યું;
અને બહારની રાતને પણ,
જેને હોય છે એના અવાજો - પરિચિત -
જેવા કે વૃક્ષોની ગર્જના, ડાળોના કડાકા,
સામાન્ય વસ્તુઓ,
પણ ખોખા ઉપર અવાજ કરવા જેવા નહીં.
એ જે જાણતો હતો એની જ ચિંતામાં,
જ્યાં એ બેઠા ત્યાં
પ્રકાશ પોતા સિવાય બીજા માટે પૂરતો ન હતો.
ધીમો પ્રકાશ, પછી એટલો પણ નહીં.
આટલો મોડો ઊગેલો ચંદ્ર,
જેવો હતો તેવો,
સૂર્ય કરતાં સારો,
તૂટેલો ચંદ્ર
પ્રહાર માટે સોંપી દીધાં એણે તેને,
છાપરાં પરનો બરફ અને દીવાલ પર બાઝેલાં હિમકણો,

અને એ ગયો ઊંઘી
આંચકા સાથે સગડીમાં એકવાર ખસ્યુ લાકડું
એને દખલગીરી કરતું,
એણે ફેરવ્યું પડખું,
જોસથી ચાલતો શ્વાસ થયો ધીમો.
એમ છતાં એ રહ્યો સૂતો.
એક વૃદ્ધ માણુસ—એક માણુસ—એક ઘરને,
ખેતરને, વગડાને ન ભરી દઈ શકે,
અથવા તો એમ કરી શકે
તો આમ એક શિયાળાની રાતે.
('એન ઓલ્ડ મેન્સ નાઈટ' નો અનુવાદ)



સ્વીકાર ☐ કાન્તિલાલ કાલાણી

જ્યારે નિસ્તેજ સૂર્ય ફેંકે છે નિજ કિરણો વાદળ પર
અને જાય છે નીચે સળગતો ખાઈમાં છેક,
નથી કોઈ અવાજ સંભળાતો કુદરતમાં મુક્તપણે રુદન કરી કહેવા
શું બની ગયું છે. આખરે પંખીઓએ જાણવું જ જોઈએ
આકાશ હવે અંધકારમાં ફેરવાઈ રહ્યું છે.
કંઈક શાંત ગણગણતાં પોતાનાં ઉરમાં,
એક પંખી પોતાની થાકેલી આંખ મીંચવાનો આરંભ કરે છે;
કે પછી એકાએક પહોંચી ગયું છે પોતાના માળાથી,
ઉતાવળે નીચાણમાં વનરાજિ પર, કોઈ બેઘર
તરાપ મારે છે સમયસર પોતાના સ્મરણાંકિત વૃક્ષ પર.
બહુ બહુ તો તે વિચારે છે અથવા ચીંચી કરે છે મૃદુતાથી, 'સુરક્ષિત!
હવે ભલે રાત્રિ અંધારી થતી મારા સમગ્ર માટે.
ભલે રાત્રિ ગાઢ અંધારી થતી મારા માટે જોવા
ભાવિમાં. ભલે થવું હોય તે થાય, થાય.'
('એકસેપ્ટંસ' નો અનુવાદ)

## ઝંઝાભીતિ ☐ નલિન રાવળ

જ્યારે પવન અંધારામાં સામો અમારી ખાબકી
તળની પૂર્વના ખંડની બારી ઉપર ઝીંકી
બરફ:
ઘૂઘવાટ રુધ્યું બોલતો હળવે,
પણ,
'આવ બહાર, બહાર આવ.'
બહાર નિસરી આવવાને દિલમાં ન કોઈ સંઘર્ષ જામતો
ના ઓહ,
બળ અમે માપી રહ્યા –
બે જણ અને બાળક
અમે રાતભર જાગી રહ્યા
ને
માત્ર બસ નિરખી રહ્યા
અંગાર ઠરતો તેમ કેવો ઠાર સરતો !
ને
બધે કેવો બરફનો થર ઉપર થર જામતો !
આ આંગણું ને માર્ગ એકાકાર
મોલેથી ભર્યાઓ દૂરના ખેતર લગી સઘળું ય એકાકાર
ને
મારા હૃદયમાં જાગતો સંશય
રહ્યું શું જાગવું નિજમાં દિવસની સાથ
ને
જાતે સ્વયં શું અમારી જાતને ઉગારવાની રહે ?

('સ્ટોર્મ ફિયર'નો અનુવાદ)

I had a lovev's quarrel with the World -- Robert Frost.

તંત્રી : સુરેશ દલાલ

વર્ષ ૮ : અંક : ૨, ડીસેમ્બર, ૧૯૭૪

૨૦૦મો અંક : ૪૪

મુખપૃષ્ઠ :
સજાવટ : } દિનેશ દલાલ

# કવિતા

[ દ્વૈમાસિક ]

અનુવાદકો :

| | | |
|---|---|---|
| ઉમાશંકર જોશી | હરીન્દ્ર દવે | દિનેશ દલાલ |
| નિરંજન ભગત | પ્રકાશ દવે | જયા મહેતા |
| રમેશ જાની | સુરેશ દલાલ | નીતા રામૈયા |
| ઉશનસ્ | જયંત પાઠક | કાન્તિલાલ કાલાણી |
| શિવકુમાર જોશી | ઈન્દ્રકુમાર ત્રિવેદી | મકરંદ દવે |
| નીરા દેસાઈ | સિતાંશુ યશશ્ચંદ્ર | ઉત્પલ ભાયાણી |
| રાવણદેવ | સુન્દરમ્ | ચન્દ્રકાન્ત બક્ષી |
| જગદીશ જોષી | દગીશ મહેતા | યોસેફ મેકવાન |
| પ્રબોધ જોષી | નલિન રાવળ | ઉમેદભાઈ મણિયાર |

---

સુચનાઓ: વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ: દેશમાં રૂપિયા નવ, પરદેશમાં બાર, છૂટક નકલનો રૂપિયો દોઢ.
પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ–૧.



....કહે છે કે હવે ત્યાં સૂરજ નથી ઊગતો
યાતનાઓ ઊગે છે
કહે છે કે હવે ત્યાં રાત્રિઓ નથી ઢળતી
ફંડીગાર વેદનાઓ પ્રજળે છે....

ટેંકોના હળથી થતી ખેતીની વાત સાંભળી
અહીં બેઠા કમકમી ઊઠતા
હું-તમે-તેઓ-અમે-આપણે બધાં જ
ચાલો, એટલું તો નક્કી કરીએ કે
લોહીનો રંગ લાલ છે.

# કવિતા

તંત્રી સુરેશ દલાલ અંક ૪૫ ફેબ્રુઆરી ૧૯૭૫ દોઢ રૂપિયો જન્મભૂમિ પ્રકાશ

## દંભીઓને □ મંગળ રાઠોડ




૧

રાતોરાત
દાઢી ઉગાડીને ફરતાં
હે intellectual મિત્રો
થોભો.
વગરવિચાર્યે હવે
એક ડગલું ય આગળ ન માંડતા.
થોભો.
મૂંડાવી નાખશો તો ભૂંડા લાગશો
અને, રહેવા દેશો તો –
મારી નજરમાં તો, ઘાસ છે!
હા,
ઘાસ છે ઘાસ, પેલું ઘાસ!

૨

ના.
તર્જની સંકેત કરીને
છટકી નહિ જઈ શકો હવે,
અનામિકા ઊંચી કરો ને બોલો.
વારાફરતી કબૂલ કરો.
નહિતર,
તમારી આંગળી
એક શબ્દ બનીને સળગ્યા જ કરશે.
હું ફૂંક નહિ મારું ત્યાં સુધી!

## પ્રૌઢ વયે વતનનાં નદી-વન-ડુંગરા વચ્ચે □ જયંત પાઠક

અરે, પળ એક જો
આ વસ્ત્ર વયનું ફેંકીને તારે તીરે
ઊભો રહ્યો હું હોત તો –
ઓળખી તું લેત, માના હેતથી
બચ્ચીઓથી તું મને નવરાવી દેત –
પણ તે ના બન્યું
છાતી અને બે હોઠ વચ્ચે
વસ્ત્ર વયનું રે નડયું!

અરે, પળ એક જો
આ વસ્ત્ર વયનું ઝાડમાં ઝીંટાઈને
ઊતરી ગયું હોત ચીંદરડી થઈને તો –
ઓળખી તું લેત, માના હેતથી
અંકમાં તારા મને સુવરાવીને
એકબે તાજા ટહુકાની થપકીઓથી ઊંઘાડી દેત –
પણ તે ના બન્યું
બે શરીરના રોમપુલકસ્પર્શ વચ્ચે
વસ્ત્ર વયનું રે નડયું!

અરે, પળ એક જો
આ વસ્ત્ર વયનું વાયુ-ઝાપટથી ઊડી
ક્યાંય ખોવાઈ ગયું જો હોત ખીણમાં, તો–
ઓળખી તું લેત, માના હેતથી
તેં મને અદ્ધર લીધો રે હોત ઊંચકી
આકાશના તારા, રૂપાળા ચાંદથી
હોત તેં દીધી ભરી મુજ ન્હાનલી મુઠ્ઠી
પણ તે ના બન્યું.
શૈશવ સ્મરણને ના જડયું
વસ્ત્ર વયનું રે નડયું!



## સુન્દરમ્‌ને* □ પ્રવીણ દરજી

વિસ્મયભરી આંખ તારી
વારંવાર
સ્હેજ મલકી
સ્હેજ છલકી
એવું ઢળે
જાણે
પાંદડી ગુલાબની ધીમે હલે!

હાથમાં લઈ હાથ
નું સ્પર્શતા
એવું કંઈક કે
હાથની રેખા બધી
કલિઓ બની મ્હેંકી ઊઠે!

એક ક્ષણ
એ
છલકાવી ગઈ તરસ્યા કિનારા
પ્રકંપિત પ્રાણ: ગોચર દૂરના આરા

હે કવિ!
રાગમાં વિતરાગનાં
મોતી ચૂગંતા
હંસ શી
તારી છવિ!

---

* તા. ૪-૧૨-'૭૪ના રોજ કવિ સુન્દરમ્ લુણાવાડા આવ્યા ત્યારે તેમની એક લાક્ષણિક ક્ષણ-મુદ્રા પકડીને લખાયેલી કૃતિ.

એકાન્તે □ રાજેન્દ્ર શાહ

આનંદ વિહ્વલ
આવું છું હું તારી કને
નિગૂઢ દીપનું
જયહીં
દ્યુતિમય મૌન;
શેષ
સંમિલન અંધકાર.

ગગન ભરીને શાનો જાગે ત્યાં પુકાર?

અંધકાર બની રહે અગણ્ય કિરણ.
કિરણને કોલાહલ
અનંત ભિત્તિનું આવરણ.
ક્યહીં તું?
અચ્યુત,
તને પુનરપિ પામીશ હું ક્યારે?-
એકાન્ત વિહ્વલ.

*

એકાન્ત નિલય:
અહીં હૃષ્ટ ને અનુષ્ટ
ક્રુદ્ધ ભૂતાવળ
ક્યાંથી?
સંબોધિ વૃક્ષને
ઘેરી રહેલ તે માર
એની સેનાને સમૂહ!
કેટલાં આયુધ ચહે કોનો રે સંહાર?

ચોમેરના ઝંઝાવાત મહીં,
વૃક્ષનું ન હલે એક પર્ણ.
આકાશનાં ઊંડાણ ભેદાય ઘોર શોરે
આછો ય તે કંપ નહિ કમંડલ જલે.
અધિક અધિક આવેગના મિથ્યા પ્રહારથી
ભોંઠાં –
જૂઠાં પડી જાય અંગ-વીંઝાયેલ અંગ.

*

સૂમસામ લહુ છું સ્મશાન
પ્રગટ તે સહુને વિલય
ગભીર નદીને વ્હેણ
નહિ કો તરંગ.
તરંગશૂન્ય તે નદી ક્યહીં?–
એ છે નભમય.
નભ તો નિતાન્ત ખાલી ખાલી.

ખાલી મારી આધારવિહોણી આ નજર.
સમય ન, સ્થલ નહિ, નહિ જાણું મન?
...............
કેવી તે નીંદર!
જાગરિત હૃદયને સ્પંદ અવ
સ્તવને નિરવને
આરતથી પૂર્ણ ઝંખનાએ થાઉં
પુનઃ વિહ્વલ.

## ઝંખે જેનું મન લીલું લીલું વન ☐ પ્રિયકાંત મણિયાર

મૂછોનો વળ ચ્હડાવતો મહાવત
ત્રિશૂલની તીક્ષ્ણ આણી
કુંભસ્થળ પર રકતના રેગાડા
મદપતી ચાલનાં પગલાંને બાંધેલી લોહ-સાંકળ
નિગનિના નકશામાં - ઉપાના અજવાળામાં ઢોળાવાનો
ઉછળીને ફેંકાઈ ગયો
કિલ્લોલતી અપ્સરાએ ભર્યો કનક-કળશ
ન ઊઘડ્યું દ્વાર
ન થયો અભિષેક –
શેરીમાં દોડી ગયો ગજરાજ
શિશુઓની ચીસાચીસ – વૃદ્ધોની નાસભાગ
ત્રિશૂલની તીક્ષ્ણ આણી
કુંભસ્થળ પર રકતના રેગાડા ...
ખાતો નથી, પીતો નથી, ન્હાતો નથી
વૈદ્યે કહ્યું રોગ નથી – 'યોગ છે
વિકલ ભ્રમિત વ્યથા
ઝંખે જેનું મન
લીલું લીલું વન
તલાવડીને તીર – સામે કાંઠે
પાણીમાં જ પેખાઈ ગયું એકવાર
પ્રિય – રમ્ય – રૂપ.
અત્યારે તો દરબારી હાથીખાનામાં બદ્ધ
સ્તબ્ધ સૂંઢ
ન ડોલે - ન ઝોલે
ઝીણી ઝીણી આંખોનાં મોટાં મોટાં
સુકઈ જતાં આંસુમાં ડૂબી રહ્યો છે ત્યારે
ઓત્તારી! પાંચસાત ઝીણી ઝીણી અમસ્તી જીવાત
જે ખસતી નથી આઘી
પોતાની જાળમાં કેવું પકડી લાવ્યા પ્રાણી
તેનું ગણગણ - આનંદગીત ગાય છે!

## મરણની વાત છે ☐ ભગવતીકુમાર શર્મા

એક વરણાગી સમય કેરા મરણની વાત છે,
નિજ ગતિથી ગૂંગળાયેલા હરણની વાત છે.

આમ જો કહેવા હું બેસું તો યુગો વીતી જશે;
આમ જો તું સાંભળે તો એક ક્ષણની વાત છે.

એક રાતાચોળ ગુલમ્હોરે જે આરંભી અહીં
એ અનાદિ કાળથી મ્હોરેલ વ્રણની વાત છે.

જો સમેટાશે તો ધુમ્મસ પારદર્શક થઈ જશે;
શ્વાસ પણ શું છે બીજું? બે-ત્રણ સ્મરણની વાત છે

એમાં લીલીછમ ભીનાશોના ય ઉલ્લેખો હશે;
આમ તો એ પીળચટ્ટા એક રણની વાત છે.

સૂર્ય તો દરિયાનાં ઊંડાણે જઈ ડૂબી ગયો;
જલસપાટી પર ઝૂરે છે એ કિરણની વાત છે.

ગોધૂલિ સૂમસામ, ફાનસ મંદ, પાવા સ્તબ્ધ છે;
ઘર જતાં ખોવાયલાં પગલાંના ધણની વાત છે.

## સળિયા પાછળ ☐ જગદીશ જોષી

સાત જનમના સળિયા પાછળ પુરાયેલી એક વાત હોઠ પર આવી એને પાછી દીધી ધકેલી સળિયે.
આરસપરસનાં તરસ્યાં વાદળ હરણ થઈને ભટકયાં હવે તો મૃગજળ થઈ વળગીએ.

પીંછેપીંછે પીંખી દીધેલી વીંખી દીધેલી રાત હવે તો પાંખ થઈને ચીખે
શ્રાવણની આ સાંજ તણાં અંધારની ઓથે વૈશાખી આકાશ વલખતું ધીખે
બે આંખો કૈં આંખ નહીં પણ આંસુ : આ તે કયા કૂવા? કે ઝીણા ઝીણા જળની સાથે ઝૂર્યા કરે છે તળિયે!

સૂનો સૂનો મ્હેલ હવાનો : સુગંધની આ ઝૂરે કુંવરી લઈ કુંવારી વાત
પીળીપીળી પડી ગયેલી મેંદીને આ સાવ અભાગી બિંદી પૂછે: શરણાઈના સૂર વરસશે કયા જનમને ઘાટ?
રાધા ને આ શ્યામ વિનાના વૃંદાવનમાં આમે સળગતા રાન અને વેરાન થઈને ગળીએ...

## કિંવદંતીના પાળિયા □ ચિનુ મોદી

જો હશે તો –
દેખાયેલાં ચામાચીડિયાં
ઍરકન્જસ્ટેડ ઓરડા
કંપેલાં સરોવર
અને યક્ષ વગરની દીર્ઘરાત્રીઓ

નગરની ભૂગર્ભ રેલવે લાઈન જેવી
તારી આંખો
અને અસ્વસ્થ રીતે
સરકી ગયેલા ગતસંદર્ભો
પોપટ 'ટેપ' કરેલું બોલે
ત્યારે
ચાલો, જીતવા
ચાતુર્માસે સેવેલું ઈંડું
દડ્યા મૌનનું

★

જો નહીં જ હોય તો –
દૂઝતી નદી
ખેંચાયેલી પણછ
નીડસ્થ પંખીઓ
અને સૂની પડલી શેરીઓમા
તારાં પગલાંમાંથી છૂટા પડેલા
રસ્તાઓ.
સૌમ્યા,
કુંઠિત પથ્થરોમાં પડઘાતું નથી
પવનની પીઠ પર કોતરેલું તારું નામ
આમ અને આમ
અવાજની હણાઈ ગયેલી અશ્વશક્તિને
એડી મારી મારીને
બેઠી નહીં કરી શકાય
એ જાણતો હોવા છતાં
મૂર્ખ માણસની લાગણી
અને મારી માગણી વચ્ચેનો
હેતુરહિત એક પુલ ઊભો કરવાની
તારી મથામણ પર
હવે મને હસવું પણ આવતું નથી
ઓસ સવારમાં પણ ફૂલ પર બેસતું નથી

★

કિંવદંતીના પાળિયાઓ
અને મતિશૂન્ય મસ્તિષ્કના
ચૌદે ભુવનમાં
સૂરજ થઈ ઊગી ગયેલા
અને હવે બૂઝી ગયેલા
સંઘેડાઉતાર તારા વિચારો
કે ચકની પેઠે દરિયાનું
રખોપું કરવાની ભીષ્મપ્રતિજ્ઞાના
ભૂંસાતા એકેએક શબ્દના
રક્તિમવર્ણા સાથિયાઓ –
તું ક્યાં છે?
મધરાતે રજનીગંધાની મ્હેંક ઓઢીને
સૂઈ ગયેલાં તારાં સપનાંઓને
સોનલપરીની પાંખોના આછા ફફડાટે
જાગવા જ દઉં?
હોઈ શકે એવા સંભવિત ગામને
નકશામાં જોવા ફાંફાં મારું?

★

શું કરું તો અગાશીઓ ઓગળી જશે?
શું કરું તો પળના પાળિયા બેઠા થાય?
શું કરું તો હુગલીનાં વહેતાં પાણીમાં
પડેલાં આપણાં પ્રતિબિંબોના ફોટા
આલ્બમમાંથી બોલતા થાય?

ધ્રૂજતા હાથના ટેરવે આવેલી વાત
તને હું ન જ કહી શકું, નહીં જ કહું.

★

તો પછી શબ્દનો જ મહિમા છે
તારા દેશમાં?
લિપિબદ્ધ દૃષ્ટિને તેં
ક્યારથી દીધો છે દેશવટો?
શ્વાસ અને ઉચ્છ્વાસની
અંતરિયાળ
ત્વરાથી ઊડેલા પંખીને
પારધીનું આકાશ ઉડાડી મૂકશે
તો શું થશે?
આવી પ્રશ્નશ્રેણીના સાતમા પગથિયે
પગ મુકતાંમાં જ લપસે
તો પિપિલિકાના બે ઉન્નત પહાડો વચ્ચે
માવઠું થશે
અને તો
વાયુયાનના ઊતરાણમાં વિલંબ
અને રહી જશે
હથેળીની ઉષ્ણતાઓ
કરમાવેલાં ફૂલનો ગુચ્છો –

★

પગેરું શોધવાં જતાં
ખીચોખીચ વનમાં,
સપાટ સરખા ચહેરાના રણમાં
ફેરવાઈ જવાશે એવા ભયમાં ને ભ્રમમાં
તુષાર વચ્ચે દર્પણ ગોઠવવાનું વિસ્મરણ
અને શ્લથ ચરણનાં ઓટાયેલાં તારાં ઉપાન –
મને સમજાય એવી કથાની
હે નાયિકા!
તારા કપોલકલ્પિત નગરમાં
મારા નામનાં લાગેલાં પોસ્ટર્સ
નહીં આપવા ધારેલા ઑટોગ્રાફ્સ
કૅમેરાની અચૂક ફ્લેશગન્સ
ન સચવાયેલાં સ્પર્શનાં પંખીઓ
મને ક્યારે સમજાશે?

★

ચલિત લાગતાં ચિત્ર
અને સતત ચાલતાં વૃક્ષ
વચ્ચે
ટેવવશ લેવાતા શ્વાસ પછીના
નિરર્થક મકાન
શંકિત શેરીઓ
લગોલગ ઊભી રહેતી
શહેર ફરતા કોટની રાંગ
દુર્બલા નદી
આલ્બમમાંથી ઊતરી કાઢેલા
ફોટોગ્રાફ્સના વિ–ચિત્ર અવકાશ
ને નિમિલિત નેત્રે
શિથિલ ગાત્રે ઊભેલી દિગ્વધૂ,
પાધરથી જ પાછી ફરેલી
લીલા તોરણે શણગારેલી વેલડીના
અમસ્થા ધમકારા જેવા
ખખડતા તારા વિચાર
હે કિંવદંતી,
હિમાલય નામે એક પહાડ
ઓગળી ગયો છે
એથી એના હોવાપણાની શંકા વિશે
તારું શું ધારવું છે?

★

સ્વેદસિક્ત અવાક અંગુલિના
નિર્દેશ માત્રથી નામશેષ બની જતી

એક પરો
હવેથી હવાની જેમ હાટો શકશે નહીં
નખની કોતરેલી શિગડી પર
લાલ ચીંદરડી બાંધવાથી પણ
તારી હથેળીઓના વનમાંથી
કવચિતના પંખીનું અચાનક
અદશ્ય થવું અટકી શકશે નહીં –
માટે
તમસાને કાંઠે
નાંગરેલી હોડીના
સંકોચાયેલા શઢની
રૂ – બરૂ
ત્વચાશંકિતની અમર્યાદ
લક્ષ્મણરેખાઓને તું
ઉલ્લંઘે
અને હું આલિંગું
એ પહેલાં
પાણીમાં પડેલાં
સબલપ પ્રતિબિંબોની જેમ
લેપાઈ જ, લેપાઈ જ,
નિઃશબ્દ બનીને.
કારણકે
શબ્દ સુધી પહોંચેલું
મારું કોઈ પણ સંવેદન
બોટાયેલા સ્પર્શ
અને ચાવી ચડાવેલા
પૃથ્વીલોક જેવું
દૂર્બલ બની જતું હોય છે.
પગરવની પછીતે,
બેઠેલી કાકને ઉડાડવા મથતી
મારી શૂન્યમનસ્કા,
મળવું એ પાપ ન હોઈ શકે
પણ, હળવું એ અપેક્ષા નામે નર્કની
ટોકાબારી છે,
ને તું જાણે છે?

★

તૂટેલી પત્રમર્મરથી–
ક્યાંય ન લઈ જઈ શકતી
ચિચિકાઓની સંખ્યાતીત પગલીઓથી–
પડછાયાનાં મધ્યાહ્‌ન
અને ઓરડા વગરનાં સૂણથી –
દુર્નિવારના ટગમગતા આશય
કે સંચિત ક્ષણોના વ્યય–ક્ષયથી
મારાં કુંઠિત સંચાલનોનો સંકેત કરતી
હે નિયતિ–
ડમરુ વાગે ત્યારે
ખાલી ચડેલા પગને
ઊંઘણશી આંગળાંને
મારા લીલયા ઊભા થતા
અને ક્રમશઃ ઘટતા જતા
લોહીના સંબંધને
અલ્પશ્રાવ્ય બંધને
કે ટોકાયેલી લાગણીના
લીલાંક્ય સ્પર્શને
હું જે નહીં જ સહી શકું
તો–
તારી પૃચ્છારહિત પાંપણોને
અને મારી ઇચ્છાબદ્ધ ખીણમાં
ફીણાતા પડઘાને
કોણ સંઘરશે ?

★

શાપિત લાગતી મારી બારીનાં
પાંડુવર્ણાં કુતૂહલો,

અસ્વસ્થ દશ્યો
અને ચાલી ચૂકેલા રસ્તાઓથી
આડેધડ ભેળાય
તો
તારી ખોવાયેલી ચહેરાવગરની
રિક્તરાત્રીઓના ટોડલે ટોડલે હાથી
અને હાથીના દંતશૂલે
સૂરજના શુદ્ધ લોહીના
અવ્યક્ત કોલાહલો –
મારી નેત્રવતી નદીનાં
ખારાં પાણીમાં
તેં તરવા મૂકેલી
કાગળની હોડીને, ઊંચકીને
સાતમે આકાશે ફંગોળશે
એ ભયમાં ને ભયમાં
તારા વિચલિત નિશ્ચયના મહેલની
એક્કેયની બારીમાંથી
હું ડોકિયું ન જ કરી શકું –

ટહુકાઓથી ભરી દેવું હતું આકાશ;
ખીણોમાં તૂટતા પહાડશિખરોનો ધ્વનિ
ઘૂઘવીને દરિયો બને
તો પથ્થરના પાણીમાં થયેલા રૂપાંતરને
નિર્દેશીને તને લઈ આવવી હતી
સ્મૃતિપ્રાંતે
અને વિવશ ક્ષણોના કંઠમાં
મોગરાની શ્વેત સ્વચ્છ પુષ્પમાલા આરોપી
કહેવી હતી મારે
મારી વિશ્રંભકથા
પણ, અસંભવના કૃપણ હાથમાં
કોણે મૂક્યું હશે
મૃતસંજીવનીનું અક્ષયપાત્ર ?
ત્વચારહિત થઈ ગયેલાં તારાં સ્મરણે
અને પીતાંબરા આ ક્ષણે
છે તો માત્ર
દેખાયેલાં ચામાચીડિયાં
ઓરકન્જસ્ટેડ ઓરડા
કંપેલાં સરોવરો
અને યક્ષ વગરની દીર્ઘ રાત્રીઓ.

તા. ૯-૧૧-૭૪ થી ૩-૧૨૭૪.

**ગુણાકાર ☐ વિપિન પરીખ**

હું મારી શૂન્યતાથી ભાગીને
તમારી પાસે આવતો હતો.
મને શું ખબર–
તમે તમારી શૂન્યતાથી ભાગીને
મારા જ ઘરભણી આવતા હતા !

સારું થયું, આપણે રસ્તામાં મળી ગયા !

પ્રિય સુરેશભાઈ,

એક અકવિ પાસે કવિતાની ચકાસણી કરાવવાની? તમે જોખમ ખેડયું છે. હું તો સામાન્ય કવિતાપ્રેમી વાચકથી વિશેષ નથી. 'કવિતા'ની ઘણી બધી કવિતાઓ માણું છું જરૂર, પણ ઘણી બધી Off the head–માથામાં પ્રવેશતી પણ નથી!

ને તમે કવિતાના આ અંકના પૂંઠા ઉપર એલિઅટની ઉક્તિ ઉપસાવી છે: "It is a function of all art to give us some perception of an order in life, by imposing an order upon it." આ વ્યાખ્યા અનુસાર આજે તો કેટલી કલાકૃતિઓ 'ઑર્ડર'ની ઉપેક્ષા કરે છે, ને કદાચ તે કારણે જ "અહોહો!" ઉચ્ચાર માટે યોગ્ય ઠરે છે. જ્યારે મારે મન કવિતા-રચના-કલામાં કશોક ગર્ભિત 'ઑર્ડર' અનિવાર્ય છે. એ વ્યવસ્થા તે કઈ તે પુષ્પની સુરભિની જેમ અનુભવાતી હોય છે, નજરે નથી પડતી; નજરે નથી પડતી તે કારણે એના પ્રચ્છન્ન પરિમાણો પણ હાથમાં નથી આવતાં. પરંતુ કાવ્યકૃતિ કોઈ પણ સ્પષ્ટ-અસ્પષ્ટ કલાકૃતિની જેમ કશી પ્રાસાદિકતાનો અનુભવ કરાવે છે. એવા અનુભવની વેળાએ જેટલો ઊંડે ઊંડેથી હુંકારો પ્રગટ થાય એટલી હવે તે તે કૃતિ માણ્યાનો સંતોષ!

'કવિતા' ઓક્ટોબર '૭૪ના અંકમાં એ રીતે એક કરતાં વધુ કૃતિઓ તૃપ્તિકર જણાય છે. પણ તમારી શરત તો એક જ કલમ ઉપર કળશ ઢોળવાની છે એટલે ઈલાજ તરીકે એક ક્ષણ માટે તો ઉત્તમ લાગેલી–અનુભવાયેલી–કૃતિઓમાંની ત્રણચારને પંગતમાં ઊભી રાખી ટૉસ–પદ્ધતિને અનુસરી process of eliminationનો સાથ લઈને નિર્ણય લેવાની ચળ થઈ આવી ... ના, હસશો નહિ! આ Joke નથી, પૂરી ગંભીરતાથી લખું છું.

પરંતુ એવી ચળને વશ ન થતાં ફરી એક વાર સારોયે અંક જોઈ ગયો ને અંકમાંની સર્વોત્તમ કૃતિ તરીકે શ્રી ભાનુપ્રસાદ પંડયાનું કાવ્ય 'નિખિલ આખું ય' ઉપર નજર ઠરી.

આ કાવ્યમાં કવિએ ફોર્મ અને કન્ટેન્ટના વિપક્ષીઓ વચ્ચે સહજભાવે તે સેતૂ બાંધી લીધો છે. ઘાટરૂપ નવારોની સાથે બેસે છે. આ કૃતિએ પીંગળે બાંધેલા કે બીજા કોઈ છંદબંધન પદ્ધતિને અધિકારપૂર્વક ઉવેખી છે. એ માટે એમને કોઈ પ્રયાસ કરવો પડયો નથી. કૃતિનું અછાંદસ રૂપ સહજભાવે પ્રગટ થયું છે ને છતાંયે એટલી જ સ્વાભિવકતાથી કાનમાં રણકયા કરે એવા શબ્દપ્રયોગો પ્રગટ થયા છે.

"કાલયવન", "પવન", "વૃન્દાવન" તે તે શબ્દો પોતપોતાના અધિકાર સાથે રજૂ થયા છે. શબ્દના રણકા સાથે કાવ્યના સમગ્ર અર્થનું સામંજસ્ય સધાય છે.

અને છેવટમાં વેધક કાવ્યખંડમાં

'પૃથ્વી સતીની કરાંજલિથી
અભિશાપી આભને
રૂંવે રૂંવે કોઢના કલંક!
નિખિલ આખું યે જાણે
આંગણે ઊભું કોક
ઓશિયાળું રંક!–

અભિશપ્ત નિખિલની અખિલાઈ માટે કવિએ કેવા રૂપકો યોજ્યા છે! સ્વ. મેઘાણી-કૃત પેલી ચારણી સતી સ્ત્રીના અભિશાપની કે બાણપત્નીએ પોતાના જ ભાઈ મયૂર કવિને આપેલા શાપની વાત યાદ આવી જાય છે. જોકે,–તારે રૂંવે રૂંવે કોઢ થજો–ને વાત ત્યાં અધૂરી નથી રહેતી. એવા કોઢ માટે શામક એવા ઉપચારોની તે તે આખ્યાયિકાઓમાં વ્યવસ્થા છે જ્યારે સાંપ્રત યુગને વશવર્તીને ભાનુપ્રસાદે એવા અભિશાપમાંથી આકાશને મુક્તિ નથી આપી, મુક્તિ માટેનો ઉપાય નથી સૂચવ્યો. એણે તો ખોળો પાથરી રંકરૂપે આંગણે બેસી રહેવાનું છે–શાપમોચન માટેની ક્ષણની રાહ જોતાં જોતાં! અને જુઓ ના! એ ક્ષણ આભ સમી અમાપ–અગાધ છે એનો ખ્યાલ કવિ આપે છે. આભ માટે સરજયેલી કરુણતા 'રંક' અને તે પણ 'ઓશિયાળું રંક' નિર્બળ - નિરુપાય બનીને પ્રગટ કરે છે.

પેલી મરણાસન્ન ધેનુની
પાંસળીઓમાં રમે છે
અટ્ટહાસ પવન!

આ રૂપક સાથે અજબ રીતે બંધ બેસે છે. લાચાર - નિરુપાય - બધાં જ વૃન્દાવન! વૃન્દાવનની આજુબાજુ ' ' મૂકીને ઘેરો કટાક્ષ ઉપસાવ્યો છે અને 'લપોટશંખ'ને ફૂંકાતો રાખીને માનવીની વિવશતાને–એના અતિ ખોખલાપણાને–નિખિલાઈના નિરર્થક પોલાણને એમણે હૃદયને ભેદે એ રીતે પ્રગટ કર્યું છે.

ભાનુભાઈને હાર્દિક અભિનંદન.

૩૦મી ડિસે. '૭૪ — શિવકુમાર જોષી



સં-લગ્ન ☐ મુકુન્દ પારાશર્ય

ભેટી બે માનવી છૂટાં પડે એ લ્હાવ માણવ
સ્હેજ બે ઝરણાં ભેટયાં, ફરી છૂટાં ન રો થયાં.

## આભારવિધિ ☐ સુરેશ દલાલ

મૌનની હૂંફમાં બેઠેલા મારા શબ્દો
શા માટે
તમે આભાર થઈને સરી પડો છો?
કોઈક એક વૃક્ષની છાયામાં બેઠા હોઈએ
ત્યારે કહીએ
કે અમે તારા ઋણી છીએ
ત્યારે મને ભય છે
કે એકાદ પાદડું પણ
પોતાની લીલાશ ગુમાવી દઈને
કાળું પડી જતું હશે.
નદીનું પાણી પીધા પછી
તૃપ્તિના અનુભવની નદી
આંખમાં જ વહેતી હોય ત્યારે
શબ્દોના કાંઠા પર ઊભા રહીને કહેવું
કે અમે તારા આભારી છીએ
ત્યારે મને ભય છે
કે નદીનું વહેણ
એકાદ ક્ષણ પણ ક્યાંક થંભી જતું હશે.
અને એટલે જ મારા શબ્દોને
ફરી પાછા મૌનની છાયામાં
સંગોપી દઉં છું.
જોકે, મારી આભાર માનવાની રીત જુદી છે
હું જન્મ્યો ત્યારે
મેં રડીને ઈશ્વરનો આભાર માન્યો હતો
અને મારી માતાએ હસીને.
આંસુ અને સ્મિતનું સંયોજન કે પૃથક્કરણ
પરમેશ્વર પણ કરી શકે છે ખરા?
પિતા અને પરમેશ્વરનું કામ તો
સત્યના સાક્ષી થવાનું.



જગતની બધી જ ભાષાઓને
ભૂંસી નાખવાનું મન થાય છે.
આંસુ અને સ્મિતની લિપિમાં જ
કવિતા લખાય છે.
કોણ કહે છે
કે 'કવિતા શબ્દોથી બને છે?'
શબ્દો હમેશાં અર્ધસત્યને પ્રકટ કરે છે
અને પૂર્ણસત્યને પ્રકટ કરે છે
કેવળ મૌન.
પિતા અને પરમેશ્વરનું કામ તો
પૂર્ણસત્યના સાક્ષી થવાનું.



પુસ્તકમાં જ વાંચ્યું હતું
"Wherever I go I meet words"
પુસ્તકો કદી શબ્દોથી બને છે ખરા?
શબ્દની પાછળ તો આંખ હોય છે
અને આંખની પાછળ અંધકારની ખીણ –
શબ્દોની પાછળ હોઠ હોય છે
અને હોઠની પાછળ ચીસ –
ના, ના, હવે મારે શબ્દોને મળવું નથ
મારે તો હવે માણસને મળવું છે.
હું ક્યારનો
શબ્દ વિનાનો માણસ શોધું છું.
મને એવો માણસ મળશે
ત્યારે
આભાર માનવાની જરૂર રહેશે ખરી?

[જન્મભૂમિ – પ્રવાસી]

## હસ્તાયણ ☐ રમેશ પારેખ

હાથ સૂમસામ બની મેજ પર પડેલા છે
અસંખ્ય ઝાંઝવાને સ્પર્શવાથી મેલા છે

આ મારા હાથમાં દમયંતીપણું શોધું છું.
મેં મૃત મત્સ્ય અહીં એકઠ કરેલાં છે

રેશમી વસ્ત્રની માફક ઢળી પડયાં નીચે
હાથને ખીંટીએ ટીંગાડવા કયાં સહેલા છે?

આડે આડે ત્યાં ઉઝરડા પડે છે સપનાંને
હાથને ટેરવા સાથે જ નખ મળેલા છે

આંગળી નામની પાંચે છિનાળ પુત્રીએ
સળંગ હાથને બેઆબરૂ કરેલા છે

કોઈના હાથને પસવારે હાથ કોઈનો
તો થાય: મારા હાથ આ જ છે કે પેલા છે?

એક તો હાથનું પોત જ છે સાવ તકલાદી
ને એમાં હસ્તરેખાઓના સળ પડેલા છે

આ મારા હાથને હમણાં જ ગિરફતાર કરો
કે તેણે તોપનાં મોં જીવતાં કરેલાં છે

આ હાથ છે ને એના પૂર્વજો ય હાથ હતા
આ વંશવેલા ઠેઠ મૂળથી સડેલા છે

ખભાથી આંગળી સુધીના સ્ટેજ પર આ હાથ
હાથ હેવાનો અભિનય કરી રહેલા છે

હે મારા હાથ, આ દમયંતીવેડાં ફોગટ છે
મત્સ્ય જીવે છે અને જળ મરી ગયેલાં છે

આ હાથ સૌથી ખતરનાક બૉમ્બ છે તો પણ
એ સાવ કાચની પેઠે ફૂટી ચૂકેલા છે

રમેશ, હાથતાળી દઈ ગયો ભીનો સાબુ
ને હાથ ઝાંઝવાને સ્પર્શવાથી મેલા છે.

## તમે ☐ પ્રબોધ જોશી

તમે
સુવર્ણ-કાંચળીની માયા
કાંચળીની જેમ
ઉતારી નાખો
એ પહેલાં......

એ પહેલાં
હું શબ્દ-મૃગ થઈને આવીશ!

પરિસ્થિતની
લક્ષ્મણરેખા તમે ઓળંગો
એ માટે......

એ માટે
તો હું લખું છું!

શબ્દારણ્યમાં
ફેલાઈ જતો
આ અવાજ ...

આ અવાજ
તમે સાંભળો છો પ્રિયે?

## મેનિફેસ્ટો □ યશવંત ત્રિવેદી

આત્યાર સુધી તમે+હું
સૅક્સના અંધારાની ગલગલિયાઈ કવિતાઓ લખતા હતા, હે દોસ્તો!
સભાન અંધાધૂંધી ફેલાવી હીરોઈનનાં કપડાં ઊંચકવા તમે ફાંફાં મારતા હતા!
પણ હવે મારી હથેળીમાં સળગતી મીણબતીની બળતરા છે, દોસ્તો!
મારે દિવસ અને રાત વચ્ચેનો
એક નવો સમય ગોતી કાઢવાનો છે!

તમારી શિશુઆંખો પર ટુકડીઓનાં પાટિયાં બાંધી તમે 'પોલિટિકો-પોટો' રમતા હતા!
છોકરાઓની ચોટલી પકડી એમને તોતાનું ફોનેટિક્સ ભણાવતા હતા!
પણ મારે આ છોકરાઓને પૃથ્વીના સત્યની ધ્વજા-પતાકા આપવી છે
જેથી એ લોકો આકાશને આંબી શકે!

મૂર્ખ પંડિત ને વિધવાના લગનનો બઉ ઉમળકે ઓચ્છવ ઉજવતા'તા તમે!
જનોઈઓને આકારની એકએક બકરી લ્હાણમાં આલતા'તા તમે!
પણ હે પરબુધ મા'જનો,
લોહીના ધાબાને ને જિંદગીને શો આકાર હોય છે?
તમે લોલીપોપ ને ચિકલેટના દષ્ટાંતોથી જિંદગીને ચગળવા બેઠા'તા!?

હમણાં ચીસચીસાટીને અહીં સાઈરન વાગશે
મારા કવિનું હવે નામ છે સ્કવોડ્રન સિકસ–ઍકસ ફિફ્ટી સિકસ:
સરગોધા બૉમ્બાર્ડમેન્ટ ફ્લાઈટ!
જિંદગીની છેલ્લી ફ્લાઈટમાં જતાં જતાં
રસ્તા પર પસાર થતી કોઈ છોકરીની આંખોને એક ફ્લેશમાં જોઈ લેવાની છે!

પછી–
પછી મારા વહેતા લોહીમાં આંગળી બોળીને તારું નામ લખીશ, કવિતા!

## ડાઘુઓને □ વિપિન પરીખ

તમે આ કોને લઈ જાઓ છો?
જુઓ, હું તો ક્યારનો બહાર નીકળી ગયો છું!

## □ સુન્દરમ્

અહીં હવા-રથ શાંત વિચરતો
ગગન-પથે
નહિ કેડી, નહિ માર્ગો:

માનવ-મન એ બસ માર્ગ.

એ મન-અંકિત આ અપથ-પથે
આ હવ-રથે
આમ વિચરણ નીરવ-સાગર-હૃદયે.



## ગઝલ □ મુકુલ ચોકસી

ભીંતમાં અસ્તિત્વ જેવું છળ હશે—ની શક્યતા
ઓરડામાં ઝાંઝવાનું જળ હશે – ની શક્યતા

શ્વાસમાંથી શબ્દ થઈને પાંગરે આ શૂન્યતા
ને વધુ ઊંચે પછી વાદળ હશે—ની શક્યતા

ટુકડાઓ વિસ્મયોના જામશે રસ્તા ઉપર
કે સ્મરણની ધૂંધળી અટકળ હશે– ની શક્યતા

આપણે ભીની અને સૂકી રમત રણની હશું
કંઈ ક્ષણો સાગર હશે,મૃગજળ હશે—ની શક્યતા

ચાર કીડી આ સમયના ચીરને ફાટ્યા કરે
કૌરવોના ટેરવાનું બળ હશે – ની શક્યતા

સાગરોને આવરણ ઘેરી રહ્યાં માટી તણા
લાગણીનાં દ્વાર પર સાંકળ હશે—ની શક્યતા



## મુક્તક □ મુકુલ ચોકસી

આ ક્ષણોનાં વાદળો થીજી જશે – તો ચાલશે
સૂર્ય ત્યાંનો ત્યાં જ જો અટકી જશે—તો ચાલશે

આ તરસના તીર રણમાં વ્યાપતા અટકી જઈ
હોજરીમાં ઊંટની ખૂંચી જશે – તો ચાલશે

## સંબંધ □ જૉસેફ મેકવાન

શું છે આ સંબંધ?
પ્યાર – પત્ની– શિશુ – સ્વજન
વચ્ચે
આ હૃદય શિવલિંગ જેવું
જડ્યું છે દેહમાં!
તેની પર આનંદના કરોળિયાની
બે તડકીલી આંખો તગતગે ...
એ ફરે છે...
એમાં ફસાયેલી પળોને ચૂસતો
શું મેળવે છે?
શું છે આ સંબંધ ?
ચોત્રીસ ચોત્રીસ વર્ષોના તડકામાં
સુકાતી આ કીકીઓ.... .
હળવે હળવે સિક્ત બને...
અને
ચોત્રીસ ચોત્રીસ વર્ષથી ઝળઝળતો આ ચ્હેરો
હળવે હળવે કોરો બને!
શું છે આ સંબંધ ?
રાતની નીરવતામાં
સુપ્ત પત્નીના ચ્હેરાને જોઈ પૂછું મને.
ને પત્નીનો ચ્હેરો પૂછે મને –
શું છે આ સંબંધ?
હું અવાક્ બનું અંધારા શો
ને દૂર દૂર સરી જાય
મારી બે કીકીઓ...
અને આ મારો ચ્હેરો...
શું છે આ સંબંધ?

## આમ તો ☐ વિપિન પરીખ

આમ તો ખૂબ સહેલી વાત છે જળથી ભીના થવું
પણ
ધોધમાર આષાઢને દિવસે
અનેક લોકો વસ્ત્ર સાચવતા છત નીચે ઊભા રહે ત્યારે
માર્ગ ઉપરથી બધી યે આંખોને વટાવી
ભીના થતાં થતાં ચાલી જવું
થોડીક હિંમત માગી લે છે.

આમ તો ખૂબ સહેલું છે એક ફૂલને હાથમાં રમાડવું
પણ
રવિવારની સાંજે બાગમાં ગપ્પાં મારતા લોકો બેઠા હોય ત્યારે
એક ફૂલની પાંદડી સાથે અંગત વાતો કરવી
થોડીક હિંમત માગી લે છે

બાળક સાથે રમવું એ કંઈ મોટી વાત નથી
પણ
આપણા નામની આસપાસ
કીર્તિનું સોનું ગૂંથાઈ જાય પછી
ફરી પાછા નાનકડા થઈ રમતમાં ભૂલાં પડવું
થોડીક હિંમત માગી લે છે.

આમ તો સહેલી છે મૃત્યુની વાતો કરવી વિરક્ત થઈને
પણ
રાત્રિની સ્તબ્ધતામાં એના આગમનના પડઘા
આપણા ઘરભણી આવતા લાગે તે પછી પણ
હસતાં રહેવું
થોડીક હિંમત માગી લે છે.

## ત્રણ કાવ્યરચનાઓ ☐ જ્યોતિષ જાની

### ભય / પતંગિયું / સ્વપ્ન / તીતીઘોડો / મૃત્યુ

**ભય**

પતંગિયાની
પાંખ ઉપર
બેસીને
મૃત્યુએ જોયેલુ
તીતીઘોડાનું સ્વપ્ન !

**પતંગિયું**

મૃત્યુના ભયમાંથી
મુક્ત બનેલા
તીતીઘોડાનું સ્વપ્નમાં
મેટામોર્ફોસિસ !

**સ્વપ્ન**

જિન્દગી અને મૃત્યુ
ભય અને અભય
પતંગિયું અને તીતીઘોડો
વચ્ચેનો પારદર્શક પરદો !

**તીતીઘોડો**

મૃત્યુના ભયથી
પતંગિયાને સ્વપ્ન
આવ્યા કરતું
એક obsessive image !

**મૃત્યુ**

...... એટલે ભય
... ... એટલે સ્વપ્ન
... ... એટલે પતંગિયું
... ... એટલે તીતીઘોડો
... ... એટલે ?

૨.

રોજ રાત્રિના પહેલા પ્રહરમાં
મિ. નેબોકોવનું એક પતંગિયું
મારા શરીરના રોમરોમમાં વસેલાં
નગરોમાં ઊડાઊડ કરે છે:
હું સ્વપ્નમાં જાગું છું અને જોઉં છું:
એ પતંગિયાની પાંખના એક રંગમાં
મારા સ્વપ્નનો એક રંગ ભળી ગયો છે!

*

૩

આખરે
મરણ પામી
મેં મારું પોસ્ટમોર્ટમ કર્યું
ત્યારે પાંચ શબ્દો જડ્યા:
આંખ કાન નાક ત્વચા અને જીભ!

*

આખરે
મરણ પામી
મેં મારી હથેળીમાં
મારું ભવિષ્ય જોયું
ત્યારે જોયું કે –
સમયના સફરજનને
મેં હજુ બટકું ભર્યું જ નથી!

*

આખરે
મરણ પામી
મેં અન્ધારાની આંખોમાં
ફૂટતી પાંખોને પૂછ્યું:
હવે ક્યાં ?

**અગિયારથી પાંચ ☐ ગુણવંત શાહ**

કાગળોના કબ્રસ્તાન જેવી
મારી ઑફિસમાં
સ્ટાફના માણસો રોજ
એપીટાફ લખ્યા કરે અને વાંચ્યા કરે.
ગૉળ-પાપડીની જેમ
સમયને ઠારીને
માણસ એનાં ચોસલાં પાડતો રહે છે;
અગિયારથી પાંચનું એક ચકતું.

☐

ઘણાં વર્ષોથી અંધારું
સૂર્યની પાછળ પડ્યું છે.
તાપથી બળીઝળીને એ કજળાયા કરે છે.
ને
પૃથ્વી પર કાળી રાખોડી
વેરાતી રહે છે.

☐

ઑફિસનું ટાઈપરાઈટર મૌન તોડે
ત્યારે
ટાઈપિસ્ટ-ગર્લનાં ઝુલ્ફાં ફફડી ઊઠે છે
અને
ખૂણામાં બેઠેલો એકાઉન્ટન્ટ
ચોપડામાં સ્મિત જમા કરતો રહે છે.

☐

ખુરશીમાં બેઠેલી જડતા
ને
ટેબલ પર પથરાયેલો વિલંબ
આખો દિવસ ખૂબ busy રહે છે.
મારી લાપરવાહી
ચાના કપમાં ઊભરાતી રહે છે

☐

ઘડિયાળનો કાંટો
આળસ મરડે ત્યારે
પાંચ વાગ્યા હોય છે.
શબપેટીઓ ધડાધડ બંધ થાય છે.

☐

ઑફિસે ઘણા માણસો આવે છે
એક વાર
કોચમિન અલિ ડોસો પણ આવેલો–
મરિયમનાં દસ્તાવેજી કાગળિયાં લેવા.

☐

**નાયાગરા ☐ મનસુખલાલ ઝવેરી**

પ્રકાંડ તાંડવે આહીં નર્તન્તા નટરાજ શું!
ચંડપ્રચંડ નિર્ઘોષે ઘોરતો ડમરુધ્વનિ,
કુહરો આભપૃથ્વીનાં ભરતો ઉભરાવતો.
દળ સીકરકેરું આ ગોરંભ્યું છે સમુન્નત
ગિરિશૃંગ સમુ નીલશુભ્ર, જ્યાં ધનુ ઇન્દ્રનાં
અપ્સરાગણની આછી ઓઢણીશાં તરે સરે.
સ્થલ આ નવતા ધારી રહ્યું કેવું ક્ષણે ક્ષણે!
અને કાલ સ્વયં કેવો કૌતુકે સ્તબ્ધ શો ગયો!

કવિતા એક વહેવાર છે ☐ જ્હોન હીથ સ્ટબ્સ ☐ અનુ. : નીતા રામૈયા
(ટી. એસ. એલિયટની સ્મૃતિમાં)

કવિતા એક વહેવાર છે: આવો ને આવજોની પરંપરા
એક અંધારું અને બીજા અંધકાર વચ્ચે
આપણે મળી જવાનું. આવો તમે અને અચ્છા ત્યારે
સાત રંગની ગૂંથણીમાં વહેતી રંગની લકીરો.
– વહેલી સવારે, સમી સાંજે;
અને હરેકને આપણે ચાહતા શીખીએ
અને એના વિના પણ નભાવતા શીખીએ.
જલસા કરો;
કવતા એક વહેવાર છે.

કવિતા એક વહેવાર છે : શબ્દોથી આપણે ઢાંકીએ છીએ
નગ્ન અમૂર્ત વિચારો, શરમના માર્યા થરથરતા –
માત્ર પાંદડીઓથી, માત્ર ત્વચાના રેશમી વાઘાથી? આપણે
ઘણું કરી શકીએ –
આપણા હાલહવાલના સૂસવતા શિયાળામાં
શૂરાપૂરા થઈને નીકળી પડો ત્યારે જલસેજલસા.
મ્હોરાં પહેરી લ્યો, ત્યારે
કવિતા એક વહેવાર છે.

કવિતા એક વહેવાર છે : દરેકને હોય છે
પોતાની અભિવ્યક્તિ. નિરાશાનો ખુમારીથી
અને ખાલીપણાનો નજાકતથી વળતો જવાબ આપે
તેવાની હોડમાં ઊતરવાનું હું પસંદ કરું.
અને એકને હવે વિદાય આપવાની છે
મૃતાત્માની શાંતિઅર્થે પ્રાર્થના કરીને. કવિતા પણ?
કવિતા (પણ)
એક વહેવાર જ છે ને.

## ચંદ્રકાંત બક્ષી

મારો આત્મા તોળવા બેઠેલા વિવેચકો
હું મારી એકલી ચામડીમાં જીવી લઉં છું
પાનાંઓ પર મેં મારો અવાજ ખોદી લીધો છે
વંદાની મૂછ જેવી ફરફરતી તમારી કલમ
મારી વેદનાનું સ્થાપત્ય સમજશે?

આંસુઓને ઓળખતો નથી—
રડવું ગયા જન્મથી ભૂલી ગયો છું
પણ તમારી ઈર્ષ્યાને
આવતા ભવમાં પણ ઓળખી લઈશ
તમે લાંબું જીવો!

મેં સવારે જોયેલો ફિક્કો ચાંદ
નુક્તચીનોને દેખાતો નથી—અને
હું રાત્રે જોઉં છું એ ચાંદ
એમને સમજાતો નથી.

એમની જાડી બેઈમાની—
જોઈ શકતી એક જ આંખના ખૂણા પર જામી ગઈ છે.
મારી નાડી પારખવા નીકળેલી એમની આંગળીઓ
મારા ધબકારાઓએ મારેલા કરંટમાં
ખલાસ થઈ ગઈ છે

બા-હોશ માણસો બે-હોશ થઈ ગયા છે.

અને ગરોળીનાં સંતાનો, ઝડેલા કાકાકૌઆની ઔલાદો
રૂંઆદાર ટાલિયાં ખચ્ચરો, ગીધડાંઓ
મારી ભાપાને સૂંઘનારાં ખસ્સી બળદો

બળવાની વાસ આવે છે?

## વેપારી પવનો □ હેરી માર્ટિન્સન □ અનુ.: ઉમાશંકર જોશી

મોટા ભાગનાઓનું વલણ તો હોય છે જીવવાનું.
નહીં કે સમજવાનું.
ફેશનના દિન પછી દિને, સ્વર્ગીય પથ-ઢોળાવ પર
જાતવાન કૂતરીઓને માલિકો હવા ખાવા ફેરવી રહ્યા છે.
પણ મરડિયાના ભોંયતળિયા પર
વનવૃક્ષનાં પાટિયાંના તળિયા પર
એક કેદી ભટકે છે.
એ આમ ફરે છે, તેમ ફરે છે,
ઓક-વૃક્ષનાં પાટિયાંના તળિયા પર ચાલે છે.
એણે એનો સમુદ્ર ગુમાવ્યો છે,
ક્ષિતિજ પારની આશા ગુમાવી છે,
નવી પ્રચંડ અવાજ કરતી પાંખો આગળ એ અદશ્ય થઈ છે.
ગોડવાના દેશ અદશ્ય થયો,
ઈથાકા પણ અદશ્ય થયું.

એકમેકથી અળગા અદશ્ય થાય છે,
પ્રત્યેક પોતાની ક્ષિતિજે
યુલીસિસ તેમ જ રોબિન્સન ક્રુઝો.
કોઈ પણ માનવમાં એકત્રિત થયા વિના જ

જો કોઈ વિરલા એમને પિછાણે
એકરૂપ એકસરખા
તોયે તેઓ તાકી રહે છે ભિન્ન ભિન્ન સમુદ્રો પ્રતિ.



## વસ્તુનો અભ્યાસ ☐ ઝિગ્નેવ હર્બર્ટ ☐ દિનેશ દલાલ

[પૉલિશ કવિતા]

૧

એ સૌથી સુંદર વસ્તુ છે
જેનું અસ્તિત્વ નથી

નથી એ પાણી ભરવાના કામમાં આવતી
કે નથી એમાં વીરની ભસ્મ સાચવી શકાતી

કોઈએ એને હાલરડું ગાયું નથી
કે એમાં કોઈ વાર ઉંદર સપડાયો નથી

એને કાણું નથી
અને તદ્દન ખુલ્લું છે

દરેક બાજુએથી જોઈ શકાય છે
એટલે જ
એની કલ્પના થઈ શકતી નથી

એની રેખાઓમાંથી
નીકળતી લીટીઓ
એકત્ર થઈને
તેજ–લીસોટા રૂપે પ્રસરી રહે છે

જે વસ્તુનું અસ્તિત્વ નથી
એને
નહિ અંધાપો
કે
નહિ મૃત્યુ
છીનવી શકશે

૨

જે વસ્તુનું અસ્તિત્વ નથી
એ જ્યાં ઊભી હતી
એ જગા પર
કાળા ચોરસ વડે નિશાની કરો
અને
અદૃશ્ય સુંદર વસ્તુનું
સાદું શોકગીત છવાઈ જશે

પૌરુષભર્યો વિષાદ
ચોકઠામાં કેદ થયેલો

૩

હવે સમગ્ર અવકાશ
સાગરની જેમ હિલ્લોળા લે છે

ઝંઝાવાત
કાળા સઢ સાથે ટકરાય છે
બર્ફીલા મરુતની પાંખો
પેલા કાળા ચોકઠા પર ચક્કરો માર્યા કરે છે

અને ઊભરાતી ખારાશમાં
ટાપુ ડૂબી જાય છે

૪

હવે તમારી પાસે છે
ખાલી અવકાશ
વસ્તુ કરતાં કંઈ કેટલોયે સુંદર

જે જગા છોડીને આવે છે
એના કરતાં અતિ સુંદર
એ સૃષ્ટિ પહેલાનો છે
બધી જ શકિતઓથી ભરેલો
શ્વેત સ્વર્ગ સમો

જ્યાં તમે પ્રવેશ કરી
તમારી મનસ્વી દુનિયા પ્રમાણે
ફાવે તેમ દશે દિશાઓ ખૂંદી શકો છો

નગ્ન ક્ષિતિજ પર
વીજળી ઊભી ને ઊભી ત્રાટકે છે

ત્યાં આપણે થોભી જઈએ
—પણ તમે તો ક્યારની યે
એક સૃષ્ટિ રચી કાઢી છે

૫

તમારા અંતર્ચક્ષુનું જ
કહ્યું માનજો

ચાડીચુગલી કે ટપલીઓને
કોઠું ન આપતા
આ અસર્જિત દુનિયા જ
તમારા ફલકના દ્વારે ઊમટે છે

દેવદૂતો ધરે છે
વાદળાંના ગુલાબી તકિયાઓ

વૃક્ષો ધરતીમાં
ઠેર ઠેર હરિયાળા કેશ રોપે છે

રાજાઓ પોતાના જાંબુડિયા પોશાક
પર મુસ્તાક થઈ
હાથ પસવાર્યા કરે છે
ને એમના છડીદારોને
સોન-રૂપાની જરીથી
ભરી દેવાના હુકમ છોડયે જાય છે.

અરે વ્હેલ માછલી પણ
પોતાનું ચિત્ર દોરાવવાનો આગ્રહ રાખે છે

તમારા અંતર્ચક્ષુને વફાદાર રહેજો
કોઈને મચક આપતા નહિ.

૬

જે વસ્તુનું અસ્તિત્વ નથી
એના પડછાયામાંથી
જેટલું લાધે એટલું લઈ લો
ધ્રુવપ્રદેશમાંથી
કે
અંતર્ચક્ષુના ઉગ્ર દિવાસ્વપ્નમાંથી
એક ખુરશી —
સુંદર અને નકામી
જાણે કે અરણ્યમાં દેવાલય

ખુરશી પર
ચોળાયેલું ટેબલક્લૉથ બિછાવો,
વાસ્તવિકતાને
કલ્પનાની પાંખે સફર કરાવો

દશે દિશાઓ બાથોડિયા મારતાં મારતાં પણ
તમારી મનસ્વી દુનિયાને શ્રદ્ધાથી વળગી રહેજો

એ હજી દેવદૂતો કરતાં પણ અધિક પ્રશાંત
રાજાઓ કરતાં પણ વધારે ઉન્મત્ત
વ્હેલ માછલી કરતાં પણ વધુ વાસ્તવિક
છેલ્લામાં છેલ્લી વસ્તુઓનો
હજી એનો ચહેરો

અમે રહસ્ય જાણવા ઇચ્છીએ છીએ
આ ખુરશી,
અંતર્ચક્ષુની ગહનતા
કીકીની અનિવાર્યતા
અને
ડોળાની મર્ત્યતા

ધગધગતા શિયાળાની
દાહક આંચમાં
બળતી બળતી
બેસું છું તો બારી પાસે જ
જ્યાં
કેટલાંય સ્મરણોની રજકણ
નિરુદ્દેશ ઊડયાં કરે છે.
બહાર છે થીજેલું, સફેદ વાતાવરણ
અને ઊંઘ જેવી
સપાટી નીચે ઢબુરાયેલી જિંદગી.
હું જોરજોરથી શ્વાસ લઉં છું
અને યંત્રવત્ શરીરનાં
હાડકાં, પાસળાં, આંતરડાં – કશાયને
કાટ નથી ચડયો એ અનુભવી લઉં છું

બારી બહાર દેખાય છે એક જ ચીજ—
લાંબુલચ અંતર.
સ્વજન વિનાના સહરામાં
શે જીવી શકાય?
હું સ્વજનો જન્માવવાનો પ્રયત્ન કરું છું
સ્વપ્નને જાણે નિદ્રામાંથી બહાર કાઢી લેવા માગું છું.

ઊમટે છે અનેક અજાણ વ્યક્તિઓનું ટોળું
(નાની હતી ત્યારે બજાર જવાનું કેટલું ટાળતી?)
એમાંથી કોઈ સ્ત્રી આવીને
મારાં છોકરાઓને
બાળકોનાં નામથી સંબોધી જાય છે

તો કોઈ પુરુષ
મારી ઉદાસીનતા છીનવવાનો પ્રયત્ન કરે છે
(એમ કંઈ લોકને સ્મિત ચોંટાડતા હશે?)
મને રસ નથી પડતો
હું તો સળી સળીને શોધું છું
એક પરિચિત ચહેરો
જે તગતગ્યો'તો બપોરના સૂર્ય જેવો
અને હવે થઈ ગયો છે અલોપ રાત્રિના અવકાશમાં.

વળી ચુપકીદી –
પાણી બંધ થવાના સમયે
બધા નળ પોતાનું જળ થંભાવી દે એવી.

તારી ગેરહાજરી અને મારા અસ્તિત્વની વચ્ચે
ફાવી જાય છે
એક મઝાનું બગાસાનું જણું –
જે કંઠમાં હું ગીત ગાતી ત્યાં જ
હું ઊઠીને
ટૅલિફોન પાસે જાઉં છું – કેટલાં બધાં જોડાણો
લઈને બેઠો છે એ!
એ ચૂકતો નથી એટલે અફાળું છું.

અનાયાસ,
પગ
બાગમાં રાખેલા મેઈલબૉક્સ પાસે જઈ ઊભા રહે છે
હાથ અડતાં જ
શૂન્યતાના પરબીડિયાંની થપ્પી
હવામાં વેરવિખેર થઈ જાય છે.
મારાથી આકાશ તરફ દૃષ્ટિ થઈ જાય છે
અને ઈર્ષ્યા થઈ આવે છે
ઊડતાં પંખીઓની!



## બંગાળી કવિતા ☐ સુકાન્ત ભટ્ટાચાર્ય ☐ ન લની માડગાંવકર

હે મહાજીવન, આ કંઈ કવિતા નથી,
હવે પુષ્ટ કઠોર ગદ્ય લાવો,
પદલાલિત્યના ઝંકાર ભૂંસાઈ જાઓ
ગદ્યની સખ્ત હથોડીથી તૂટી પડો.
કવિતાની સ્નિગ્ધતાનો આજે ખપ નથી.
કવિતા, આજે તને છુટ્ટી આપી!
આ ક્ષુધાના રાજ્યમાં પૃથ્વી ગદ્યમય.
પૂર્ણિમાનો ચંદ્ર જાણે શેકાયેલી રોટલી જેવો.

☐

## 'એની હલચલ'નું ગીત ☐ ભાનુપ્રસાદ પંડ્યા

પૂરવમાં કેસરિયો ઊઘડે આવાસ
અને ધરતીના બેક છૂટે ધોળા ઉચ્છ્વાસ
એની આસપાસ જૂઈ ક્યાંક વસતી.
અધખૂલે પોપચે કે ભાવિકના વંદનમાં
ઊજળે લલાટ કોઈ સાધ્વીના ચંદનમાં
એ તો આઘેની યાદ થઈ ઊપસતી.
નમણી સૌ દાંડલીએ કીડીઓની હાર
ઝીણાં ગલગલિયાં અંગ અંગ દોડતાં અપાર
જૂઈ ફૂલ ફૂલ જેવું કૈં હસતી!
વાયરો તો સાયરની જેમ છલકાય
પછી સોડમ-તરાપે એના મેલીને પાય
ક્યાંક હળુ હળુ જાય દૂર ખસતી.
એની હાજરીમાં લજ્જાએ ગૂંથ્યો મેળાપ
સર્યો સંગાથી આંગણિયે તલખે સંતાપ
એવી એકલીને જૂઈ જાય ડસતી.
ભલે આંચકી લ્યો ઉપરથી સંધો ઉજાસ
એને ઓઢાડો આખી ને આખી અમાસ
એની હલચલ ના તોય રહે અછતી.

## શબ્દો ☐ જતીન દાસ ☐ અનુ. : વર્ષા દાસ

શબ્દો
તૂટયા
ફૂટયા
હવામાં અધવચ્ચે
વાગીને
વગોવીને
આવરોધ્યું ગળું
જકડયું જડબું
રૂંધે
ગૂંગળાવે મનને

શબ્દો લોહીનીંગળતા
જામતાં, લોહીને ભૂરું કરતા
લોહિયા ... ળ

ખોવાયેલા શબ્દો મનમાં ભમતા
ભમતા શબ્દો કદી ન મળતા
ભટકતા
પડઘાઓમાં

ગ્લાસની કિનારીએ રહેલા શબ્દો
થીજી જાય
પથારીમાં રહેલા શબ્દો ઘસડાય
જાણે અધમર્યા માંકડ

વણકહ્યા શબ્દો
ગુમાવેલા સમયમાં ઍન્ટિક બની જાય

મારા શબ્દો અધવચ્ચે જ થીજી જાય.

## શબ્દ ☐ જગદીશ ત્રિવેદી

વા ભરીને ફૂલવેલો,
ક્ષણ પછીથી ફૂટનારો
કોઈ નેતાનો નથી આ શબ્દ.

દાણચોરોની જિગર-ગુફ્તિસીને ઝિરદાવતો
તરડાયલો, રંગાયલો
વૃત્તાંત-નિવેદક તણો આ નથી કંઈ શબ્દ.

તોનડા કો વાણિયાના
વ્યાજથી વીંધાયલા
સિક્કા ઘસાયેલા સમો આ નથી કંઈ શબ્દ

વિષ જેવો સંજીવક ને
પીયૂષ જેવો કાલકૂટ
પૃથ્વી સમો પથરાયલો
ને ગગન જેવો ઝૂમતો –
–આ હૃદય-ધબકાર છે
આ કવિનો શબ્દ છે.

## ગઝલ □ હરીન્દ્ર દવે

આમ જ તમારી યાદના દિવસો વહી ગયા,
ઝંખું છું તો ય સાદના દિવસો વહી ગયા.

આજે ય એનું હૈયું દ્રવે છે મને સુણી,
એ ચૂપ રહે છે દાદના દિવસો વહી ગયા.

આ શાણપણથી વાજ હું આવી ગયો, પ્રભુ!
જાણે હવે વિવાદના દિવસો વહી ગયા.

એ રીતે હાસ્યથી હું સજાવું છું હોઠને,
સૌને થતું વિષાદના દિવસો વહી ગયા.

ઉદ્ધત તમે ગણો તો હવે ઠીક લાગશે,
સંકોચ કે પ્રમાદના દિવસો વહી ગયા.

## દીવાદાંડી □ યામામોટા તારો
□ જયા મહેતા

[જાપાનીઝ કવિતા]

દીવાદાંડી લાગે કવિ જેવી
ફક્ત વિનાશક વસ્તુઓને જોયા કરતી –
પવનના કેન્દ્રમાં રહેલું વાવાઝોડું કે
ચડતો જુવાળ

કવિ કેવા દીવાદાંડી જેવા
વેદના સહેતા સહેતા
તેઓ રચે છે પોતાનું એકાંત

કારણ તેમનો પ્રકાશ
હમેશાં દૂર દૂરથી ચોરાઈ જાય છે
તેમનું ભીતર
કોઈ પણ અંધકાર કરતાં યે ગહન.

## કોઠે પડી જવું □ રવીન્દ્ર પારેખ

રેડિયોની સ્વીચ ઑન થાય
અને અત્યંત પ્રિય એવા ગીતની અંતિમ કડીના
છેલ્લા શ્વાસો કર્ણપટલ પર આથડાય ત્યારે –

રેશનિંગની લાઈનમાં સૂરજનાં સાત સાત અશ્વો
કલાકોથી ખભે ઉપાડી ઊભા
અને અચાનક અનાજ ખૂટી ગયાની જાહેરાત થાય ત્યારે –

રાતના ઘોડિયામાં સૂતેલા સૂરજને બચીઓ કરો એ પહેલાં
અંગતમિત્ર આંખો ચોળવાની તક આપ્યા વિના
સ્વજનના અણધાર્યા નિધનના સમાચાર આપે ત્યારે –
કોઈ લાગણીરહિત રહી શકે
તો માનવું કે એ એકદમ સાચો માણસ બની ગયો છે.

## ગઝલ □ હરીન્દ્ર દવે

આમ જ તમારી યાદના દિવસો વહી ગયા,
ઝંખું છું તો ય સાદના દિવસો વહી ગયા.

આજે ય એનું હૈયું દ્રવે છે મને સુણી,
એ ચૂપ રહે છે દાદના દિવસો વહી ગયા.

આ શાણપણથી વાજ હું આવી ગયો, પ્રભુ!
જાણે હવે વિવાદના દિવસો વહી ગયા.

એ રીતે હાસ્યથી હું સજાવું છું હોઠને,
સૌને થતું વિષાદના દિવસો વહી ગયા.

ઉદ્ધત તમે ગણો તો હવે ઠીક લાગશે,
સંકોચ કે પ્રમાદના દિવસો વહી ગયા.

## દીવાદાંડી □ યામામોટા તારો

□ જયા મહેતા

[જાપાનીઝ કવિતા]

દીવાદાંડી લાગે કવિ જેવી
ફક્ત વિનાશક વસ્તુઓને જોયા કરતી –
પવનના કેન્દ્રમાં રહેલું વાવાઝોડું કે
ચડતો જુવાળ

કવિ કેવા દીવાદાંડી જેવા
વેદના સહેતા સહેતા
તેઓ રચે છે પોતાનું એકાંત

કારણ તેમનો પ્રકાશ
હમેશાં દૂર દૂરથી ચોરાઈ જાય છે
તેમનું ભીતર
કોઈ પણ અંધકાર કરતાં યે ગહન.

## કોઠે પડી જવું □ રવીન્દ્ર પારેખ

રેડિયોની સ્વીચ ઑન થાય
અને અત્યંત પ્રિય એવા ગીતની અંતિમ કડીના
છેલ્લા શ્વાસો કર્ણપટલ પર અથડાય ત્યારે –

રેશનિંગની લાઈનમાં સૂરજનાં સાત સાત અશ્વો
કલાકોથી ખભે ઉપાડી ઊભા
અને અચાનક અનાજ ખૂટી ગયાની જાહેરાત થાય ત્યારે –

રાતના ઘોડિયામાં સૂતેલા સૂરજને બચીઓ કરો એ પહેલાં
અંગતમિત્ર આંખો ચોળવાની તક આપ્યા વિના
સ્વજનના અણધાર્યા નિધનના સમાચાર આપે ત્યારે –
કોઈ લાગણીરહિત રહી શકે
તો માનવું કે એ એકદમ સાચો માણસ બની ગયો છે.

બ્રહ્માએ જગત સર્જ્યું હશે કદાચ,
પણ એને પ્રપૂર્ણ કરવાનું આપણા માટે રાખ્યું છે.
ફારોની ભૂમિમાં વણાયલા,
અને નાઈલના જલથી સીંચાયલા
કિનખાબમાંથી પડદો બનાવવામાં હું મશગૂલ હતી.
એની સરસરાહટ નેફેરટીટીની ગુફતેગુને છાવરે છે,
અને એનું સૌન્દર્ય ક્લિયોપેટ્રાની યાદ આપે છે.
એનું પોત એટલું તો મુલાયમ અને રૂપાળું છે
કે એના બુરખાએ શરમાળ બાળાના સૌન્દર્યને પ્રગટ કર્યું હોત.
પણ મેં તો એ પોતનો બનાવ્યો પડદો
મારી બારી માટે.
અંગોપનીયતાને બહાને મેં કરી મને કેદ.
એ હતો ખાનગી રંગમંચ,
જેમાં કેવળ એકાકી નટ
એનો પાઠ ભજવે છે પાડેલા પડદાની પછીતેથી,
અને પ્રેક્ષક પણ એમાં ફક્ત એ પોતે જ છે
જેને હજી સુધી અભિવ્યક્તિ મળી નથી
એ વાર્તાને પામવાનો એ પ્રયત્ન કરે છે.
નાટક હતું એ માત્ર નામનું.
મેં મને રાજી રાખવા તાળીઓ પાડી મારી મૂર્ખાઈ પર.
ગૂંચવાડાના વમળને સાંપડે છે પોતાનું મધ્યબિન્દુ.
આ બાલિશ સોગઠાબાજીની રમતમાં
હું ભીંસાઉં છું ભરડો લેતા સંગોપનના જાળામાં.
ને અચાનક ઝળકે છે એક વિચાર:
હું મટી જઈ શકું સાવ એકાકી નટ,
અગર હું બનું પડદો ઉઘાડતી દોરી ખેંચતો દરવાન.
દોડું છું હું ખંડને બીજે ખૂણે,
ફગાવું છું અવરોધ,
ત્યાં મને દીસે છે બારીના ચોગઠામાં રૂંધાતી સૃષ્ટિ.
મેં બાંધેલી ઝૂંપડી હતી એક પડદો
જે તારી દુનિયાના વિભાજનનો કરતી યત્ન.
બારીમાંનું પોત વળી બીજું એક મહોરું
જે મને કરે છે તારાથી અળગી.

સમજાય છે હવે મને કે આ જીવન પણ છે એક પડદો,
અજાણના કિનારાને આંબતો એક આભાસ,
જ્યાં ભૂતકાળ વસે છે ભવિષ્યની આશાઓ,
અને ભવિષ્યનું અવલંબન છે ભૂતની ટેકણલાકડીએ
પડદો ખુલ્લો હોય કે બંધ,
ન પડે કંઈ ફેર,
કેમ કે રંગમંચ વિસ્તરે છે આખાય સભાગારમાં,
અને હું છું એકાકી
અને, તો ય, આ મોઢા પરના રંગના લપેડા તળે
હું કેટલી ય વાર મને પિછાણવામાં થાપ ખાઈ જાઉં છું.
મારી બધી નિરાશાના નિસાસા છે
આ પડદા પરના સળ,
અને એ એટલા અસંખ્ય છે કે એની બેવડમાં
લપાઈ જાય છે જીવનનો રંગ.
ઝુમ્મરના ઝળહળતા પ્રકાશમાં હું જોતી નથી
એના ઓળાનું રૂપ.
પણ વસંતની આ સંધ્યાએ,
જ્યારે હું સૂતી છું ખાલી, સૂમસામ મને,
ત્યારે આ ત્રણે પડદા ઓગળી જાય છે,
જ્યારે તું મને મારું નામ દઈને સાદ કરે છે.



**આધાન ☐ એન્તુનિન બાર્તુશેક ☐ અનુ. : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ**

આવી અનિશ્ચિત નિશ્ચિતતાઓ
અને નિશ્ચિત અનિશ્ચિતતાઓના સમયે
– કમરામાં તો અંધારું છે –
બારીઓની પેલે પારના પ્રકાશ વિશે
કે આપણા ચહેરાનો ઉપયોગ આપણું નામ દેવા કરતી
કાલે આવનારી ઘોંઘાટ ભરેલી સવાર વિશે આપણે શું જાણીએ?
તમે બધા, જેમને માટે
ઈજા એ જીવનનો પર્યાય છે –
હું જીવું છું
હું પણ જીવું છું –
મારી નાજુક જ્યોતને મારા હાથ વડે ઢાંકીને
જાણે ઝંઝાવાતમાં કબરનું દ્વાર ખોલું છું
અને પ્રવેશું છું અંદર ...

## સરળ સુભગ ભાષાન્તર ☐ વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

પ્રૉ. મનસુખલાલ ઝવેરી આપણા અગ્રણી કવિ અને વિવેચક છે તથા સમર્થ ભાષાન્તરકાર પણ છે. કવિ તરીકે તેઓ જાણીતા થયા તે સાથે જ સંસ્કૃત કાવ્યના અનુવાદક તરીકે પણ તે જાણીતા થયા હતા. એમની ભાષાન્તર-કલાનું ઉત્તમ ઉદાહરણ "હેમ્લેટ" છે. ભાષાવિદ્ અને કવિ તરીકે તેમની બધી શકિત તેમાં ફળી છે. સઘન અને આટપટી ભાષાશૈલીની એ કૃતિની નજીકમાં નજીક એમનું ભાષાન્તર જઈ શક્યું છે, અને તેથી એ અસાધારણ આસ્વાદ્યતા પામ્યું છે.

ભગવદ્‌ગીતાનું પણ તેમનું ભાષાન્તર પ્રશંસનીય છે. પણ આ ભાષાન્તર કરવામાં ધ્યેયનો થોડો, પણ નોંધપાત્ર ફરક છે. 'હેમ્લેટ'ના ભાષાન્તરમાં મૂળનો અર્થ સાચવીને સ્પષ્ટતા તો જાળવવાની હતી, પણ તેમાં શેક્સપિયરનું કવિત્વ, ઉકિતઓની છટા, નાટયોચિત વાણી-વૈવિધ્ય વગેરે, બને તેટલાં જાળવવાનાં હતાં. એમાં મુખ્ય વસ્તુ છે નાટકનું રચનાસૌન્દર્ય. ભગવદ્‌ગીતામાં પ્રધાન વસ્તુ છે કર્મવિષયક પ્રબોધક ઉપદેશ. ભગવદ્‌ગીતા પણ કાવ્ય છે; એમાં પણ કાવ્યત્વનું સરસ દર્શન થાય છે; એને ગીતા નામ આપ્યું છે તે સૂચક છે; પણ વસ્તુતઃ કાવ્યરૂપે પ્રગટતો એ ધર્મ અને જાતિનો ઉપદેશ છે. ઉપદેશનો સંદર્ભ નાટયોચિત, કાવ્યોચિત રણસંગ્રામનો છે; અને ઉપદેશ આપનાર સખા છે; પણ વળી વળીને અપાતી પ્રેરણા યુદ્ધ કરવાની છે, ક્ષત્રિયના અને પરિસ્થિતિના નિયત કર્મમાંથી ન ચળવાની છે. ભગવદ્ ગીતાના આ પ્રયોજન અંગે અને તે નિમિત્તે જ્ઞાન-ધ્યાન-યોગ-ભકિત વગેરની મુમુક્ષુ માટે વાત થાય છે. આ બધી વિચારસામગ્રીથી ભગવદ્‌ગીતા હિંદુ ધર્મનો પ્રસ્થાન ગ્રંથ બન્યો છે. એના ઉપદેશની વ્યાપકતા, ઉદારતા અને સર્વગ્રાહીતાથી તેમ જ ભાષાની ઋજુ સરળતાથી હિંદુ ધર્મ-ગ્રંથોમાં એ સૌથી વધુ લોકપ્રિય છે. પણ આ પ્રતિષ્ઠાને લીધે એ એકંદરે સરળ વસ્તુ કઠિન બની ગઈ છે. અસંખ્ય આચાર્યોએ અને વિદ્વાનોએ એનાં ભાષ્ય અને વિવરણો લખ્યાં છે અને પોતાના સંપ્રદાય કે માન્ય દર્શનમાં બંધ-બેસતું અર્થઘટન કર્યું છે. સુબોધ કાવ્યને દુર્બોધ બનાવવામાં, અર્થઘટનના આ ઇતિહાસનો ફાળો ઓછો નથી. આનો અર્થ એમ નથી કે ગીતામાં કૂટ શ્લોકો નથી, વા ભિન્ન સંપ્રદાયો પોતાનો ફાવતો અર્થ કરી શકે એવાં વાકયો નથી. તાત્પર્ય આટલું જ કે તત્ત્વવિદ્યાના ગ્રંથોમાં દેખાતી તર્કની અત્યંત સૂક્ષ્મતા કે ગૂઢતા ભગવદ્‌ગીતાનું લક્ષણ નથી. બૃહત્ કથાકાવ્ય મહાભારતના અંગરૂપે આવતી આ રચનાનું આ લક્ષણ સંભવે જ નહિ.

પ્રો. ઝવેરી અભિપ્રેતનિષ્ઠાને બે રીતે સાચવે છે: "કોઈ પણ એક વાદ, દર્શન કે વિચારણાના પુરસ્કાર કે પ્રચાર ખાતર નહિ પણ મૂળ ગીતાકારને જે અર્થ અભિપ્રેત

હોવાનું સંભવિત લાગે તે અર્થ ગુજરાતીમાં ઉતારવો." બીજું ગીતાનું વક્તવ્ય સામાન્ય સંસ્કારી વાચક પણ ગ્રહી શકે એવી અર્થની વિશદતા સાધવી. પહેલા પ્રયોજનમાં એક અવરોધ છે જેનું નિવારણ શક્ય નથી. મૂળ ગ્રંથમાં જ જો લખાણના ભિન્ન ભિન્ન થર હોય અને વિચારોનો સુધારોવધારો થયો હોય, અને માત્ર કાળક્રમે જ જ્ઞાન, કર્મ અને ઉપાસનાના સિદ્ધાન્તોનો સમન્વય કરવાનો પ્રયત્ન હોય તો જે મુશ્કેલી મૂળના અર્થ-ગ્રહણમાં હોય ને આવા અનુવાદમાં પણ રહેવાની. પણ આ મૂંઝવણનો સંનિષ્ઠ ભાષાન્તર-કાર કને કોઈ ઉપાય નથી. અર્થની વિશદતા સાચવવાનું ધ્યેય વાજબી છે અને એમાં પ્રો. ઝવેરી સફળ થયા છે. આ લક્ષણ આ ભાષાન્તરનું મોટ મૂલ્ય છે. અનુવાદ વિવરણ જેવો ન લાગે અને અર્થ સુગમ રહે, સુગમ જ રહે એવું એટલું જ નહિ, મૂળની રચ-નાલક્ષી પદ અને લયની મધુરતા, ભય-વિસ્મય-આત્મીયતા-પ્રેરકતા-આત્મ પ્રત્યય-પદ અનુગ્રહ વગેરેની ભાવ છટા અને કલ્પનાપ્રવર્તનનો ચમત્કાર ભાષાન્તરમાં પણ અનુ-ભવાય એવી આ સિદ્ધિ છે.

૧૪મા અધ્યાયમાં ત્રિગુણાતીતનું વર્ણન કશો અર્થસંદેહ રહેવા દેતું નથી અને ભારઝલ્લું લાગે છે. છેલ્લા બે શ્લોકોનો મશરૂવાળાનો અનુવાદ આ છે:

"અવ્યભિચાર ભાવે જે ભક્તિયોગે મને ભજે,
ને આ ગુણો કરી પાર, બ્રહ્મને પાત્ર થાય છે. (૧૪ – ૨૬)
અમૃત—અક્ષર—બ્રહ્મ, ને એકાન્તિક જે સુખ,
તેમ શાશ્વત ધર્મો જે, સૌનો આધાર હું જ છું." (૧૪–૨૭)

ધનસુખભાઈ એ વાત આમ મૂકે છે :–

"એકનિષ્ઠ રહી સેવે ભક્તિયોગથી જે મને,
તે થઈ ભરતશ્રેષ્ઠ! આ ગુણત્રયની પર,
બ્રહ્મરૂપ થવા માટે બને છે યોગ્ય, ભારત! (૧૪–૨૬)
હું છું આધાર અમૃત ને અવિકારી બ્રહ્મનો,
શાશ્વત ધર્મ કેરો ને સર્વોચ્ચ સુખનો વળી." (૧૪–૨૭)

મનસુખભાઈનું ભાષાન્તર અર્થને વધુ સ્પષ્ટ રાખે છે. ૨૬મા શ્લોકની બે પંક્તિની ત્રણ કરવામાં લય જળવાવાથી પદ્યશોભામાં કશી બાધા આવતી નથી. પરંતુ અર્થ વધુ સ્પષ્ટ હોવા છતાં ગીતાતત્ત્વની દૃષ્ટિએ અહીં મુશ્કેલી રહે છે. અવિકારી અને અમૃત બ્રહ્મનો "આધાર" હું છું એમાં 'બ્રહ્મ'નો અર્થ શો કરવો? આ દુર્બોધતા મૂળ શબ્દની છે એને ભાષાન્તરકાર (કોઈ ભાષ્યકારનો આશ્રય ન લે તો) કેમ કરીને ટાળી શકે? મહાદેવભાઈએ 'પ્રતિષ્ઠા'નો અર્થ 'Image' (પ્રતીક. પ્રતિમા) કર્યો છે; ગાંધીજીએ 'સ્થાન' 'સ્થિતિ'

ર્યો છે; અને રાધાકૃષ્ણને એને મળનો (abode) અર્થ આપીને સ્પષ્ટતા કરી છે કે, કે પુરુષોત્તમ 'ઉત્તમ પુરુષ' જ અક્ષર બ્રહ્મનો આધાર છે એમ ગીતાને અહીં અભિપ્રેત છે. પણ બધા જ આચાર્યો જુદો જુદો અર્થ આપે છે. એમને અનુસરતાં બ્રહ્મ એટલે મુક્ત જીવ, વેદ અને માયા પણ થઈ શકે.

અર્થ સુસ્પષ્ટ કરવાની પ્રૉ. ઝવેરીની રીતિનું બીજું ઉદાહરણ (ઘણાં આપી શકાય તેમાંનું એક) ત્રીજા અધ્યાયના છેલ્લા બે શ્લોકોના અનુવાદમાં છે.

"ઈન્દ્રિયો ચઢિયાતી છે શરીર કરતાં, મન
ઈન્દ્રિયોથી ચઢે, બુદ્ધિ એકાગ્ર નિશ્ચયાત્મક
ચડે છે મનથી, ને જે ચડે બુદ્ધિથી આત્મ તે. (૩-૪૨)
આમ અર્જુન! જાણીને બુદ્ધિથી પર જેહ છે
તેહને, અંકુશે રાખી નિજને નિજથી વળી,
કામના રૂપ દુર્જય શત્રુને નાખ તું હણી." (૩-૪૩)

અહીં અર્થમાં આવશ્યક વિશદતા સધાઈ છે, પણ પહેલા શ્લોકમાં લય થોડો તોડવો પડે છે અને તેથી પદોની ગતિ ગદ્ય જેવી લાગે છે. આમ, અર્થ - વિશદતા સાધતાં વિવરણ થઈ જવાનાં સંભવ કરતાં પદ્યરચના ગદ્યવત્ થઈ જાય એ જોખમ વધારે છે. પાંચમા અધ્યાયમાં ચોથા અને છઠ્ઠા શ્લોકમાં પણ આવી જ બાધા આવે છે. આવી બાધા ક્યાંક ક્યાંક જ છે. અને દોષ ગણી શકાય એવી નથી. સામાન્ય રીતે ગુજરાતી ભાષાના બંધારણને અનુરૂપ વાક્યપ્રસ્તાર વાજબી અને સુભગ છે.

સિદ્ધાન્તકેન્દ્રી શ્લોકો જુદા પણ વિશિષ્ટ મહત્ત્વના છે. દસમા અધ્યાયનો આઠમો શ્લોક બરાબર ગુજરાતીમાં ઊતર્યો છે. એ જ મનલબનો ૧૮મા અધ્યાયનો ૪૬મો શ્લોક ત્રણ પંક્તિમાં ઉતાર્યો છે. છતાં અર્થની છાયા કંઈક બદલાતી હોય એમ મને લાગે છે:

यतः प्रवृत्तिर्भूतानाम्....

"ઉત્પન્ન થાય છે ભૂતો જેમાંથી, વ્યાપ્યું સર્વ આ
જેણે, કૌન્તેય! પૂજીને તેને નિયત કર્મથી
પોતાનાં મોક્ષ પામે છે મનુષ્ય, ભરતપર્ષભ (૧૮-૪૬)

ભૂતમાત્રની જેમાંથી "પ્રવૃત્તિ" છે ત્યાં "પ્રવૃત્તિ" માટે "ઉત્પન્ન થયું બહુ યોગ્ય નથી લાગતું વળી, મૂળ "સિદ્ધિ" ને સ્થાને "મોક્ષ" મૂકવાથી અર્થ થોડા મર્યાદિત બને છે. એની વ્યાપકતા કંઈક ઓછી થાય છે. મોક્ષ એક જ પ્રકારનો છે; આત્મસિદ્ધિમાં વિવિધ પ્રકાર સંભવે છે, એ ૪૫મા શ્લોકમાં જ સૂચવાયું છે. "स्वे स्वे कर्मणि

હોવાનું સંભવિત લાગે તે અર્થ ગુજરાતીમાં ઉતારવો:" બીજું ગીતાનું વક્તવ્ય સામાન્ય સંસ્કારી વાચક પણ ગ્રહી શકે એવી અર્થની વિશદતા સાધવી. પહેલા પ્રયોજનમાં એક અવરોધ છે જેનું નિવારણ શક્ય નથી. મૂળ ગ્રંથમાં જ જો લખાણના ભિન્ન ભિન્ન થર હોય અને વિચારોનો સુધારોવધારો થયો હોય, અને માત્ર કાળક્રમે જ જ્ઞાન, કર્મ અને ઉપાસનાના સિદ્ધાન્તોનો સમન્વય કરવાનો પ્રયત્ન હોય તો જે મુશ્કેલી મૂળના અર્થ-ગ્રહણમાં હોય તે આવા અનુવાદમાં પણ રહેવાની. પણ આ મૂંઝવણનો સંનિષ્ઠ ભાષાન્તર-કાર કને કોઈ ઉપાય નથી. અર્થની વિશદતા સાચવવાનું ધ્યેય વાજબી છે અને એમાં પ્રો. ઝવેરી સફળ થયા છે. આ લક્ષણ આ ભાષાન્તરનું મોટ મૂલ્ય છે. અનુવાદ વિવરણ જેવો ન લાગે અને અર્થ સુગમ રહે, સુગમ જ રહે એવું એટલું જ નહિ, મૂળની રચ-નાલક્ષી પદ અને લયની મધુરતા, ભય-વિસ્મય-આત્મીયતા-પ્રેરકતા-આત્મ પ્રત્યય-પદ અનુગ્રહ વગેરેની ભાવ છટા અને કલ્પનાપ્રવર્તનનો ચમત્કાર ભાષાન્તરમાં પણ અનુ-ભવાય એવી આ સિદ્ધિ છે.

૧૪મા અધ્યાયમાં ત્રિગુણાતીતનું વર્ણન કશો અર્થસંદેહ રહેવા દેતું નથી અને ભારઝલ્લું લાગે છે. છેલ્લા બે શ્લોકોનો મશરૂવાળાનો અનુવાદ આ છે:

"અવ્યભિચાર ભાવે જે ભક્તિયોગે મને ભજે,
ને આ ગુણો કરી પાર, બ્રહ્મને પાત્ર થાય છે. (૧૪ – ૨૬)
અમૃત–અક્ષર–બ્રહ્મ, ને એકાન્તિક જે સુખ,
તેમ શાશ્વત ધર્મો જે, સૌનો આધાર હું જ છું." (૧૪–૨૭)

મનસુખભાઈ એ વાત આમ મૂકે છે:–

"એકનિષ્ઠ રહી સેવે ભક્તિયોગથી જે મને,
તે થઈ ભરતશ્રેષ્ઠ! આ ગુણત્રયની પર,
બ્રહ્મરૂપ થવા માટે બને છે યોગ્ય, ભારત! (૧૪–૨૬)
હું છું આધાર અમૃત ને અવિકારી બ્રહ્મનો,
શાશ્વત ધર્મ કેરો ને સર્વોચ્ચ સુખનો વળી." (૧૪–૨૭)

મનસુખભાઈનું ભાષાન્તર અર્થને વધુ સ્પષ્ટ રાખે છે. ૨૬મા શ્લોકની બે પંક્તિની ત્રણ કરવામાં લય જળવાવાથી પદ્યશોભામાં કશી બાધા આવતી નથી. પરંતુ અર્થ વધુ સ્પષ્ટ હોવા છતાં ગીતાતત્ત્વની દૃષ્ટિએ અહીં મુશ્કેલી રહે છે. અવિકારી અને અમૃત બ્રહ્મનો "આધાર" હું છું એમાં 'બ્રહ્મ'નો અર્થ શો કરવો? આ દુર્બોધતા મૂળ શબ્દની છે એને ભાષાન્તરકાર (કોઈ ભાષ્યકારનો આશ્રય ન લે તો) કેમ કરીને ટાળી શકે? મહાદેવભાઈએ 'પ્રતિષ્ઠા'નો અર્થ 'Image' (પ્રતીક, પ્રતિમા) કર્યો છે; ગાંધીજીએ 'સ્થાન' 'સ્થિતિ'

કર્યો છે; અને રાધાકૃષ્ણને એને મળનો (abode) અર્થ આપીને સ્પષ્ટતા કરી છે કે, કે પુરુષોત્તમ 'ઉત્તમ પુરુષ' જ અક્ષર બ્રહ્મનો આધાર છે એમ ગીતાને અહીં અભિપ્રેત છે. પણ બધા જ આચાર્યો જુદો જુદો અર્થ આપે છે. એમને અનુસરતાં બ્રહ્મ એટલે મુક્ત જીવ, વેદ અને માયા પણ થઈ શકે.

અર્થ સુસ્પષ્ટ કરવાની પ્રૉ. ઝવેરીની રીતિનું બીજું ઉદાહરણ (ઘણાં આપી શકાય તેમાંનું એક) ત્રીજા અધ્યાયના છેલ્લા બે શ્લોકોના અનુવાદમાં છે.

"ઈન્દ્રિયો ચઢિયાતી છે શરીર કરતાં, મન
ઈન્દ્રિયોથી ચઢે, બુદ્ધિ એકાગ્ર નિશ્ચયાત્મક
ચઢે છે મનથી, ને જે ચડે બુદ્ધિથી આત્મ તે. (૩-૪૨)
આમ અર્જુન! જાણીને બુદ્ધિથી પર જેહ છે
તેહને, અંકુશે રાખી નિજને નિજથી વળી,
કામના રૂપ દુર્જેય શત્રુને નાખ તું હણી." (૩-૪૩)

અહીં અર્થમાં આવશ્યક વિશદતા સધાઈ છે, પણ પહેલા શ્લોકમાં લય થોડો તોડવો પડે છે અને તેથી પદોની ગતિ ગદ્ય જેવી લાગે છે. આમ, અર્થ - વિશદતા સાધતાં વિવરણ થઈ જવાનાં સંભવ કરતાં પદ્યરચના ગદ્યવત્ થઈ જાય એ જોખમ વધારે છે. પાંચમા અધ્યાયમાં ચોથા અને છઠ્ઠા શ્લોકમાં પણ આવી જ બાધા આવે છે. આવી બાધા ક્યાંક ક્યાંક જ છે. અને દોષ ગણી શકાય એવી નથી. સામાન્ય રીતે ગુજરાતી ભાષાના બંધારણને અનુરૂપ વાક્યપ્રસ્તાર વાજબી અને સુભગ છે.

સિદ્ધાન્તકેન્દ્રી શ્લોકો જુદા પણ વિશિષ્ટ મહત્ત્વના છે. દસમા અધ્યાયનો આઠમો શ્લોક બરાબર ગુજરાતીમાં ઊતર્યો છે. એ જ મનલબનો ૧૮મા અધ્યાયનો ૪૬મો શ્લોક ત્રણ પંક્તિમાં ઉતાર્યો છે. છતાં અર્થની છાયા કંઈક બદલાતી હોય એમ મને લાગે છે:

यतः प्रवृत्तिर्भूतानाम्....

"ઉત્પન્ન થાય છે ભૂતો જેમાંથી, વ્યાપ્યું સર્વ આ
જેણે, કૌન્તેય! પૂજીને તેને નિયત કર્મથી
પોતાનાં મોક્ષ પામે છે મનુષ્ય, ભરતર્ષભ (૧૮-૪૬)

ભૂતમાત્રની જેમાંથી "પ્રવૃત્તિ" છે ત્યાં "પ્રવૃત્તિ" માટે "ઉત્પન્ન થયું બહુ યોગ્ય નથી લાગતું વળી, મૂળ "સિદ્ધિ" ને સ્થાને "મોક્ષ" મૂકવાથી અર્થ થોડો મર્યાદિત બને છે. એની વ્યાપકતા કંઈક ઓછી થાય છે. મોક્ષ એક જ પ્રકારનો છે; આત્મસિદ્ધિમાં વિવિધ પ્રકાર સંભવે છે, એ ૪૫મા શ્લોકમાં જ સૂચવાયું છે. "स्वे स्वे कर्मणि

अभिरतः संसिद्धिं लभ ते नरः। " કિશોરલાલનું ભાષાન્તર સુશ્લિષ્ટ રહીને પણ અર્થ સાચવે છે.

"જેથી પ્રવર્તતાં ભૂતો, જેણે વિસ્તાર્યું આ બધું
તેને સ્વકર્મથી પૂજી સિદ્ધિને મેળવે નર." (૧૮–૪૬)

મહાદેવભાઈએ ("who is tho moving spirit of all beings") એમ પરમાત્માને માટે અહીં કહ્યું છે. તે ખોટું નથી લાગતું, જો કે, "પ્રવૃત્તિ" નો 'પ્રભવ' થઈ તો શકે જ. સિદ્ધાન્તકેન્દ્રી એક બીજા શ્લોકમાં કિશોરલાલના લાઘવથી અર્થ સરતો નથી. સર્વથા ઈશ્વરસમર્પણનો ભાવ જે મૂળમાં દઢ કરાયો છે—मत् શબ્દના આવર્તનથી. તે એમના અનુવાદમાં જરાક મોળો થાય છે.

"મારે અર્થે કરે કર્મ, મત્પરાયણ ભકત જે,
દ્વેષહીણ, અનાસકત,, તે આવી મુજને મળે." (૧૧–૧૫)

પ્રૉ. ઝવેરીનો અનુવાદ ચાર પંકિતમાં રેલાતો છતાં અર્થનું તત્ત્વ અને ભાવની દઢતા પૂરાં વ્યકત કરે છે.

"કરે છે કર્મ જે મારાં, મારામાં જે પરાયણ,
મારો જે ભકત, આસકિત નથી જેને રહી કશી,
ભૂતમાત્ર ભણી જેની વૈરવૃત્તિ શમી ગઈ,
એવો મનુષ્ય પામે છે મને, હે ભરતર્ષભ!" (૧૧–૫૫)

ભગવદ્ગીતાના જ્ઞાનભકિતકર્મયોગનું સિદ્ધબિન્દુ सर्वेषु कालेषु मामनुस्मर, युध्य च। માં સંચિત છે. કેવળ કુરુક્ષેત્રના સંગ્રામની જ આ વાત નથી; માનવજીવનના સર્વ કાળની સર્વ પ્રસંગની આ વાત છે. જે અમૃત છે, પાપ છે, તેની સામે સદૈવ લડવાનું છે. જ્યાં નિયત કર્મ છે, સ્વધર્મ છે. ત્યાં લડવાનું છે: સતત અને સર્વથા ઈશ્વરનું સ્મરણ કરતાં કરતાં કર્તવ્યને યજ્ઞરૂપ બનાવતાં બનાવતાં લડવાનું છે. આદેશની આ વ્યાપકતાનો ગાંધીજી અને રાધાકૃષ્ણન્ આગ્રહ રાખે છે. मामनुस्मरનું કિશોરલાલનું ભાષાન્તર "મારી સ્મૃતિને રાખતો" બહુ ઠીક નથી લાગતું. મૂળનું ગુરુત્વ એમાં જરા હ્રસ્વ થાય છે. પ્રૉ. ઝવેરીનું અઢી પંકિતનું ભાષાન્તર સ્મૃતિમાં અંકાઈ જાય છે.

"તો મને સર્વ કાળે તું સ્મર ને કર યુદ્ધ તું;
સમર્પી મન ને બુદ્ધિ મને તારાં, તું પામશે
મને નિઃશંક, અર્જુન!" (૮–૭)

સંસ્કૃત ભાષાની સમાસક્ષમતાને લીધે એમાં પદબન્ધની સુશ્લિષ્ટતાની જે શક્યતા છે તે ગુજરાતીમાં જો કે સુશ્લિષ્ટતા ન જ આવી શકે એમ નથી. સમાસબાહુલ્ય સંસ્કૃત

કાવ્યને ઘણીવાર અત્યન્ત દુર્બોધ પણ બનાવે છે. પરંતુ વધુ લોકપ્રિય સંસ્કૃત કવિતામાં રચનાની સમસ્તતાથી કૃતિમાં શબ્દાર્થ સઘનતાની ચારુતા સધાયેલી છે. ભાવાત્મક કવિતા ન હોય, માત્ર તત્ત્વ કે હકીકતનું વિધાન હોય, છતાં પદઝંકાર અને સુશ્લિષ્ટતાથી પદ્યમાં માધુર્ય આવે છે. એનાં ભગવદ્‌ગીતામાંથી પણ ઉત્તમ ઉદાહરણ મળી શકે છે. ચોથા અધ્યાયના બે શ્લોકો ખાસ તારવું.

योगसंन्यस्तकर्माणम् ज्ञानसंछिन्नसंशयन् ।
आत्मवन्तं न कर्माणि निबन्धनन्ति धनंजय ।। (४·४१)
गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ।। (४·२३)

ગીતામાં કેવળ પદવ્યવસ્થા કેવી સુભગતા સાધી શકે છે એનાં બે જરા જુદી જુદી કોટિનાં ઉત્કૃષ્ટ ઉદાહરણો મને લાગ્યા છે. પણ આ ઉત્કૃષ્ટતા ગુજરાતીમાં નહિ ઊતરી શકે. પણ શ્લોકોનું વક્તવ્ય જ્યાં ભાવાત્મક કે કલ્પનાત્મક છે ત્યાં મનસુખભાઈની કલા ઓછી ઊતરતી નથી અને બોધને સમાવતા કાવ્યસૌન્દર્યની દષ્ટિએ ભગવદ્‌ગીતાનો આ અંશ લોકોત્તર અને હૃદયસ્પર્શી છે.

"હણાયે પામશે સ્વર્ગ, ને જીત્યે માણશે મહી,
તો હે કૌન્તેય! ઊભો થા, કરી યુદ્ધાર્થ નિશ્ચય." (૨–૩૦)
"સૌ મને સરખાં ભૂતો, વ્હાલું કે દવલું ન કો,
તો યે ભક્તિથી પૂજે જે મને તે મુજમાં વસ્યો,
ને હું યે તેમની મહીં." (૯–૨૯)

*

"ભલે હોય દુરાચારી મોટો, પાર્થ, તથાપિ જે
મને જ એકનિષ્ઠા ભજતો હોય, તેહને
સાધુ જ ગણવો; કાં કે એનો છે યોગ્ય નિશ્ચય." (૯-૩૦)
"શીઘ્ર એ થાય ધર્માત્મા ને પામે શાન્તિ શાશ્વત.
જાણી લે નક્કી કે નાશ મદ્‌ભક્ત પામતો નથી." (૯–૩૧)
"મનથી સર્વ કર્મોને સમર્પીને મને, તું થા
મત્પરાયણ ને મારામહીં ચિત્ત પરોવ તું,
સમત્વબુદ્ધિના યોગ તણો આશ્રય લેઈને." (૧૮–૫૭)
"અહંકારતણો લેઈ આશ્રય 'હું નહિ લડું,'

માને છે એમ તું, કિન્તુ વ્યર્થ આ તુજ નિશ્ચય.
જોતર્યે જ તને રહેશે તારો ક્ષાત્રસ્વભાવ ત્યાં." (૧૮-૫૯)
કહ્યું આમ તને પાર્થ! ગુહ્યમાં ગુહ્ય જ્ઞાન મેં,
પૂરેપૂરું વિચારી એ, લાગે જે યોગ્ય તે કર." (૧૮-૬૩)

આવું આવું સળંગ વાંચતાં સંસ્કૃત ભગદ્‌ગીતાનો જ સંસ્પર્શ થતો લાગે છે. સંસ્કૃત ભાષા માટે આપણો જે આદર છે, ગીતાનો મૂળ શબ્દ સંસ્કૃત વાણીમાં છે એવું જે શ્લાઘ્ય મમત્વ છે, તેને અળગાં રાખીએ તો આ ભાષાન્તરમાં કશી ઊણપ વરતાતી નથી. અને મધ્યમાધિકારી વાચક સારુ વધેલી સુગમતાનો વિચાર કરીએ તો તેનું મૂલ્ય વધે છે. અન્તમાં સમસ્ત સંસારપ્રપંચનું ભવ્ય કલ્પનાચિત્ર અને તે સાથે જોડાયેલું આત્મસિદ્ધિની તીવ્ર અભીપ્સાનું ભાવાલેખન, જેમાં ગીતા ખરેખર ઉપનિષદ થઈ જાય છે તે પ્રસ્તુત અનુવાદમાં માણી કશીક અશબ્દ ઊર્ધ્વગતિનો અનુભવ કરીએ–

'મૂળ છે જેનું ઊંચે ને શાખાઓ વિસ્તરી નીચે,
વેદો છે પાંદડાં જેનાં, એવા અશ્વત્થને કહ્યો
અવ્યય: એહને જાણે, વેત્તા તે વેદનો ખરો." (૧૫-૧)
"ઊંચે - નીચે તેની ફેલાઈ શાખા,
જે પામતી વૃદ્ધિ ગુણત્રયેથી,
ને કૂંપળો છે વિષયોની જેને;
અને નીચે પાર્થ. મનુષ્યલોકમાં
ફેલાયલાં છે મૂળ એહ વૃક્ષનાં
જોડાયલાં કર્મની સંગ છે જે." (-૧૫-૨)
પરંતુ જોવા મળતું ન એનું
સ્વરૂપ આવું અહીં, ના વળી મળે
આધાર, ના આદિ, ન અન્ત જેનો
છે મૂળ જેનાં દૃઢતાથી બાઝયાં
અશ્વત્થને એહ, અસંગરૂપી
સમર્થ આયુધથી છેદી નાખી,
અને વિચારી: 'શરણે જઉં છું.
હું તે જ સર્વાદ્ય પુરુષ કેરા,
પ્રવૃત્તિ જયાંથી પ્રસરી સનાતન." (૧૫-૩-૪)

## ગીત ☐ પ્રકાશ દવે

રેતીમાં કોતરેલું નામ હવે કોઈનેય કામમાં ન આવે તો કાંઈ નહીં;
પાંદડે લખેલું નામ છો ને વિસરાય; હવે પાંદડું સુકાયે તોય કાંઈ નહીં.

વાદળનો પરદો પથરાય તોય રંગમંચ
સૂરજની હાજરીથી છલકે;
ક્યાંક હવે પથ્થરનો ટુકડો થૈ બેઠો
એ ખરતો તારો ન લેશ મલકે.

સીમાએ ઝબક્યું એ વીજળીનું તેજ હવે દીવો થઈ ઝૂરે તો કાંઈ નહીં;
પાંદડે લખેલું નામ છો ને વિસરાય; હવે પાંદડું સુકાયે તોય કાંઈ નહીં.

દરિયાનાં પાણીને ખોબે ઉલેચી
મારી આંખનાં વેરાનમાં સમાવું;
તરસ્યાં હરણાંની આંખ ઝંખે એ મૃગજળને
આયનામાં કેમ કરી લાવું ?

હોઠેથી ઊડી ગયા ફૂલો એ વગડાની વેલને ય ફૂટે તો કાંઈ નહીં;
પાંદડે લખેલું નામ છો ને વિસરાય, હવે પાંદડું સુકાયે તોય કાંઈ નહીં.

KAVITA Regd. No. R.N. 16800/67



મારા વિચારોને બંધ મુઠ્ઠીમાં ઝાલેલ કાચની કણીઓની જેમ ભીંસું છું,
ચામડીની ભોગળો ભાંગે છે
અને એની ફડડાટી આંખોમાં ઘોડા દોડવી મૂકી છે.

બાળપણમાં થોરને બાથ ભરવી'તી તે અધૂરી રહી ગઈ;
જુવાની ફૂટી તો શેળાને મુઠ્ઠીમાં ફચડવો'તો,
અળા ખેતરની પોચી જમીન સંભોગવી'તી,
એટલે સ્તો
હાથમાં આવ્યું તેને વીંખ્યું, પીંખ્યું, ચાટ્યું, પલાળ્યું,
ફાડ્યું, ફોડ્યું, ઝોળ્યું અને ધરબ્યું માટીમાં.
આ જોરે તો આજ લગી પહેરી રાખી જિજિવિષા,
આણસાઈને ઝેરના પડીકા જેમ સંઘરી રાખી.

-જીવાતું જાય છે
બાઈબંધો મોઢે ચૂનો ચોપડી દીવાલોની હાંસી કરે છે,
અને કવિઓ/મારા વ્હાલા દોસ્તો/કફનના ભાગીદાર
વસૂકી ગાયોની જેમ પોતાનાં આંચળ ધાવે છે–
તેમ જીવાતું જાય છે.
મારો જીવ
જીભ વગરના બાળકની જેમ
ધૂળને ધાન ગણી ચાવે છે.
ધૂળ મોઢામાં
ધૂળ મારા પગમાં;
કોઈક છોડાવો મને–
મેં જેને કાગળની છબી ગણેલી એ આરસો
મારા લોહીમાં લબકારા લે છે.

ડિસે. ૧૯૭૧ -ગુલામમોહમ્મદ શેખ

## ફૂલનો ફટકો □ પ્રિયકાન્ત મણિયાર

ફૂલનો લાગ્યો ફટકો અમને ફૂલનો લાગ્યો ફટકો!
આભ ચડ્યાં ને આભ ઊતર્યાં વચમાં વીજનો ઝટકો!
આટઆટલાં રૂપ રૂપનાં વાદળ છાયાં એ તો એના લોચનનો છે લટકો!
અંધકારની કાળગઠ્ઠી અમે ઉઘાડી મઢીથી નીકળ્યો ચન્દ્રકિરણનો ફટકો!
મધ તો મીઠું, મધથી મીઠો અમને લાગ્યો મધમાખીનો ચટકો!
તમને મળવું એમ માનીને અમે તો રાખ્યો ખોવાવાનો ખટકો!
મ્હેંક મ્હેંક જો મળ્યો મોગરો ક્યાંય ન માનો ભલે છોડ્યો ભટકો!
ફૂલનો લાગ્યો ફટકો અમને ફૂલનો લાગ્યો ફટકો!



## આ ફૂલ કો'ક છલનાનું ☐ યશવંત ત્રિવેદી

આ ફૂલ કો'ક છલનાનું નામ તો ન હોય, મારા રાજા!?
તું વેદનાની ડાળ ઉપર બેઠો
બેઠો ને ગિયો આખ્ખી વસંતને આળોખી!
પછી પંખી તો ક્યાંક ગયું ઊડી
ઊડીને એના જળના રેલાએ રાત ડહોળી!

આ હોઠ જાણે હોય કો'ક સપનાના ડાઘ તાજા તાજા!
આ ફૂલ કો'ક છલનાનું નામ તો ન હોય, મારા રાજા!?

ફૂલતા આ વાંસકેરી ક્યાંક આરપાર
આરપાર મુને સૂરની અગન તું લગાડ
અલ્યા, છાતીના મોરલાને ત્રોફી
ત્રોફીને તું તો ટૌકાની ફોજને જગાડ!

આ ટૌકા નો હોય કો'ક પંખીઓના દેશવટા, રાજા!
આ ફૂલ કો'ક છલનાનું નામ તો ન હોય, મારા રાજા!?

## અતનુ ખેંચાણ ☐ રાજેન્દ્ર શાહ

ઘણું ઘણું કને આવી ક્યાંય જાય સરી.
જેટલી નિબિડ
પળ, અડોઅડ ભીડ;
તેટલી જ સ્મૃતિહીન ખાલી,
કરે કરની રકિતમ લાગે નહીં તાલી
અતીત ઉદીયમાન તો રે' કોણે ધરી?

સમયે વિરલ
નયને સમીટ કોઈ હેવાય નજર,—
હૃદય આકાશ, ખાલી, સહેજ સભર.
પુલકિત પ્રાણ
લહે અતનુ ખેંચાણ.
ઝંખન અગને જલે તૃપિત વિકલ.

સતત પ્રવાહ
કેટલે મારગ કેટલી યે વહે ધારા ...
બેઉ બાજુ આરા
પણ ક્યાં ય નવ ઠરે.
પદે પદે વળે એ ન દિશા કોઈ ધરે.
પ્રાણ ઝરે નિ:શ્વસન આહ.

કઈ ગમ મારી ય તે ગતિ?
નહીંને કારણ વેદનાનો સ્રોત સ્ફુરે?
પોકારું હું કોને તાર સૂરે
નિખિલ બ્રહ્માંડમહીં પલકમાં ઘૂમી
વેણ મારાં મને જ આવરી રહે ઝૂમી!
મારે જ વિરહે ઝૂરું એવી તે શી રતિ!

## વસંતસૂર્યમાં ☐ ઉશનસ

વસંત પ્રભાતનો સૂર્ય
મારી ઊંઘેટ્ટી આંખમાંથી અભ્યંતરે ડોકાઈને
જુએ છે તો મહીં એક મેઘધનુ ખેંચાયું છે!

કોડી તો
થઈ ગઈ છે ત્રિપાર્શ્વ હીરો
ઝલમલ! ઝલમલ!
માંસમજ્જાનું યંત્ર,
આ કાયા,
ચિત્ર ખચિત કોઈ કેલિડોસ્કોપનું
ક્ષણ ક્ષણ પ્રકંપિત તંત્ર!
—એક માયા!

આંતરડાંઓમાં
પતંગિયાં ને ભમરા!
રૂપ અને ધૂપ,
ધૂપ અને ધૂળ
ઊડાઊડ!
રગ રગ
લસરે સરિસૃપ્
શીળા શીળા ઉરગ,
અબોટ મન
તેજ અને પડછાયાથી ગૂંચવાયું
એક અડાબીડ ઘેઘૂર
વન;
અને વને અસ્લુસૂલ
ઝૂલે એક કોઈ
તાજું હજી અરધુંક ખૂલ્યું એવું એક
ઇચ્છાફૂલ.

☐

## શો ફાયદો ☐ જગદીશ જોષી

લીલાં પતંગિયાંને પાંખો ફૂટી
કે પછી ભૂરાં પતંગિયાંની પાંખો તૂટી
તે હવે તમને કહેવાથી શો ફાયદો?

ઉગમણી દશ કદી દીઠી નં'તી, ને અમે
આથમણે તાણી છે સોડ:
ઝંખ્યાને ઝૂરવાથી વળતું ન કાંઈ, છતાં
હરણાંના ચરણોથી હોડ!
નેણમાં વસેલ હવે આંધળો ઉજાગરો ને
મૃગજળનો ઝળહળનો વાયદો.

શેરીની કૂતરીને આવ્યાં ગલૂડિયાં ને
સાપણનાં ઈંડાં અનેક:
થાળી પીટાવીને ગામને બકોરો અને
ખારેકી કરજો વિવેક.
ફૂલડાંની ફોરમથી વણસે વનરાઈ, એવો
ક્યાંથી ઊઠાવ્યો તમે કાયદો?

વરસોનાં ઓરતાંની પાંપણ ખૂલે
કે પછી ડાહ્યાંઓ ડહાપણનો ઝાંપો ભૂલે
તે હવે તમને કહેવાથી શો ફાયદો?

## લીલી દ્રાક્ષ જેવી કોઈકની હયાતી છે □ સુરેશ દલાલ

કાંઠા પરનાં વૃક્ષો
જળમાં ઊગ્યાં છે કે વાદળમાં
એની વિમાસણ થયા કરે એમ
આકાશ અને સરોવર એક થઈ ગયાં છે!

સરોવરમાં કિરમજી રંગ
ભૂખરી છાયાની સોડમાં
સૂતો છે!
ક્યાંક બરફ પીગળે છે
બળતી મીણબત્તીની જેમ!
હવા એટલી ઠંડી છે
કે શિશુ જેવા શબ્દોને
કાનટોપી વિના બહાર પણ કેમ મોકલાય?

મોસમ અને મન બદલાયા કરે છે
ક્યારેક વનમાં નર્યો લીલો રંગ હોય છે
આટલી બધી લીલાશ જીરવાશે ખરી?
આટલાં બધાં ફૂલોને હળવેથી ઉઘાડીને
ઈશ્વર કયો પ્રદેશ ચીંધે છે
આપણી તરફ?

ડાળીઓ એકમેકમાં ગૂંથાઈ છે
ગૂંચવાઈ નથી.
અને
એટલે જ બે ડાળીના અવકાશની વચ્ચે
ઊઘડે છે
ઈશ્વરના આકાશનું ગુલાબ

લીલા લીલા ઘાસને પી પીને
આંખો ચકચૂર થઈ ગઈ છે.

લવારો કરતાં મારા શબ્દોને
હું લઈ જાઉં છું
લીલા રંગની રાવટીમાં!

□

તમારી હાજરીમાં
મારે બોલવું પડે છે ત્યારે
વાતો વાઘા પહેરીને આવે છે
પણ હું જ્યારે એકલો હોઉં છું
સાવ એકલો હોઉં છું
ત્યારે મારા શબ્દો પીગળે છે
બરફની જેમ, મીણબત્તીની જેમ!

ઝાકળનાં બિંદુઓએ ભેગાં મળીને
પાંદડા ઉપર આંસુઓનો મહેલ રચ્યો છે.
રાત પડે છે ત્યારે હું પોપચાં બીડું છું.
અને મારી આંખ મને મૂકીને
ચાલી જાય છે આંસુઓના મહેલમાં!

મારા શબ્દોએ સૂરજમુખી સાથે સંબંધ બાંધ્યો છે
અને મારી કવિતાએ રાતરાણી સાથે.
સૂરજમુખી અને રાતરાણી
આકાશ અને સરોવરની જેમ
એક થશે ખરાં?

શબ્દો અને કવિતાની વચ્ચે તો
હું છું, તમે છો, દિવસનો તાપ છે,
રાતનો સંતાપ છે, આયુષ્યનો થાક છે...
આ બધું જ –
બરફ અને મીણબત્તીની જેમ પીગળે તો
કદાચ
સૂરજમુખી અને રાતરાણીનું અદ્વૈત

આપમેળે રચાય!



મેં વહેતા ઝરણાંને જોયું
ત્યારે મને ખબર પડી
કે પહાડ પણ પીગળી શકે છે.
મેં ઝૂલતાં તરણાંને જોયું
ત્યારે મને ખબર પડી
કે ધરતી પણ પ્રકટી શકે છે!
મારા મૌનને જોઈને
તમે ક્યારેક એટલો તો અંદાજ કરો
કે મારા શબ્દો પહાડ થઈને પીગળ્યા છે!
ધરતી થઈને પ્રકટ્યા છે!
ઝરણાં કે તરણાં જેવા શબ્દોને
ધરાઈ ધરાઈને બસ જોયા કરો.
સોદાગરને ત્રાજવે તોલાઈ રહેવાનો
શબ્દોનો સ્વભાવ નથી!
વ્યવસ્થિત રીતે મુસાફરોને પહોંચાડતી
રેલ્વે લાઈન પાસે
આવું વૃક્ષ
ગુલમ્હોરથી સળગી ઊઠ્યું છે!
એકાદ શબ્દને પણ
આ ગુલમ્હોરની આગનો સ્પર્શ થાય તો–
કવિના શબ્દો કોન્વેન્ટમાં ઊછરી ન શકે.
કવિતાના શબ્દોનો માળો હોય છે
કોકિલની છાતીમાં
શબ્દોને ઈંટની જેમ ગોઠવું છું
તો વાક્યો રચાય છે
રેલવે લાઈન જેવાં.
અંધારી રાતે ઘણી યે વાર
મેં જોયાં છે
સળગેલાં ગુલમ્હોર જેવાં શબ્દો!



મારા શયનખંડમાં
ગ્રીસો છે, પુસ્તકો છે,
રેડિયોગ્રામ છે, મંદિર છે,
લીલી દ્રાક્ષ જેવી કોઈકની હયાતી છે,
દ્રાક્ષ અને રુદ્રાક્ષની વચ્ચે
કાર્ડિયોગ્રામ છે.
મારા શબ્દોની Pulse
Impulse
કવિતાનો શયનખંડ
મારા શબ્દો છે!

પૂર આવે છે ત્યારે
જળ અને જમીનનો ભેદ રહેતો નથી
સંબંધોની સમાધિ રચાઈ જાય છે.
બરફની ગુફામાં તાપણું કરીને
બેસીએ છીએ ત્યારે
હિમ અને અગ્નિનો અનુભવ થાય છે
અને આ અનુભવને તો
આપણે પ્રેમ કહીને ઓળખતા નથી ને!

પ્રેમ જેવો બદમાશ કોઈ શબ્દ નથી
ભલભલાને છેતરી જાય એવો નિર્દોષ
એનો ચહેરો છે.
ખંડિત સંબંધો અને પરંપરિત પ્રેમ–
ભૂખરી છાયા અને કિરમજી રંગ
સોળ વરસની ઉંમરથી લાગેલો છંદ–
મરી જવાનું મન થાય એવી સૂમસામ
સાંજ છે!



આટલા બધા તારાને હળવેથી ઊગાડીને
ઈશ્વર કયો પ્રદેશ ચીંધે છે.
આપણી તરફ?

ફેબ્રુઆરી, ૧૩, ૧૯૭૫

સ્નેહી ભાઈ સુરેશ,

ફ્રૉસ્ટે કહ્યું છે, 'Poetry is that which gets lost from verse and prose in translation' (કવિતા એ ચીજ છે જે એના પદ્ય અને ગદ્ય અનુવાદમાંથી અદૃશ્ય થાય છે.) એનું કારણ એ છે કે કવિતા એ Sonal art(અવાજની કળા) છે અને કવિતામાં જે ભાષા હોય છે એમાં શબ્દના પ્રત્યેક અવાજ – મૌન સુધ્ધાં–નો મહિમા હોય છે. કવિતામાં જે ભાષા હોય છે તે tonal language – અર્થની સાથે સાથે જેમાં અવાજ પણ અર્થ જેટલો જ મહત્ત્વનો છે એવી ભાષા – હોય છે. મૂળ કાવ્યમાં જે શબ્દો જે ક્રમમાં હોય એથી એમાંથી જે અવાજ – સ્વરવ્યંજનસંકલના, આરોહઅવરોહ, દ્રુતવિલંબિત ગતિ, લય, આદિ – પ્રગટ થાય એ જ અવાજ એના અનુવાદમાં જે શબ્દો જે ક્રમમાં હોય એમાંથી પ્રગટ ન જ થાય. વળી મૂળ કાવ્યમાં શબ્દોનો જે અર્થ હોય એ જ અર્થ અનુવાદમાં પ્રગટ કરવો હોય તો વારંવાર અનુવાદમાં શબ્દોની સંખ્યામાં વૃદ્ધિ-અપવૃદ્ધિ દ્વારા જ શક્ય હોય છે. વળી મૂળ કાવ્યમાં શબ્દોમાં જે કલ્પન, પ્રતીક, પુરાકલ્પન, શ્લેષ, ઉપમા, ધ્વનિ, અન્ય અલંકારો આદિ હોય છે એ અનુવાદના શબ્દોમાં શક્ય ન પણ હોય. એથી મૂળ કાવ્યમાં જે કવિતા હોય છે તે અનુવાદમાંથી અદૃશ્ય થાય છે. મૂળ કાવ્યમાં જે કવિતા હોય છે તે એના શબ્દોમાં હોય છે. અનુવાદમાં એ શબ્દો અદૃશ્ય થાય એની સાથે જ એ કવિતા પણ આપોઆપ અદૃશ્ય થાય છે. એથી-સ્તો ઇટાલિયન ભાષામાં અનુવાદક (traduttore) એ દ્રોહી (traditore) છે એવો શ્લેષ પણ થયો છે. મૂળ કાવ્યથી અનુવાદ વધુ સુન્દર છે એવું જ્યારે લાગે ત્યારે વહેમ આવવો જોઈએ કે અનુવાદ જૂઠો છે, મૂળ કાવ્યના સત્યને વફાદાર નથી. આમ, અનુવાદ મૂળ કાવ્યના સત્યને વફાદાર હોય અને સ્વયં સુન્દર કાવ્ય પણ હોય એ એક વિરલ, લગભગ અશક્ય ઘટના છે.

'કવિતા'ના રૉબર્ટ ફ્રૉસ્ટ વિશેષાંકમાં ફ્રૉસ્ટનાં કુલ ૩૭ કાવ્યોના કુલ ૫૬ અનુવાદો છે. (કોઈ કાવ્યના ૭, કોઈના ૬, કોઈના ૩, કોઈના ૨ અનુવાદો પણ છે.) એમાંથી જે અનુવાદમાં મૂળ કાવ્યના સત્ય અને અનુવાદમાંના સુન્દરની વચ્ચે ઓછામાં ઓછો વિસંવાદ પ્રગટ થયો હોય એવો એક અનુવાદ પસંદ કરું છું. અને તે છે સિતાંશુ યશશ્ચંદ્રનો અનુવાદ 'બ્રહ્માંડમાં ભૂલા પડેલા માણસની કથા' (Lost in Heaven).

'કવિતા'નાં કુશળ ઇચ્છું છું.
તમે પણ કુશળ હશો.

સ્નેહાધીન,
નિરંજન ભગતના વન્દે

## ફ્રોસ્ટની કવિતાના અનુવાદો ☐ જયંત કોઠારી ☐ ધનંજય પંડ્યા

**મ**હાન કવિ રોબર્ટ ફ્રોસ્ટની જન્મશતાબ્દી નિમિત્તે 'કવિતા'ને ફ્રોસ્ટને તેમનાં કાવ્યોના અનુવાદ દ્વારા રજૂ કરવાનું સૂઝ્યું તે જ એક અભિનંદનીય ઘટના છે અને તેમાં પણ એક કાવ્યના એકથી વધુ અનુવાદો આપવાની યોજના ખાસ ધ્યાન ખેંચે તેવી છે. રોબર્ટ ફ્રોસ્ટની કવિતા બાહ્ય રીતે સરળ શૈલીવાળી કહેવાય તેવી કવિતા છે. એના તાત્પર્યને લક્ષમાં રાખીને મકરંદ દવેની જેમ મુક્ત અનુવાદ કરવાનો હોય તો જુદી વાત છે. પરન્તુ એવી કવિતાના શબ્દશઃ અનુવાદમાં વૈવિધ્ય અને તુલનાને ભાગ્યે જ અવકાશ રહે. આ પ્રયોગની એ દૃષ્ટિએ કાર્યસાધકતા વિચારવા યોગ્ય છે.

'કવિતા'નો આ અંક પ્રથમ દૃષ્ટિએ તો ખૂબ આકર્ષક લાગે છે. ફ્રોસ્ટના કેટલાંક સુંદર કાવ્યો વાંચ્યાનો આનંદ તેમાંથી મળી શકે તેમ છે. પરન્તુ અનુવાદોને જ્યારે મૂળ કાવ્યો સામે રાખીને ઝીણવટથી તપાસીએ ત્યારે જ એ કાવ્યોનું તાત્પર્ય અને સૌંદર્ય અનુવાદોમાં ખરેખર કેટલું ઊતર્યું છે તે કહી શકાય. આ રીતે તપાસતાં ઘણાં બધાં સ્થાનો એવાં મળે છે જ્યાં અનુવાદ કાં તો ખોટો અથવા કાવ્યના તાત્પર્યને અનુરૂપ નથી- અને અનુવાદની કેટલીક શિથિલતાઓ સરતચૂકને કારણે આવી હશે પરન્તુ કેટલીક શિથિલતાઓ તો એવી છે કે જેમાંથી અનુવાદકની અંગ્રેજી ભાષાની અને આ કવિતાની ગેરસમજ પણ કારણભૂત હોય તેવું લાગે છે. આ હકીકત નોંધપાત્ર એટલા માટે છે કે અનુવાદકો આપણા જાણીતા કવિઓ અને અભ્યાસીઓ છે.

હવે આપણે અનુવાદમાં રહેલી કેટલીક ભૂલો અને અશુદ્ધિઓ ક્રમવાર તપાસીએ :

(૧) 'મેન્ડિગ વોલ'ના શ્રી જગદીશ જોષીના અનુવાદમાં પૃ. ૪ પર 'આના કરતાં લવલેશ વિશેષ નહીં' એવી પંક્તિ છે. મૂળ અંગ્રેજી પંક્તિ છે : 'it comes to little more' ખરેખર અનુવાદમાં નિષેધ ખોટો જ ઉમેરાયો છે કેમકે સંદર્ભ જોતાં એ પંક્તિનો આવો અર્થ સ્પષ્ટ સમજાય છે : 'વાત આના કરતાં જરા વિશેષ છે.'

(૨) આ જ અનુવાદમાં 'doesn't love' ને માટે આરંભમાં 'નેહ નાતો નથી' એવો અનુવાદ આપ્યો છે. જ્યારે પછીથી 'વધાવતું નથી' એવો અનુવાદ આપ્યો છે. એક જ પંક્તિના આવા બે અનુવાદો કરવાનું ઉચિત નથી એટલું જ નહીં, બીજા અનુવાદમાં અર્થચ્છાયા પણ ફરી જાય છે.

(૩) એ જ અનુવાદમાં 'elves' નું 'ભૂતપલિત' કર્યું છે તે બરાબર નથી. 'તોફાની નાનકડી પરીઓ' એવો કંઈક અનુવાદ કરવો જોઈએ. ઉપરાંત નીચેની પંક્તિઓમાં પણ અર્થની ગેરસમજણ રહેલી છે.

'મારું ચાલે ને તો હું એને 'ભૂતપલિત' કહું,
પણ ખરેખર તો એમ પણ નહીં, છતાં હું તો ઇચ્છું
કે એ પોતે જ પોતાને 'ભૂતપલિત' કહે.'

કાવ્યનો સંદર્ભ તપાસતાં સમજાય છે કે કવિ પોતાના પડોશીને 'elves' કહેતાં નથી. 'elves' બહુવચનમાં છે એ જ બતાવી આપે છે. પરંતુ એવું કંઈક છે કે જે વંડીને ઇચ્છતું નથી તેને કવિ 'elves' તરીકે ઓળખાવવા ઇચ્છે છે અને વધુમાં પડોશી જાતે જ આ વાત કહે તેમ કવિ ઇચ્છે છે.

(૪) 'Dust of Snow'ના અનુવાદમાં શ્રી પ્રકાશ દવેએ 'rue' શબ્દને 'પ્રાયશ્ચિત્ત' કરવું' એ અર્થમાં લીધો છે પરન્તુ એ શબ્દના બીજા પણ અર્થો છે – ઉદાસ હોવું કે અફસોસ કરવો. કાવ્યનો સંદર્ભ સ્પષ્ટપણે દર્શાવે છે કે દિવસ ગમગીનીમાં વીતેલો તે મિજાજનું પરિવર્તન કવિ વર્ણવી રહ્યા છે.

(૫) "Acquainted with the Night"ના અનુવાદમાં શ્રી ઉશનસે "Watchman on his beat"નું 'ધડકતા પ્રહરી' કર્યું છે તે ખોટું જ છે. અન્ય અનુવાદકોએ 'પહેરો ભરતા ચોકીદાર' એવું કર્યું છે તે બરાબર છે. શ્રી. ઉશનસે "dropped my eyes" નો અનુવાદ 'આંખો મીંચી ગયો છું.' એમ કર્યો છે તે પણ કાવ્યના સંદર્ભમાં ઉચિત નથી. બીજા અનુવાદોએ 'આંખોને ઢાળી દીધી છે.' એમ કર્યું છે તે બરાબર છે.

(૬) એ જ કાવ્યના અનુવાદમાં 'unwilling to explain'નું શ્રી શિવકુમાર જોષીએ 'ફોડ પાડવા અક્ષમ છું હું' એમ કર્યું છે તે ખોટું છે. અન્ય અનુવાદકોએ 'ખુલાસો કરવાની અનિચ્છાથી' એવો અર્થ કર્યો છે તે બરાબર છે.

(૭) એ જ કાવ્યના અનુવાદમાં 'cry' શબ્દનો અર્થ શ્રી જયંત પાઠક, શ્રી શિવકુમાર જોષી અને શ્રી ઈન્દુકુમાર ત્રિવેદીએ 'ચીસ' કર્યો છે. બીજા ત્રણ અનુવાદકોએ 'અવાજ' કે 'સાદ' અર્થ કર્યો છે. આ બીજો અર્થ જ કાવ્યના વર્ણન સાથે બંધ બેસે છે કેમકે પાછા બોલાવવા માટે કે વિદાય આપવા માટે ચીસ હોઈ શકે નહીં. માટે જ 'interrupted cry' એટલે 'ચહેરાયેલી' કે 'ગૂંગળાવી દેવામાં આવતી' કે 'વિદારક' ચીસ એમ નહીં પણ 'અટકી અટકીને આવતો અવાજ' એમ કરવું જ યોગ્ય છે.

૮ 'The Gift outright' નો શ્રી સિતાંશુનો અનુવાદ અપૂર્ણ છે એટલું જ નહીં પણ મૂળ કાવ્યના ચાલુ વાક્યની અધવચ્ચે જ એમણે પોતાનો અનુવાદ પૂરો કર્યો છે. આમ કેમ બન્યું હશે તે કોઈ રીતે સમજમાં ઊતરતું નથી.

આ કાવ્યના શીર્ષક (The Gift outright) નો જ શ્રી સિતાંશુ યશશ્ચન્દ્ર નો અનુવાદ ભૂલભરેલો જણાય છે. 'Gift' એટલે 'વરદાન' નહીં પરંતુ 'ભેટ' કે 'બક્ષીસ' અને 'outright' એટલે 'વણવપરાયેલું' નહીં પણ 'સંપૂર્ણ' કે 'નિઃશેષ'. કાવ્યનું તાત્પર્ય જોતાં 'નિઃશેષ સમર્પણ' એવો અનુવાદ વધુ યોગ્ય લાગે છે.

કાવ્યના અનુવાદ દરમિયાન 'Possessed' શબ્દના તેમણે જુદા જુદા અનુવાદો કર્યા છે: 'પ્રવેશવું, 'વિવશ હોવું' વશમાં હોવું' વગેરે. આવા જુદા જુદા અનુવાદો કરવા માટે કોઈ કારણ જણાતું નથી. ઉપરાંત 'વિવશ હોવું' ને તેમણે 'પરવશ હોવું' ના અર્થમાં વાપર્યું છે જે ભૂલભરેલું છે.

"Possessing what we still were unpossessed by" નો શ્રી સિતાંશુએ કરેલો અનુવાદ 'આપણે એ ભોમકામાં પ્રવેશી ચૂક્યા હતા જે ભોમકા આપણામાં નહોતી પ્રવેશી શકી' તો આપણને કાવ્યના તાત્પર્યથી ઊલટી જ દિશામાં લઈ જાય તેવો થઈ ગયો છે. કેમકે કવિ ભૂમિ સાથેના આત્મીય સબંધનો અભાવ દર્શાવવા માગે છે અને 'ભોમકામાં પ્રવેશી ચૂકયા હતા' એનાથી ઊલટો અર્થ બનાવતી રચના છે. તદ્‌ઉપરાંત 'withhold' નો અર્થ તેમણે 'હિચકિચાટમાં' કર્યો છે તે પણ ખોટો છે

(૯) 'Epitaph' નો અનુવાદ શ્રી ઉશનસે 'કરુણ પ્રશસ્તિ' કર્યો છે. દેખીતી રીતે જ આ અનુવાદ ખોટો છે. 'કરુણ પ્રશસ્તિ' એટલે તો 'Elegy'. જ્યારે 'Epitah' એટલે મૃત્યુલેખ—કબર પરનો લેખ.

(૧૦) 'Design' કાવ્યના અનુવાદમાં શ્રી દિગીશ મહેતાએ dimpled spider નું 'ભીંગડાભર્યો કરોળિયો' અને શ્રી દિનેશ દલાલે 'ખંજનિયાળો કરોળિયો' કર્યું છે dimple એટલે ગાલમાં પડતાં ખાડા— ખંજન —એટલે dimple નું ભીંગડાભર્યો' તો કેવી રીતે થાય. જ્યારે ખંજનિયાળો તો બહુ શબ્દશઃ અનુવાદ કહેવાય. કદાચ ટાંચટૂંચ ભર્યો' કે એવો કંઈ અર્થ અભિપ્રેત હોય.

એ જ કાવ્યના અનુવાદમાં 'blight'નું શ્રી દિગીશ મહેતાએ 'ખુવારી' અને શ્રી દિનેશ દલાલે 'વિનાશ' કર્યું છે. "death"ની સાથે 'વિનાશ' તો બિન-જરૂરી લાગે, 'blight' છોડવાઓમાં થતો એક પ્રકારનો રોગ છે. કાવ્યના સંદર્ભમાં એ રુગ્ણતાનો અર્થ સૂચવે છે એ બંધબેસતું લાગે છે.

(૧૧) 'A Mood Apart' ના અનુવાદમાં આ શબ્દોનું ભાષાન્તર શ્રી નલિન રાવળે શીર્ષકમાં 'જુદી જ મસ્તી' અને કાવ્યમાં અન્યત્ર 'મશગૂલ મન' એમ બે જુદી રીતે કર્યું છે તે યોગ્ય લાગતું નથી.

(૧૨) 'Tree At My Window' ના અનુવાદો પ્રમાણમાં ઘણાં નબળા છે. એ કાવ્યમાં 'thing next most diffused to cloud' નો અનુવાદ શ્રી

રમેશ જાનીએ 'પાસેનું કશુંક ઊંચે વાદળ સાથે સેળભેળ બની એકાકાર બની ગયું' એવો, શ્રી નલિન રાવળે 'ઝાંખી બને પાસેની વસ્તુ' એવો અને શ્રી પ્રબોધ જોષીએ 'પછીની વાત વાદળ જેમ વિખરાયેલી' એવો કર્યો છે. આ ત્રણેય અનુવાદો ખોટા છે. વૃક્ષ વિષેનું આ વર્ણન છે અને તેને લગભગ વાદળ જેટલી ફેલાયેલી વસ્તુ ગણવામાં આવી છે. અનુવાદકોને 'next' નડ્યું છે.

આ જ કાવ્યમાં ' 'taken and tossed' તથા 'taken and swept'નો શ્રી નલિન રાવળે 'લાસ્યમય રૂપ' એવો અનુભવ કર્યો છે તે કાવ્યના ભાવથી ઊલટો જ છે. આ તો ઝંઝાવાત દરમિયાન કવિના જોવામાં આવતા વૃક્ષના રૌદ્ર રૂપની વાત છે. નહીં કે લાસ્ય રૂપની. પ્રબોધ જોષીએ કરેલા અનુવાદો 'ક્યારેક ઉઠાવી જવાતું તો ક્યારેક કોઈક હાથોમાં ઊછળતું' 'અપહરણ કરે જવાતો, ઉશેટાઈ જતો'—બહુ સ્થૂળ, શબ્દશઃ અને હાસ્યાસ્પદ અનુવાદો છે. શ્રી જાની તથા શ્રી જોષી આ પ્રયોગોને રૂઢિપ્રયોગો તરીકે જોવામાં નિષ્ફળ ગયા છે.

(૧૩) 'The Pasture' કાવ્યમાં શ્રી નિરંજન ભગત અને શ્રી ઉત્પલ ભાયાણીએ 'clear' ને વિશેષણ ગણ્યું છે જ્યારે વાસ્તવમાં એ ક્રિયારૂપ છે. 'wait to watch the water clear' એટલે 'પાણીને અવરોધ વિના વહેતું જોવા રોકાવું' એવો ભાવ છે. નહીં કે 'કચરો કાઢી નાખતાં ચોકખું થયેલું પાણી જોવા રોકાવું' એવો અર્થ.

(૧૪) 'After Apple Picking' ના અનુવાદમાં 'pick' નો અર્થ શ્રી જગદીશ જોષીએ 'સંઘરો કરવો' એવો કર્યો છે તે બરાબર નથી 'Pick' એટલે ચૂંટવું અથવા તો વીણવું.

(૧૫) 'Neither out far nor in Deep' નો શ્રી ચન્દ્રકાન્ત બક્ષીનો અનુવાદ ઘણી ભૂલોથી ભરેલો અને સ્વચ્છંદી છે. 'The wetter ground like glass' નું 'કાચની રેતી પર ચમકતી ભીનાશ' 'Slanding gull' નું ઊપસેલી બતક' 'the water comees ashore' નું 'પાણી કિનારા ઉપર પકડઈ જાય છે', અને 'watch'નું 'આશા'—આટલાં ઉદાહરણો એ બતાવવા માટે પર્યાપ્ત છે.

(૧૫) 'Come In' કાવ્યના અનુવાદમાં ત્રીજી કડીમાં અસ્ત પામેલા સૂર્યનું છેલ્લું કિરણ એક વધુ ગાન સાંભળવા માટે હજુ પૃથ્વી ઉપર રહ્યું છે એવી કલ્પના છે. એને બદલે શ્રી યોસેફ મેકવાને 'સૂર્યનાં કિરણો ડૂબી ગયાં અને પંખીનું ગાન હજુ પૃથ્વી પર રહ્યું' એવો અર્થ કર્યો છે જ્યારે શ્રી હરીન્દ્ર દવેએ છેલ્લા કિરણને ગીત થઈને જિવાતું વર્ણવ્યું છે. શ્રી મેકવાન બે વાતને જોડી શક્યા નથી અને શ્રી દવે

કવિની કલ્પનાને આગળ લઈ ગયા છે જે ઊચિત છે કે કેમ તે એક વિચારણીય મુદ્દો છે.

આ અનુવાદોમાં ચર્ચાસ્પદ અને અસ્વીકાર્ય લાગે તેટલા આ સિવાય પણ ઘણાં સ્થાનો છે. અહીં તો સહેલાઈથી ચર્ચી શકાય તેવાં કેટલાંક સ્થાનોનો નમૂનારૂપે નિર્દેશ કર્યો છે. પણ આટલું અવલોકન પણ આપણી અનુવાદપ્રવૃત્તિ વિષે વિચાર કરવા પ્રેરે તેવું છે. હમણાં હમણાં આપણે ત્યાં પરભાષાના સાહિત્યનો રસ ઘણો વધી રહ્યો છે અને એને અનુવાદ રૂપે ગુજરાતીમાં લાવવાનો ઉત્સાહ પણ દેખાય છે. એ વખતે આ અનુવાદની પ્રવૃત્તિ ખરા રસ અને ખરી સમજથી કેટલે અંશે થાય છે અને કેટલે અંશે દેખાદેખી કે ડોળથી કે ફેશન ખાતર થાય છે એ તપાસવું અનિવાર્ય બની જાય છે, આવી તપાસ થતી રહેશે તો પરભાષાના સાહિત્યને ન્યાય થશે અને એ સાહિત્યની આપણી જાણકારી અર્થપૂર્ણ બનશે. *

---

* આ નોંધ સાથે બધે જ તંત્રી સહમત છે એવું નથી. પણ આનંદ એ વાતનો છે કે 'કવિતા' આટલી ઝીણવટથી વંચાય છે. આ નોંધ વિચારણા માટે છે, ચર્ચા માટે નથી. —**તંત્રી**

## મુક્તિ ☐ વિપિન પરીખ

દવાઓની શીશીઓનો આધાર લઈ ટકી રહેતી જિંદગી નથી ગમતી.
મારા જ સ્વપ્નાં બિહામણાં કૂતરાંની જેમ મને કરડે નહિ તેથી
ઘેનમાં પડી રહેવું મને ગમતું નથી.
આ પગનાં તળિયાંને લીલા ઘાસની સ્મૃતિ સતાવે છે.
મારી આંખો બેચેન છે— ચોરસ આકાશનાં બટકાથી એને સંતોષ નથી થતો.
'આ ૧૦ નંબરનો ગયો–૧૩ નંબર Serious છે,'
મને નથી ગમતી આ ઉદાસ વાતોની અવરજવર.
મને નથી ગમતી ડૉકટરોની ઠંડી ઉતાવળ,
સમયની ભૂતાવળ–સફેદ વસ્ત્રોની દોડાદોડી–
આ કલૉરોફોર્મની ગંધ–આ ઈથરની વાસ
મને બેહોશ કરે છે આ બિછાનાનો સફેદ કારાવાસ!
મને છૂટો કરો આ હૉસ્પિટલની પીળી ભીંતોથી.
મારે શ્વાસ લેવો છે.

## શ્રાદ્ધ ☐ મેઘનાદ ભટ્ટ

‘ટાઈમ્સ’ની ‘ડેથ કૉલમ’માં મારું નામ તમે વાંચ્યું હોય
તો
એને એક અકસ્માત યા છાપભૂલ નહીં માનશો.
વિધાતા મારી મૃત્યુતિથિ નોંધવાની ભૂલી ગઈ ન્હોતી
પણ
જીવનલેખ લખતાં ક્યારેય ન થાકતાં વિધાત્રીએ
મારો મૃત્યુલેખ લખતાં થોડો આંચકો અવશ્ય અનુભવ્યો’તો.
અને એમાં એનોય શો વાંક?
એમ તો મેં જાતે જ મારા મૃત્યુના છોડને દૂધ પાઈને ઉછર્યો છે.
મૃત્યુના છોડમાં જીવનની જે લીલેરી કૂંપળો મેં જોઈ
(એમાં તમને મારો વાંક લાગે તો ભલે)
હું એને અવસાનની મારી આગવી રીત સમજું છું!
જેઓ મારા મૃત્યુ માટે જવાબદાર છે
તેમનું નામ
છાપાના કોઈ ખૂણેખાંચરેય જોવા ન મળે
તો એનેય છાપભૂલ યા અકસ્માત નહીં સમજશો –
– એ તો મારા ‘મિત્રો’ને મેં આપેલું જીવતદાન છે.
મારા અવસાનનો શુભ અવસર ઉજવવાની એ મારી અનોખી રીત છે.

## કહ્યું ☐ ઘનશ્યામ પરીખ

વંટોળથી વિખૂટી પડેલી
થર થર કાંપતી
સાગરની રેતીએ
કહ્યું ;
“અમે શબ્દકોશના વેર વિખેર થઈ ગયેલા શબ્દો
અમને લયબદ્ધ કરી
ગીતનો આકાર આપશો?

## ગીરવી સંસાર □ પદ્મા સચદેવ □ અનુ : મહેશ શાહ

[ ડોગરી કાવ્ય ]

મને ગમે છે ખૂબ જ કૂવા
શાંત તળાવ અને સરોવર એવાં કે
જેનાં પાણીમાં હો એવી સત્તા જે પોતાના કોરા
તન પર અન્યતણું મુખ આબેહૂબ ઉતારે

જ્યારે પણ મેં ઊંડા કૂપ મહીં જોયું છે
ત્યારે મારું મુખ
તારી છાયા જોડે હું જોઈ શકી છું.
રોમ રોમ જેના બાહુમાં હો આતુરતા ને
લોચનમાં શકિત-કૂવો એકસામટો
ગટગટાવતાં ગળી જવાની અને ટેરવાં
આંગળીઓનાં તરસ્યાં એવાં ખૂબ,
અને નાડીમાં
ધસમસ ધસમસ સડસડાટ હો વ્હેણ
છાતીનો લાવા ઊકળી જાણે હમણાં વિસ્તરવાનો
હોય એમ કોઈને લાગે.

એ છાયા મારી છાયામાં એક્લીન કરવાનો
જ્યારે યત્ન કર્યો મેં
ત્યાં જ કોઈકે કંકર ફેંકી પાછો
ગોળ, ગોળ ને ગોળ વમળમાં
મારો એ સંસાર મુકાવી દીધો
ગીરવી.

ઊભી થઈને ખાલી વાસણ
ભરી લઈ હું
ધીરે ધીરે કેડી પર પગલાં ભરતીકને
ચાલી ઘરની વાટે.

## દુષ્કાળની ગઝલ □ ભગવતીકુમાર શર્મા

ચોક આષાઢી ટહુકાનો દુષ્કાળ છે;
મોરના કંઠમાં ચૈત્રની ગાળ છે.

શ્વાસ બરફાળ છે, વાટ વિકરાળ છે;
પાંદડે પાંદડું આજ પથરાળ છે.

કોઈ શેઢેથી પગરવ નથી ફૂંકતો;
સાવ ખાલી પડી પીળી પરસાળ છે;

વાડ પર છાંયડાઓ ય લથડી પડયા;
થોરના શબ્દમાં આભનું આળ છે.

તૃણના સ્કંધ પર છે મડું વ્યોમનું;
સુક્કા બાવળ ઉપર સિદ્ધ વૈતાળ છે!

શિંગડીઓથી વીંધાયો ગોરજ - સમય;
દાંટડીઓમાં ગોઝારી ઘટમાળ છે

કોરી આંખોનો ખાલીપો લૂછયો હતો;
લોહીભીની છતાં હાથની ચાળ છે.

## અંકુર ☐ રમેશ જાની

ધરતીકંપથી
ધણધણી ઊઠીને
નીચે પછાડ ખાઈને
તૂટી પડેલા
આ પહાડની તિરાડમાંથી
કોણ જાણે કઈ રીતે
બહાર ડોકું કાઢીને
ભય અને વ્યથાથી
મીંચાઈ ગયેલી પાંપણોને
ઊંચી કરીને
પેલા લીલુમડા અંકુરે
ચારે તરફ જોયું હશે?
– પછી તો
ક્યારે એણે સૂર્યના
કરસ્પર્શે
લજ્જાથી નયનો ઢાળી દીધાં
અને કપોલ પર
આછો ગુલાબી રંગ
ફેલાવી દીધો હશે,
એની તો
એને પોતાને ય
ખબર નહીં રહી હોય!

## ક્યાં છે? ☐ કુમુદ પટવા

આંસુઓનાં પડે પ્રતિબિંબ
એવાં દર્પણ ક્યાં છે?
કહ્યા વિનાયે સઘળું સમજે
એવાં સગપણ ક્યાં છે?

## અભયારણ્યને ☐ ભાનુપ્રસાદ પંડ્યા

ઊજવો નૂતન ભાગ્યનો ઉદય
અરણ્યો! તમે હવે અભય!
'ભયાનક', 'અઘોર', 'ગીચ', 'અડાબીડ'
એ ગાળ બધી ગઈ.
કેવી હતી આડેધડ ઊગવાની આદત?
એ ય આમ જતી રહી!
હવે વાંકીચૂંકી કેડીઓને સંકેલી
વીંટાળીને ખીંટીએ લટકાવો
પર્વતો, ટેકરીઓ,! સરખા-સમા
પલાંઠી વાળીને બેસો,
કાલે તો અહીં નીકળશે
સીધા ને સુંવાળા રસ્તાઓ
નેસડાંને 'ખો' દઈને બિરાજશે
અહીં આરામગૃહોનો વૈભવ.
સ્ટેન્ડપોસ્ટ ને ચોકીને જોઈ
ભાગતો ફરશે ખુદ ભય!
ના, ગભરાશો મા વનપશુ!
કોઈનો ય વાળ વાંકો નહિ થાય
રોગ હશે તો ગુફાઓને રહેઠાણોમાં
છંટાવી દઈશું વારંવાર
જંતુનાશક દવાઓ
નદી કે ઝરણાં ભલે સુકાય
બાંધી દઈશું ઠેર ઠેર પિયાવા.
કોઈને ભૂખે નહિ મરવા દેવાય
કરી નાખશું નિયમિત
ઘાસ અને શિકારનું રેશનિંગ,
નિયત કરી દઈશું અરે
ત્રાડ પાડવાનો ય સમય.
તમે હશો વિશ્વની દર્શનીય ધન્યતા,
તો હરખાવું ઘટે, વન્યતા!

## નભેથી ત્યાં તો કંઈ ☐ જગદીશ ત્રિવેદી

ફર્યો ક્યાં ક્યાં કાંઈ ખબર નથી : આજે વરસ કૈં
વીત્યા કેડે આવ્યું ઘર સ્મરણમાં—ને સ્વજન સૌ;-
—કરેલી તો ખાસ્સી નગરનગરે શોધ ઘણીયે-
પરંતુ જ્યાં મારી નહિ જ મુજને ભાળ...

અને કૈં આજે તો સ્મરણ-નભ એવાં વરસિયાં-
લઉં ગાડાકેડી ઘર તરફની મંદ પગલે;
ઉરે ઊર્મિઓનાં પડળ પીગળે- શું ય પ્રગટે-
અને સંધ્યાકાળે સીમ નીકટ આવે વતનની!

પખાળું થાકેલાં ચરણ સીમ—કાસાર—જલમાં,
પછી ધીરે ધીરે ચરણ ઊંચકું માઢ પ્રતિ, ને
નિહાળું અંધારે મુજ કુટિરનાં દ્વાર ચમકે,
ટકોરો મારું ને તરત ઊઘડે દ્વાર, દીવડો
ધરી ચ્હેરા સામે પરિચય લહી—લીધ ઘરમાં!
કશું ના બોલ્યું કો નજર સહુની એક થઈ જ્યાં
નભેથી ત્યાં તો કૈં ધવલ વરસ્યાં પૂર જલનાં!

## હાઈ-વે પરની બત્તીઓ ☐ મકરન્દ દવે

બેઉ બાજુ અહીં બદ્ધ ભૂમિ પરે
તેજનાં પંખીઓ પાંખ વીંઝી રહ્યાં,
માર્ગ સામે પડ્યો, ને છતાં માર્ગ ક્યાંયે નહીં,
કેટલાં રાત-દિન વાટ જોતાં વહ્યાં!

નેન નીચાં કરી, પાંખ નીચે નમાવી અને
સૌ નિહાળી રહ્યાં શ્યામ આસ્ફાલ્ટના આયને.

## ☐ પન્ના નાયક

તરફડાટ એટલે ...?
તમે કહેશો
જલ બહાર આણેલા
કોઈ મીનને પૂછી જુઓ!

પણ
ઘૂઘવતા ઉદધિની ભીતર
જે
કોરું કોરું તરફડે
એને
તમે શું કહેશો?

☐

હાથમાં હાથ
... પણ વિખૂટા થતા,
હોઠ પર હોઠ
... પણ સ્પર્શરહિત થતાં,
આલિંગન પણ છેલ્લું
અલગ પડવાનું ...
એક કેડીને બે ડાળીઓ
જુદાં જુદાં ફૂટતાં
પગલાંનાં પાંદડાં –
ઓસરતી સંધ્યામાં
બાજુનું તળાવ
જાણે સમગ્ર વાતાવરણનું
બોર આંસુ ...

## ટ્રેન □ નલિન રાવળ

રુગ્ણ શહેરના હૃદય સમા સળંગ હાંફતા પડેલ સ્ટેશને
ખદબદી રહી નર્યા અવાજથી સ્હવાર
કોઈ ક્રૂર પ્રાણીના સમી
ચીરી રહી –
પડેલ પ્લેટફોર્મના ખૂણે –
ભિખારીના બચેલ કોઈ સ્વપ્નને તીણા ન્હોરથી,
હું
જોઉં ના ન જોઉં
ત્યાં જ
લોકના ધસ્યે જતા ઊંડા પ્રવાહમાં તણાંઉ ક્યાંક
આંખ હાથ મેં પગો મહીં સહુની સાથ,
ખોળતો રહું
હું
ટ્રેન
ફૂટ બોર્ડ-બારીઓ-છતે-બધે જીવાત જેમ લોક ચોંટતું,
ભલે મરાય તોય ક્યાંક તો જવાય,
જવાય?
ક્યાં જશો તમે? (અને મનેય હું પૂછું: અલ્યા,
તું યે જઈશ ક્યાં?)
બધે ય આ જ ટ્રેન તો ઊભી હશે,
બધે ય આ જ લોક
ફૂટ બોર્ડ - બારીઓ - છતે - બધે જીવાત જેમ ચોંટીને
મરીને
જો
જવાય તો મરીને ક્યાંક તો જવાની આશમાં ઊભું હશે.

## વિષાદ જ પ્રસાદ હો ! ☐ સુંદરજી બેટાઈ

પૂજ્યનાં પૂજન કર્યાં, – ભર્યે હૃદય સત્કર્યાં;
અનર્ચ્ય ના કદી અર્ચ્યાં, જાણીને વા તિરસ્કર્યાં;
દીપ-પ્રદીપ સ્થાપી મેં કીધ ચિત્ત સમુજ્જ્વલ –
બૂઝયા એ, – ચેતી ત્યાં ઊઠી આગ કેવી અમંગલ !

પારિજાતકને શાને ફૂટતાં શૂલકંટક ?
અપેક્ષી આમ્ર વાવેલાં ઊઠે શે થઈ બાવળ ?
સુગન્ધી કુંકુમેથીયે નીપજે કેમ કજ્જલ ?
ચોમેર જ રહે વ્યાપી જાણે નિર્જલ નિસ્તલ !

દિનનિર્ગમનો શાને ગ્રસ્ત ત્રસ્ત પ્રલંબિત ?
રજનીવહનો યે કાં ક્ષિપ્ત-વિક્ષિપ્ત દીર્ઘિત ?
પ્રાતર્ભવનમાં ક્યારે આરતી-ધૂપ મંગલ ?

કરું વિવિધ પેરે હું નિરોધ અવસાદનો,
ઓછાયો તોય કાં ઘેરો રહે ઘેરી વિષાદનો ?
દેવનિર્મ્યો દેવદીધો વિષાદ જ પ્રસાદ હો !

## એક કાવ્ય ☐ જયદેવ શુક્લ

તડકાની
આરામ–ખુરશીમાં બેઠેલા
સૂર્યે
પક્ષીની પાંખને પૂછ્યું :
'મારી આંખ ક્યાં ?
પક્ષીની પાંખે કહ્યું :
'પૂછ કવિના શબ્દને !'

## ગઝલ ☐ મનોહર ત્રિવેદી

હવાઓને નીકળતી જોઉં છું આ ઘાસ વચ્ચેથી
નીકળતો જાઉં છું હું યે આ મારા શ્વાસ વચ્ચેથી

તમારા હોઠ પરથી નામ મારું એ રીતે વ્હેશે
લહર કે ગીત થઈ વહી જાય ઝીણા વાંસ વચ્ચેથી

ક્ષણો પછડાય મારી આંખમાં એવી રીતે દોસ્તો,
તિમિર લમ્બાતું જાતું સાંજના ઉજાસ વચ્ચેથી

અહીંથી એક પળમાં કોણ આવીને ગયું ચાલી ?
અને જોયું તો : મૃત્યુ જાય મારી લાશ વચ્ચેથી

મનોહર, ક્યાં સુધી મૃગજળને કાંઠે આમ બેસીશું
ચરણને ચાલવું પડશે છલોછલ પ્યાસ વચ્ચેથી

## ગઝલ ☐ જયંત વસોયા

શબ્દને તરછોડવા મુશ્કેલ છે,
અર્થ સાથે જોડવા મુશ્કેલ છે.

આંખ મીંચી આયના ફોડી શકો;
બિંબ નિજના ફોડવા મુશ્કેલ છે.

ફટકિયા મોતી સમા સંબંધ છે,
તોય એને તોડવા મુશ્કેલ છે.

છે અભાવોની તિરાડો ભીંત પર;
પોસ્ટરો પણ ચોડવા મુશ્કેલ છે.

શૌર્યનો દુષ્કાળ છે આ શહેરમાં;
પાળિયાને ખોડવા મુશ્કેલ છે.

## ગઝલ □ અમૃત ઘાયલ

શુષ્ક છું બટકું નહીં તો શું કરું!
અધવચે અટકું નહીં તો શું કરું!

રાફડા ફોળ્યા છે રજના પાંપણે,
પાંપણો ઝટકું નહીં તો શું કરું!

ક્યાં સુધી હોઠોમાં ભીંસાતો રહું,
શબ્દ છું છટકું નહીં તો શું કરું!

'કૈંક ખૂટે છે' નો ખટકો છું સ્વયં,
હું મને ખટકું નહીં તો શું કરું!

બેસવા દે છે ન બેચેની કહીં,
રાત-દિ ભટકું નહીં તો શું કરું!

ઊંચક્યું જાતું નથી 'ઘાયલ' હવે,
શીશ હું પટકું નહીં તો શું કરું!

## સમિતિમાં ચૂંટાવા માટે □ મનસુખલાલ ઝવેરી

મેં દોડાદોડ કરીને
આકાશ-પાતાળ એક કર્યાં હતાં;
ને દાદર પરથી લપસી પડતાં
હાથનું હાડકું બટક્યું
તેને ય મેં ગણકાર્યું નહોતું.

ને ચૂંટાયો ત્યારે
મારા પોતાના વિજયના નહિ
તેટલા મારા પ્રતિસ્પર્ધીઓને મેં આપેલા
પરાજયના ગર્વથી ફૂલાઈને
હું જમીનથી વહેંત વહેંત
અદ્ધર ચાલ્યો હતો.

આજે કશું જ નથી રહ્યું એમાંનું
પાછલી રાતના ઠંડા પહોરે
ફરી ફરીને થયાં જ કરતી
કોણીના હાડકાની કળતર સિવાય

## દિવા-સ્વપ્ન □ પ્રબોધ જોશી

એક ઝાંખા પ્હાડની
આસપાસ
વીંટળાયેલા ધુમ્મસને જોવા
બાઈનોક્યૂલર લઈ બેઠો છું

સમજણો થયો ત્યારથી–
નામથી ઓળખવા શીખેલો
એ ચહેરાઓના ટોળામાંથી
કોઈક અલગ પડી
મારી તરફ
આવતું દેખાય છે.

એ કોઈ એકલું પડી ગયેલું પંખી લાગે છે!

## ગીત ☐ હરીન્દ્ર દવે

અમે કાળજાથી કીકી લગી આંસુભર્યાં ને પછી રોયાં નહીં,
કંઈક મંડાઈ મીટ કેરી લાગણીથી આંસુઓને ધોયાં નહીં

તમે વાટથી વંકાઈ આંખ ફેરવી લીધી
ને જરા ખટકો રહ્યો,
નાચના બે પાય ગયા થંભી, બે હાથે
લાલ ફટકો રહ્યો.

કુણાં લોચનિયાં જાતને મનાવે જાણે કે એને જોયાં નહીં;
અમે કાળજાથી કીકી લગી આંસુભર્યાં ને પછી રોયાં નહીં.

છૂંદણાના હંસ કને મોતી ધર્યાં
ને પછી જોયાં કર્યું,
તડકો આ તાપથી અકળાયો ને
અંગ ભીનું વાદળ ધર્યું;

એથી પાગલમાં જાતને ખપાવી, લાગે કે લેશ મોહ્યાં નહીં,
પછી કાળજાથી કીકી લગી આંસુભર્યાં ને હવે રોયાં નહં

## દીવો ☐ અનુ.: નીતા રામૈયા

ડબ્લ્યુ. હાર્ટ-સ્મિથ

[ઑસ્ટ્રેલિયન કવિતા]

મારો દીવો છે હૂંફાળો ઉજાસ, મારો દીવો
બળે છે થરી આપતી જ્વાલા સાથે
મને હૂંફ અને અજવાળું આપતી

એક જ દીપ-જ્યોતે
હું જાને એકલો રાતે મારા ઓરડામાં બેઠો
હોઉં નિરાંતે.
મારી દીપજ્યોત તો છે એક લાંબી શ્વેત

દાંડી પર ખીલી ઊઠતી સોનેરી ગુલછડી
મારા ઓરડાની કાળી રૂંવાટીને હળવેકથી
ચાટી લેતી જીભ તે મારી દીવડી.
☐

## ભીડમાં મને -

ભીડમાં મને ઓળખી જતું કોઈ જો એવું મળતું;
પાંખડી મારી ખૂલતી બધી, મન મારું મઘમઘતું.

'કેમ છો?'-કહી ઊડતી બધી આંખનો ફેરો ખાલી,
મળતી અહીં લાગણી ઘણી આંગળી ઠાલી ઠાલી;
જાળવી અદબ સહુની, સરે મન મારું ખળખળતું.

રોમ રૂંવાડાં ખોતર્યે અરે, થાય તે કોઈ ઝાંખી?
સમજે એ તો સમજે સીધા નરવા નજર નાંખી!
પીંજરાં રહ્યાં રાંપતાં, રહે મન મારું ફરફરતું.

ગાઠ નથી કે ચકુ નથી, ના ભીંત છે અહીં તાણી;
આપણે તો બસ, તડકો લાધો-પીધાં પરબપાણી;
વાટ આકૂડી ઊઘડે બધે, મન મારું ઝળહળતું.

એમ તો, હું યે બડભાગી કે કોઈ તો એવું મળતું;
ઓળખી જતું ભીડમાં મને; મન મારું મઘમઘતું.

# સહરા

સહરા
રેતી ઊંટ જિપ્સી તૃષ્ણાની
ધરા
ધખતી હતી સૂર્ય કેરા તાપથી
સળગતી હવે
શ્વાસની મુઠ્ઠી મહીં
અશ્રુ - શાપથી

રેતી, ઊંટ, રખડતી જિંદગી
કાલે - - પરમ દિ'
નહિ હશે
તૃષિત પણ કોઇ હવે
ત્યાં નહિ થશે
પણ અનાદિ છલ સમા
ઝાંઝવાનું શું થશે ?

હિમાંશુ વ્હોરા

## એક કાવ્ય

મારા ઉચ્છ્વાસના અરીસામાં
ખરી પડે જીવનની પાંખો
એવો શ્વાસ કોણે આપ્યો તને?
એમ પૂછે તે કોણ-
મારા અરીસાની આંખોને?
કે હવે હઠીલી ધારીઓમાં ખરતાં
ધુમ્મસનાં અરીસાઓમાં
દેખાઈ જાય અલપઝલપ જે વૃક્ષોનાં ડાધા
તે તો હોય નહિ આ પાળેલા પિંજર.
કે હોય તો હોય
એ ડાઘાઓમાં દટાઈ ગયેલી દંતકથાઓનું
કોઈક રાખોડી આકાશ.
ક્યારેક પાંખો ફફડાવે હજારો એક સામટી
અને તડાક દઈને તૂટી જાય
મારી આંખોનાં અરીસા
એવા અરીસાઓનાં ધુમ્મસનો
આ ઉચ્છ્વાસ કોણે આપ્યો મને?

[signature]

## ગાય વગરના ખીલાનું ગીત....... □ વિનોદ જોશી

સાંકળ સાંકળ ફાંસો દઈને આઠ ખરીનું ટોળું હાલ્યું દૂર ... દૂર... એ હજી યાદ છે... ...
હજી યાદ છે... ...

બોઘરણામાં રણકે દૂધની સરડક સરડક શેડ કે ઘમ્મર ગીત અમે સાંભળતા
વાછરડાના કાલા કાલા હેત–અવેડા થઈ આંખે છલકાય ને એમાં ગળતા...

બોળચોથના પૂજન વખતે છાંટયું કંકુ સૂરજ થઈને ઊગતું એ તો હજી યાદ છે...
સાંકળ સાંકળ ફાંસો દઈને આઠ ખરીનું ટોળું હાલ્યું દૂર ... દૂર ... એ હજી યાદ છે ...
હજી યાદ છે... ...

સુક્કી સુક્કી પડી પડી રજકાની ભારી હવે ભાંભરે ગમાણના ખાલીપા
પડછાયા વાગોળે ટાઢે પ્હોર અડાયું છાણ ને ઝંખે આંસુના બે ટીપાં......

તેત્રીસ કોટિ દેવે દીધો એકલતાનો ડઠ્ઠર ડઠ્ઠર શાપ હળાહળ હજી યાદ છે... ...
સાંકળ સાંકળ ફાંસો દઈને આઠ ખરીનું ટોળું હાલ્યું દૂર... દૂર... એ હજી યાદ છે ... ...
હજી યાદ છે......

* * *

## શતખંડ હૈયું ન કાં ? □ અમરુ

અનુ.: હરિવલ્લભ ભાયાણી

[સંસ્કૃત કવિતા]

તૂટયો પ્રણયબંધ, ભાવ-હૃદયા થકી ઓસર્યો-
સમાદર ગળ્યો: બન્યો ઈતર કોઈ શો પ્રીતમ;
ગયા દિવસ પૂર્વના – સતત ચીંતવી ચીંતવી
ન જાણું, થતું છિન્નભિન્ન શતખંડ હૈયું ન કાં?

## દિશાગીત □ ચંદ્રકાન્ત બક્ષી

હું ગાઉં છું:
બે ક્ષિતિજોએ ચીરી નાખેલા માણસનું દિશાગીત.

પૃથ્વી, પાણી, પવનની ક્રીડા
રાતનું ભેગું થવું.
ગ્રહોના ઝગમગતા સામ્રાજ્યની નીચે
રાતભર ઝાકળ રહેલા, મારા મલિક!
ગર્ભાશયમાં ઊંધા લટકેલા બાળકની જેમ
હું ધબકી શકું છું.

આંખોના ધુમ્મસની આરપાર...
તારી કારીગરી, માલિક! –
વાદળાં ઓઢીને સૂતેલા ટાપુઓ
કિનારા ધોતા ઉપસાગરનાં ફીણ
તારા સમુદ્રતલ પર પડેલાં મારાં ભગ્ન યુદ્ધજહાજો
જ્વાલામુખીની ખળખળતી આગનું તરલ શિલ્પ
પણ હું શોધી રહ્યો છું
નદીમાં ઢળી ગયેલી મેઘધનુષ્યની છાયા
અને અંજીરનું બીજ
જેમાંથી તેં પાપનું સર્જન કર્યું હતું!

આંખોના ધુમ્મસની આરપાર ...
મારી કારીગરી, માલિક! –
હથેળીના આદિમ અક્ષાંશોની બહાર
સાંકળોની ખખડતી ભાષા, સર્જન - વિસર્જન
સંસ્કૃતિઓના વિરાટ અવશેષો પર
દાંતવાળી રાજવંશી ખોપરીનું ચાક જેવું સફેદ હસવું
તારી ધરતી પર
મારા હળનાં નિશાન
જ્યાં કબૂતરનું ખૂન છાંટીને

મેં કાંટાદાર પ્રતિહિંસા ઉગાડી હતી!

પ્રેમ અને ભીની હવા અને ગુલાબનાં ફૂલોમાં
કાયરો જીવે છે
હું ઇતિહાસની ક્ષણ પર ઊભેલો
રાતનો વારસદાર છું
મારો ઘઉંવર્ણો આત્મા બેશરમ અભિમાનમાં તર –
દાંત ચમકાવનારો, મારા માલિક!
કાળી પરીઓના દેશમાં
મોઢામાં રાખનો સ્વાદ લઈને
હું ગાઉં છું.
બે ક્ષિતિજોએ ચીરી નાખેલા માણસનું દિશાગીત.



**આશ્વાસન □ જયન્ત પાઠક**

અચાનક આજે
મારી ખુરશીમાં માળો!
કુમળી કુમળી ઉઘાડી ચાંચોમાં
એક પંખી વારાફરતી ચણ મૂકે છે!

મારા ટેબલને ડાળીઓ ફૂટે છે!
વટવૃક્ષ ઉપર વાનરો– મારા પૂર્વજો –
આંબલી-પીપળી રમે છે!
બાથરૂમમાં શાવર
ફોરાંનાં ફુવારામાં હું ભીનો ભીનો
મારા શરીરમાંથી
જંગલનાં જંગલ ઊગે છે!
કૅલેન્ડરનો ટ્રાન્ઝિસ્ટર ગાય છે:
સંસ્કૃત નથી થયો તું રે
સુધરી નથી ગયો તું રે.....
–કેવું મોટું આશ્વાસન!

**સ્થળ વિષેની ગઝલ □ હનીફ સાહિલ**

ચાલ એવા દેશ એવા સ્થળ વિશે
મત્સ્ય જ્યાં તરતું મળે મૃગજળ વિશે

સાવ પાણીના બધા હો આયના
ને પ્રતિબિંબો મળે ઝાકળ વિશે

જલપરીની આંખનાં ઊંડાણથી
ધૂમ્રરેખા નીકળે કાજળ વિશે.

શક્યતા પણ વાંઝણી થઈ જાય ને
ગર્ભ પણ ખખડે નહિ શ્રીફળ વિશે

શબ્દના પર્યાય પણ નિર્મૂળ હો
ભેદ ના હો જળ અને મૃગજળ વિશે.

## ગઝલ ☐ મકરન્દ દવે

લો, જિંદગીની એ જ લડાઈ ફરી ફરી,
જાસસાની સંગ બેઠી જુદાઈ ફરી ફરી.

આઘી કરી શક્યા ન કે અળગી કરી શક્યા,
આંખોમાં કોની આશ પરાઈ ફરી ફરી.

માની ગયું ફરીથી હૃદય વાત વાતમાં,
મેં કેટલી કરી'તી મનાઈ ફરી ફરી.

જ્યારે બધું ભૂંસાઈ ગયું ભાગ્યલેખમાં,
એક એની સાંભરી છે સગાઈ ફરી ફરી

ડૂબી ગયો છું સંતપણાના સરોવરે,
તારી ગઈ છે ત્યારે બૂરાઈ ફરી ફરી.

આ કેવો દોર છે, દિમાગ છે, દમામ છે!
ભેટી ફકીરને શું ખુદાઈ ફરી. ફરી?

તારાની સાથ ગોઠડી માંડી છે રાતભર,
આવી છે જ્યારે જ્યારે તવાઈ ફરી ફરી.

પેગંબરોને યાદ કરું કે ન કરું ત્યાં.
આવી ગયા છે યાદ કસાઈ ફરી ફરી.

હૈયાની વાત હોઠ પરે લાવતાં મને
આપે છે કોણ રામદુહાઈ ફરી ફરી!

## અમે ઇચ્છયું એવું.... ☐ માધવ રામાનુજ

એક એવું ઘર મળે આ વિશ્વમાં
જ્યાં કશા કારણ વિના પણ જઈ શકું.
એક એવું આંગણું કે જ્યાં મને
કોઈ પણ કારણ વગર શૈશવ મળે.

એક બસ એક જ મળે એવું નગર
જ્યાં ગમે ત્યારે અજાણ્યો થઈ શકું.
'કેમ છો?' એવું ય ના કહેવું પડે –
સાથ એવો પંથમાં ભવ ભવ મળે!

કોઈ એવી હોય મહેફિલ જ્યાં મને
કોઈ બોલાવે નહિ ને જઈ શકું
એક ટહૂકામાં જ આ રુંવેરુંવે
પાનખરના આગમનનો રવ મળે!

તોય તે ના રંજ કે મનમાં રહે –
અહીંથી ઊભો થાઉં ને મૃત્યુ મળે.

## વસંતાગમન ☐ મુકુંદરાય પારાશર્ય

સૂકા પર્ણ ઢગે દિનાંત લગ રે ફંફોળતો ફંફોળતો વાયરો
પામ્યો પાનખરે ન પલ્લવ સુધા ઢૂંઢી વનાન્તે વળ્યો.
વીતી રાત, વ્યથા ધરાતલતણી જોઈ પરોઢે દ્રવી.
(શાખાગ્રે રમતો કરી પવનને વાસંતી ઉષ્મા દઈ)
ડાળેડાળ નવાંકુરે નભ ગળ્યું જતે વનશ્રી બની.

## ઋતુપરિવર્તન ☐ વિજય કુમાર દાસ ☐ વર્ષા દાસ

[ઉડિયા કવિતા]

પૃથ્વીના કોઈ એક
અક્ષાંશ ને રેખાંશનું
ઋતુપરિવર્તન જોતાં જોતાં
ચાલતી વખતે
અચાનક અનુભવ્યું
કે મારી ગતિ અટકી ગઈ છે.

વસંતના મહોત્સવ પછી
કેટલીય વાર આકાશને તાક્યું છે
હાથ લંબાવી સૂર્ય પાસે દાન માગ્યું છે
વૃક્ષોને પ્રાર્થના કરી છે
થોડાક નવા રંગ માટે-
પણ કોઈએ ન સાંભળ્યું.

પાણીને માટે
જ્યારે વાદળ પરનો ભરોસો ભાંગ્યો
ફૂલો પાસેથી કોમળતાને ન પામ્યો
કે પછી પ્રિયાનો પ્રેમ દુર્લભ લાગ્યો
ત્યારે મારે માટે
બધું જ સમાન.
ચા ઠંડી પડી જાય
સ્ત્રીઓ અસતી બની જાય કે
મનુષ્યજીવન પરથી વિશ્વાસ ઊઠી જાય,
મારે માટે એ બધું સમાન.

આંખો મીંચીને જેણે ફૂલ તોડ્યું
એને સુગંધ તો જરૂર મળશે

ચાંદનીમાં ભીંજાવાની ઇચ્છા છે
અનેક
અંધકારમાં ડૂબી ગયા
એ વાત અમે ભૂલી ગયા.
આ રીતે ભૂલીને અને
યાદ રાખી રાખીને
અમારી ગતિ વારંવાર
પરિવર્તિત થઈ.

પણ મારો રસ્તો
અક્ષાંશ કે રેખાંશને ઓળંગીને
ખૂબ દૂર સુધી
લંબાયો નહીં;
એટલે જ ઋતુપરિવર્તન જોવાનું સ્વાભાવિક
અમારી ભીતરનું પરિવર્તન પણ સ્વાભાવિક.

પણ આજે વૃક્ષોમાં નવો રંગ
પવનમાં નવી સુગંધ
અભિસારનો નૂતન છંદ
મને ચેતવે છે–
અજાણતાં જ હું એ અક્ષાંશ
અને રેખાંશની પૃથ્વી ઓળંગી ગયો,
પૃથ્વીનું પરિભ્રમણ અટકી ગયું.

સાહિત્યનાં અન્ય સ્વરૂપોની તુલનામાં કાવ્યમાં કલ્પનાનું સ્થાન વિશિષ્ટ છે તેવું માનીએ તો કહી શકાય કે નિરાશાવાદ વાસ્તવિકતા સુધી સીમિત ન રહેતાં કલ્પનામાં પણ વ્યાપી ગયો છે. કવિતા-જાપનાં પ્રધાન કાવ્યોનો ધ્વનિ હતાશા કે નિષ્ફળતામાં જ સમાયો છે જે અત્યંત સૂચક છે. વિષમતામાં ગૂંગળાઈ ગયેલા વર્તમાનનું સ્પષ્ટ પ્રતિબિંબ વ્યક્ત થાય છે. પરંતુ તેથી કૃતિની પસંદગીમાં મુશ્કેલી (આમ જોઈએ તો સરળતા પણ) સર્જાય છે કારણકે કાવ્યમાંથી સ્ફૂટ થતાં સૂરના વૈવિધ્યનો વત્તા - ઓછા અંશે લોપ થાય છે.

અનેક આર્થિક, માનસિક અને સામાજિક કારણોસર જિંદગીના દરેક વ્યવહાર, દરેક સંબંધની જાણે-અજાણે આજે ગણતરી થઈ જાય છે જેને પરિણામે તે વ્યવહાર, તે સંબંધનાં કારણ અને અર્થ વિષે અને આખરે તેના અસ્તિત્વ વિષે ઘણી સમસ્યાઓ ઉપસ્થિત થાય છે. વળી જિવાયેલી પળને માત્ર માણી કે અવગણી શકાતી નથી. તેથી સ્મૃતિ અને વાસ્તવિકતા વચ્ચે વિરાંગતિ સર્જાય છે અને યોસેફ મેકવાન કહે છે તેમ લાગે છે કે –

"શું છે આ સંબંધ??"

કોની સાથેનો? શિવલિંગને જેમની સાથે પરિચય છે તેમની સાથેનો, પોતીકા-પરાયા સર્વ સાથેનો. અહીં તો મૂળભૂત સંબંધના સ્વરૂપની જ સમસ્યા છે.

પ્રશ્નનો ઉત્તર જડતો નથી તેમ નથી પરંતુ અપનાવાતા ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણોને લીધે ઉત્તરો વિવિધ અને ક્યારેક વિરોધાભાસી બની જતા હોવાથી ગૂંચવાઈ જવાય છે, જેમકે–

"ચોત્રીસ–ચોત્રીસ વર્ષોના તડકામાં
સુકાતી આ કીકીઓ,
હળવે હળવે સિક્ત બને
અને
ચોત્રીસ–ચોત્રીસ વર્ષોથી પલળતો આ ચહેરો
હળવે હળવે કોરો બને!"

વળી પ્રશ્ન વ્યક્તિગત નથી, વ્યાપક છે. જેની પાસે ઉત્તરની અપેક્ષા રાખીએ તેના ચહેરા પર પણ છવાયેલો છે. કદાચ આ સમાનતાને જ કારણે પ્રશ્નની સંકુલતા નજરે ચડતી નથી.

વાચક માટે કૃતિનું આયુષ્ય વાચન પૂરનું જ મર્યાદિત રહેતું નથી. સરળ રીતે વહી જતી જિંદગીમાં ક્યારેક થતી અનુભૂતિની સચોટ અભિવ્યક્તિને કારણે કાવ્ય સ્મરણીય બની રહે છે. કવિશ્રી યૉસેફ મેકવાનને અભિનંદન.

ઉત્પલ ભાયાણી

## ગઝલ □ દિલીપ મોદી

લક્ષ્યબિંદુની સપાટી અંધ છે,
મૃગજળોનો જ્યાં ભીનો સંબંધ છે.

એક કારણ પણ અકારણ વિસ્તર્યું,
ને હથેળીની કથા અકબંધ છે.

ક્ષણ પછીની ક્ષણમાં ક્ષણ જેવું હશે,
આ સતત કેવો ઋણાનુબંધ છે!

દૃશ્યનો થાકી ગયેલો શ્વાસ તો,
ધુમ્મસોની પાંસળીમાં બંધ છે.

સાંજનું પીછું લઈ સૂરજ ઢળે,
ને ક્ષિતિજના સ્પર્શમાં સુગંધ છે.

## મલાજો □ મુરલી ઠાકુરર

હું ગુજરી ગયો છું...
જગત મારા શબનો મલાજો પાળે છે
મારી ચિતાની ગોઠવણ કરે છે,
અગ્નિને આમંત્રે છે.
જન્મ-મૃત્યુની ઘટમાળ જેવી
ચારેકોર અગ્નિની શિખાઓ

અને પછી તો રાખ
(કઈ આંખથી જોયાં કરું છું આ બધું?)
અને એ રાખને મૂઠીમાં ભરે છે
હું હસું છું
અને એ પહેલાં તો
રાખ
આંગળીઓમાંથી ઝરી જાય છે.

જગતની મુઠ્ઠી ઉઘાડી પડી જાય છે
જીવતાં ન ઝલાયો
તે – શું રાખ રૂપે ઝાલી શકાશે?

જગત ગુજરી ગયું છે
અને હું?

કોના શબનો મલાજો પાળ્યાં કરું છું?
□

## ત્રણ મુક્તકો

### □ મનસુખલાલ ઝવેરી

દોટ રણમાં મૂકતાં
મારા જ પગથી જે ઊડી'તી
ધૂળ, તેનાથી
ગયો છું આજ ઢંકાઈ હવે!
ને દુરાશા શીય કે
ભાવિ તેને લૂછશે?

□

સંવનન ચાલ્યું અમારું રાતભર,
કૂકડો બોલ્યો.
અહો! થઈ ગઈ ફજર?

□

કોણ જાણે કેમ ડૂમો ઓગળ્યો?
ઉમ્રભરના દર્દને વાચા મળી!

## ચાહવું એટલે– □ પ્રિયકાન્ત મણિયાર

ચાહવું એટલે
ધસમસતી ટ્રેનની સામે ધસી જવું
વેક્યુમ બ્રેકનો વનમાં લાંબો નિસાસો
થોડી વાર માટે એક વ્યક્તિની સામે કેટલાં બધાં
ગોળ ફરવાને ટેવાયેલાં ચક્ર અટકી ગયાં
એન્જિનના અંતસ્તલમાંથી નીકળી ગયો નાદ
પડી ઊંડી ચીસ
ઝાપટ મારીને હવાના હાથથી જાણે
કોઈને રસ્તાથી આઘું કરવાનું ન હોય!
ટ્રેનમાં ભરેલા હજારો લોકો માટે
એક આશ્ચર્ય, અગવડ, તિરસ્કાર
ડ્રાઈવર માટે અપશબ્દની ઉજાણી
ગાડીને આમ વગર સ્ટેશને ઊભું રહેવું
એટલે ગાર્ડની હાથમાં દીવો લઈને દોડાદોડી
જંપી ગયેલાં પંખીઓનું બૂમરાણ
વૃક્ષનાં પર્ણેપર્ણ વાતે વળગી પડ્યાં
પાટાની આજુબાજુના પાષાણ-ખડકો પણ વિચારમગ્ન
અર્ધા ઊંઘી ગયેલા ઉતારુઓની બેબાકળી જાગૃતિ
વ્યર્થ પૂછપરછ–કેટલાં ય પાછા સૂઈ ગયા
કેટલું અંધારું
તોપના મુખમાંથી છૂટેલા ગોળા જેવું તેજ હોય
કોઈ એની બે આંખો વાંચી શક્યું નહીં
ગાંડી છે ગાંડી
ક્યાં જવું છે? શું થયું છે? કેમ કંઈ બોલતી નથી?
ભલી બાઈ! બીજાનો વખત શું બગાડે છે?
એ તો અશબ્દ
વગર ચિત્રના પોતાના પાલવ જેવી શાંત–
શ્વેત–તિમિર ઝાંય
પોતાને ક્યાં જવું છે એ તો એકમાત્ર એ જ જાણે છે

અન્યને એનો કંઈ અર્થ નથી
એ તો છે માત્ર એકલાંની જ યાત્રા
સામે પૂર તરાય એ જ તરવું
બાકી બધું મરવું
'બચી ગઈ, બચી ગઈ, બાઈ!' લોક બોલ્યું
સૌએ ઊંચકી 'ઑરત'ના ડબ્બામાં બેસાડી દીધી!

મરવા માટે—કાયદેસરના કાગળિયા માટે
હવાલદાર ડાયરીનાં પાનાં ઊથલાવવા માંડ્યો.

## પેટ્રીક પીઅર્સે □ જસવંતી દવે

[આઈરીશ કવિતા]
મારા બે શક્તિશાળી પુત્રોની
હું કોઈ રાવ નથી ખાતી, હે ઈશ્વર કોઈ ફરિયાદ નથી કરતી.
એમને મેં જતા જોયા છે.
પોતાનું બળ હોમી પ્રાણ આપવા, તેઓ અને થોડા બીજા
એક ઉજ્જવળ વસ્તુ માટેના હિંસક વિરોધમાં,
તેમના લોકોમાં તેમની બોલબાલા થશે.
અનેક પેઢીઓ તેમને યાદ કરશે
કહેશે કે 'ધન્ય છે તેમને'
પણ હું તો લાંબી રાત્રીઓ દરમિયાન
મારા હૈયામાં જ તેમનું નામ રટયા કરીશ.
એ નાનકડા નામો જે
એક વાર જાણીતા હતા મારા
શાંત પડી ગયેલા તાપણાની આસપાસ
પ્રભુ! તું માતાઓ પ્રત્યે નિષ્ઠુર છે:
તેમનું આગમન અને નિર્ગમન બન્ને અમને પીડે છે.
અને દીર્ઘ શોકથી થાકેલી હારેલી હું, જો કે
એમની કોઈ રાવ નથી ખાતી છતાં મને આનંદ છે
મારા દીકરાઓ વફાદાર હતા અને તેઓ લડયા.

## દંતકથા □ વિપિન પરીખ

કેટલાક જ દિવસો એવા હોય છે
જ્યારે કોઈ આપણે માટે હાથમાં ફૂલ લઈને આવે.
ત્યારે હથેલીને ગુલાબી અસ્તિત્વનું ભાન ફૂટે છે.
ત્વચાના સ્પર્શમાં ઘાસની ભીનાશ વહી આવે છે.
ત્યારે કોઈના હોઠ ઉપર આપણું નામ
ઝીણી ઝીણી ઘંટડીઓની જેમ રણઝણી ઊઠે છે.
દેહને આકાશની પેલી પાર પાંખ લઈને ઊડી જવાનું મન થાય છે
અને કોઈના સ્વપ્નમાં રાજકુંવરી થઈ
આપણે મહેલની અટારીએ ઊભા ઊભા વાટ જોઈએ છીએ.
શાળાના શિક્ષકે એક દિવસ દંતકથાઓનો અર્થ સમજાવ્યો હતો
—અને ત્યારે તો મને એ અર્થ કેમે કરીને સમજાયો નહોતો.

## સંમતિ □ ચાઈરીલ અન્વર □ શકુંતલા મહેતા

[ ઇન્ડોનેશિયન કાવ્ય ]

જો તું ઇચ્છે તો હું તને ફરીથી સ્વીકારીશ
—મારા સંપૂર્ણ હૃદયથી

હું હજી પણ એકલવાયો છું.
હું જાણું છું કે તું નથી જે તું પૂર્વે હતી તે
અત્યારે તો જેની પાંખડીયે પાંખડી પીંખાઈ છે
એવા ફૂલ જેવી—

કોચવાઈ - સંકોચાઈ ન જા, મારી નજરથી નજર મેળવ
હિંમતથી

જો તું ઇચ્છે તો તને ફરીથી સ્વીકારીશ
પણ તે મારે માટે જ, જેમાં દર્પણનો પણ હિસ્સો
મને કબૂલ નથી.

## ફૂલો ☐ યુ ચી-હાન ☐ જયા મહેતા

[કોરિયન કવિતા]

શિયાળો શરૂ થયો છે.
બાળકો ક્યાંકથી ફૂલનાં બી લાવ્યાં છે.
તેઓ તે ગણે છે, ગોઠવે છે,
એક પછી એક
બાલ્ઝામ, કોક્સ્કોમ્બ, સ્માર્ટવીડ, મોર્નિંગ ગ્લોરી.

'હોમ-વર્ક' કર્યા પછી
તેઓ સૂવા માટે તૈયાર છે ત્યારે
પથારીમાં પણ તેઓ પેલાં બી વિશે વાત કરે છે:
'બીને ઉગાડવા માટે આપણી પાસે કેવળ એક બાગ હોત.'
એટલામાં, રાત ઘેરી બને છે.
તેમની મા તેમને ગોદડી ઓઢાડે છે.
આ ગરીબ થાકેલાં ફૂલો ઊંઘી જાય છે
દરેક બાળક એક કલ્પિત ક્યારાને બાથ ભીડીને.

## ભરવસંતે ☐ ભવભૂતિ ☐ અનુ.: હરિવલ્લભ ભાયાણી

[સંસ્કૃત કવિતા]

ખીલી ઊઠી માલતી: માદક ગંધ પ્રસારે ઘ્રાણ બને સંતૃપ્ત
કાળાશઘેરી કિંશુકકળિઓ દીસતી હાવાં ધૂસર ઝાંયે લિપ્ત
મત્ત બની મધમાખનાં મંડળ સંભરતાં પીળચટ્ટું મધ મધપૂડે
સુંદરીઓનાં પીન ઘન સ્તન મંડિત થાતાં સ્વેદકણે અવ રૂડે

## લોચન હરે ☐ કાલિદાસ

અનુ: હરિવલ્લભ ભાયાણી

[સંસ્કૃત કવિતા]

ક્ષિતિજકોરે છૂપ્યા ચંદ્રનાં કિરણથી
 કોર પરનું તિમિર ઓસરે —
અલક કેરી લટોને સમાર્યે
 દિશા પ્રાચીની મોં-કળા રમ્ય, લોચન હરે

## મધ્યાહ્ન ☐ મંગળ રાઠોડ

ટૂંપાયે જતા
પડછાયાઓની ગતિઓ
પર્વતોની પેલે પાર
ચરવા ગયેલા ધણથી
વિખુટા પડી ગયેલા આખલાની આસક્તિ જેવું
તડકાનું આ બીડ તીણું તીણું
હાંફે છે લક્કડખોદના અવાજમાં.
તે જોઈને –
પર્ણો મર્મરમાં હસી પડે છે.
હવાની ખીસકોલીઓ
– અને અહીં
પોતાના જ પગમાં ટળવળતો
લંબાવાને અધીર, અસહાય
મારો પડછાયો
રાહ જુએ છે...
પાદરની તળાવડીમાંથી, સૂર્ય
બહાર નીકળે હવે તો.

## ફરી એકવાર ☐ પ્રકાશ દવે

ટ્રેનની બારીમાંથી દેખાતી ક્ષિતિજ તરફ જોતાં
મારા મનને હું નિરખ્યા કરું છું
આંખ ઉપર પાંપણ ઢાળી.

દૂરથી આવતાં તોફાની પવનનું મોજું
અથડાય છે;
અને
હું પાંપણ ઊંચી કરી
પરિસ્થિતિનો ક્યાસ કાઢું છું
કે,
કચ્ચર-કચ્ચર થઈ ગયેલું મન
તેનાં નેપથ્યમાં
શિશુના ચહેરાને ગોઠવી
ફરી એકવાર મારામાં સમાઈ જવા
પ્રયત્ન કરી રહ્યું છે.

## હમેશને માટે □ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

સામે ગોવાળ કો'ક
ગાયને ગળે નાખીને હાથ
રમાડતો જાય ગીતને સીસોટીમાં
એના તાલે તાલે ઊંચે ચડે સૂર્ય,

ગઈ રાતની ઠંડીમાં
જમીન પર વેરાયેલાં પીળાં પાન
એકબીજાંને ચોંટીને જંપી રહ્યાં છે હજુ.

મારી ડબલ ડેકર બસ
નાળિયેરીનાં વૃક્ષો પાછળ ફરતા સૂર્યને
ભૂલથી ઘસડી ચાલી –
ક્યાંક છોલાઈ ના જાય!
સૂર્ય ધીમે ધીમે સરતો રહે પાછળ
કપાયેલા પતંગની જેમ –
નાળિયેરીના વૃક્ષાનો ઝંડો કરી
લાવ એને લપેટી લઉં !

મારી સામે
બારીની સમાન્તરે
ઊડે એક પંખી –
મારી બાજુની આંખોમાં
આગળ-પાછળ ઊડે બે પંખી,
નાળિયેરીનાં વહી જતાં વન,
ઊંડાણમાં પ્રકાશે એક સૂર્ય,
હોઠની કુંપળ હળુહળુ ખીલે.

પાનખરનાં પાન
કો' નવા જ પવનથી
મારી ભીતર
આમથી તેમ
તેમથી આમ
ઊડું ઊડું થાય
ઝાકળ ધીમે ધીમે વિખેરાય
રસ્તો બદલતા પંખીની પાછળ
મારામાંથી હમેશને માટે કશું
ઊડી ઊડી જાય...

## LAMP-POSTS ☐ Amita Modi

While returning home from a mountain-hike,
I saw several lamp-posts in the distance,
A tinsel of cheap shiny jewelry
Defacing the beautiful face of the earth.

To a lost soul they would brirg a sigh of ielief,
Like a score bringing security to a mvsician;
But to me there was something ttterly unsettling:
A dreamer rudely awakened to the reality!
Soaring leaps of a ballerina have to ched the floor!
The state of floating animation has abruptly endcd!

A lamp-post portrays organisation ard regulaiity;
A reminder of the pathway
That links communities of captured people;
A sealed addressed envelope with a postage stamp;
Only one way to the destination.
At their very sight the secret of my piesence was stolen,
For I wanted to sneak by my home
And surprise it with my arrival.

Wind that blows this way has no prescribed course,
Waves of an ocean make no street,
Rain drops chart no course,
But a few lamp-posts have fixed
The direction of my steps.

The light of Your sun brightens this world
Without building lamp- posts that would constrain my movements.

I change direction at every step
Playfully trying to annoy me,
In this programmed world,
It refreshingly leaves me unguided.

But the light of a lamp-post is a suggestion
Of a marked street,
With the beginning and the end well fixed.
Where is the freshness in travelling the trodden path,
Like a human locomotive negotiating the rails?
It only leads to a stale return,
With a tired welcome.

Let my steps carve no path
To offend others' freedom of choice.
Let there be none of my foot-prints,
Lest they stiffle the freshness of their journey.
Let every step generate its own path.
Let the journey find its fulfillment in every step
Let the dream journey continue.
Let me arrive home by surprise.

**લૅમ્પ-પોસ્ટ □ અમિતા મોદી □ ભાલ મલજી**

પહાડોની રઝળપાટથી ઘરે પાછાં ફરતાં
મેં જોયા દૂરદૂરમાં કેટલાય લૅમ્પ-પોસ્ટ,
ચળકતાં સસ્તાં પતરાનાં આભૂષણ જેવા,
પૃથ્વીના ચહેરાને વિરૂપ કરતાં.

ખોવાયેલા જીવને ધરપત દેતા,
સંગીતકારને આધાર આપતા સ્વરાંકનસમા,

પણ આ બધું મને બેચેન બેચેન કરી મૂકતું હતું.
સ્વપ્નિલને તોછડાઈથી વાસ્તવિકતા તરફ ધકેલનાર,
હવામાં ઊડતી નૃત્યાંગનાની ઠેક પૃથ્વી પર,
તરબતર તરતાં જીવનનો અચાનક અન્ત.

લેમ્પ-પોસ્ટ આલેખે છે વ્યવસ્થા અને નિયમિતતાને,
બંદીવાન જનસમૂહને જોડતા માર્ગનો એ છે નિર્દેશક,
ટિકિટ ચોડેલા સરનામાવાળા બંધ પરબિડિયા જેવો,
મંઝિલ તરફનો એક જ રસ્તો.
લેમ્પ પોસ્ટ જોતાંવેંત અસ્તિત્વનું રહસ્ય ગુમનામ થઈ ગયું,
નહિ તો મારે તો ચૂપકીથી ઘરમાં પેસી જવું હતું,
અને મારા પ્રવેશથી એને ચકિત કરી મૂકવું હતુ.

અહીં વહેતા પવનનો કોઈ સૂચિત ક્રમ નથી,
દરિયાનાં મોજાં કોઈ ગલીઓ કંડારતા નથી,
ફોરાંઓ પાસે નકશો નથી હોતો,
પણ થોડા લેમ્પ-પોસ્ટે મારાં પગલાંની દિશા મુકરર કરી દીધી છે.

મારા હલનચલનને અવરોધતા લેમ્પ-પોસ્ટ બાંધ્યા વિના
તારા સુરજનો પ્રકાશ અજવાળે છે આ સૃષ્ટિને,
હું પ્રત્યેક પગલે બદલું છું દિશા,
કેમ જાણે હું મને ખીજવતી ન હોઉં!
આ પૂર્વયોજિત દુનિયામાં
એ મને ભોમિયા વિના તાઝગીથી ભરી ભરી કરી મૂકે છે.

પણ લેમ્પ-પોસ્ટનો પ્રકાશ છે
ચોક્કસ શેરીના નિશાન રૂપ,
આદિ અને અન્ત એના છે જડાયેલા,
ચીલાચાલુ રસ્તે સફર કરવામાં છે કોઈ તાઝગી?
માનવ ઍન્જિન પાટા પર દોડે એમાં છે કોઈ નાવિન્ય?
એ તો દોડે છે વાસી પુનરાગમનની કેડી પર
થાકેલો આવકાર પામવા.

મારાં પગલાં કોઈ કેદી ન કોરે,
કે જેથી કોઈની પણ પસંદગીની મોકળાશ પર તરાપ પડે
ક્યાંય પણ મારાં પગલાનું કોઈ ચિહ્ન ન હો,
જેથી એના પ્રવાસની તાઝગી રૂંધાય નહિ.
યાત્રાની પરિપૂર્ણતા પ્રત્યેક પગલામાં પ્રગટવા દો,
સ્વપ્નયાત્રાનું સાતત્ય હો;
મારા આગમનનો અંબો ભલે રહે અકબંધ
સાવ અચાનક મને ઘરે આવી જવા દો.



## કાલે □ બુદ્ધદેવ બસુ □ નલિની માડગાંવકર

(બંગાળી કવિતા)

કાલે એ અહીંયાં આવશે - આ કહેણ લખી મોકલાવ્યું છે.
પોતે જાતે લખેલો કાગળ –
એ કાગળ અત્યારે ડ્રૉઅરમાં રાખ્યો છે.
(કોઈ પણ ઘડીએ ખોલીને ફરી પાછો વાંચી શકીશ.)
નૃત્યની ગતિ જેવો આકર્ષક એના હાથનો કાગળ,
મોટા મોટા અક્ષરો એક બીજાના દેહ પર ઢળી રહ્યા છે,
મોટી મોટી રેખાઓ,— પણ કાગળ ખૂબ જ નાનો.
આખો પૂરોય નથી કર્યો, લખ્યું છે ફક્ત એનું નામ -
તે પણ બે અક્ષરનું -

રસ્તા પર ઘોડાગાડીનો અવાજ, પછી ચાબુકનો ફટકો,
થોડીક્વારની શાંતિ - પાછો પૈંડાનો ઘરઘરાટ,
ઘોડાના ડાબડાઓ તબડક તબડક ...
તેનાંથીય વધુ ચોખ્ખા લાકડાનાં દાદર પર
એનાં પગલાંનો અવાજ,
નજીક - વધુ નજીક - દ્રુતગતિ - ઉતાવળા પગલા
ઉત્સુક હાથનો ધક્કો - ભિજવાળો દરવાજો ઉઘડે છે.
પહેલાં એનાં ફૂલોની સુગંધ - પવન એને ચાટી ગયો છે,

પછી એના કેશનો પમરાટ - અરે! પવન શું હજી ય વહી રહ્યો છે?
એક સોનાની કુંવરી આવીને મારી કોટે વળગે છે,
વેરી જાય છે આંખે - મોઢે - હોઠે ઢગલો એક સોનું;
પછી ગળે લપેટાયેલા મોગરાના ફૂલ જેવા
હાથની કોમળ હૂંફ,
દશ પરીઓની જેમ ફરે છે દશ આંગળીઓ
મારી છાતી પર.

'કાલે જો એ નહીં આવે તો!' 'જો આવે ને પ્રેમ ન કરે તો!'
'કદાચ તારા જેવો એનો સ્નેહ, ન હોય તો!'

કદાચ એ યે પ્રેમ કરશે, જેટલો એ કરી શકે છે,
તો ય તને ન ગમે તો!'
કાલ — એ તો આજ નથી;
કાલ — એ તો આવનારી કાલ,
આજે તો એનો કાગળ આવ્યો છે -
જોવો છે? ડ્રૉઅરમાં છે,
એના હાથે લખાયેલો કાગળ — વિવશ કરી મૂકે એવા હસ્તાક્ષર,
મોટા મોટા અક્ષર — પણ કાગળ ખૂબ નાનો - ચબરખી જ.
મોટી મોટી રેખાઓ એક બીજાના કાનમાં કહી રહી છે —
કાલે એ આવશે.
હજી તો સાંજ પડી છે — આખી રાત — પછી સવાર થશે!
કાલે એ આવશે.

☐ મનસુખલાલ ઝવેરી
ગયો પ્રણય? ના ગઈ મનની માત્ર ભ્રાન્તિ ઊડી:
હવે રહ્યું શું જીવને મરણ! એક તારા વિના?

એક એવું ઘર મળે આ વિશ્વમાં–માધવ રામાનુજ

તંત્રી : સુરેશ દલાલ

વર્ષ ૮: અંક: ૪, એપ્રિલ ૧૯૭૫

સળંગ અંક: ૪૬

મુખપૃષ્ઠ : } દિનેશ દલાલ
સજાવટ : }

# કવિતા

[ દ્વૈમાસિક ]



---

**સૂચનાઓ:** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ:** દેશમાં રૂપિયા નવ, પરદેશમાં બાર, છૂટક નકલનો રૂપિયો દોઢ:
પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ–૧.

ધી રજીસ્ટ્રેશન ઓફ ન્યુઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી
ફોર્મ નં. ૪ (જુઓ રૂલ્સ નં. ૮)

| | |
|---|---|
| ૧. પ્રકાશનનું સ્થળ | : સ્ટેટ્સ પીપલ પ્રેસ, જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ – ૧. |
| ૨. તેના પ્રકાશનની સામયિકતા | : દ્વિમાસિક |
| ૩. મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુમેન્શન, તેલંગરોડ, માટુંગા, મુંબઈ-૧૯ |
| ૪. પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ. |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુમેનશન, તેલંગરોડ, માટગા, મુંબઈ-૧૯ |
| ૫. તંત્રીનું નામ | : ડૉ. સુરેશ દલાલ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : એસ. એન. ડી. ટી. ક્વાટર્સ, મુંબઈ-૪૦૦ ૦૨૦ |
| ૬. જે વ્યકિતઓ આ અખબારના માલિકો હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો. અથવા શેરહોલ્ડર હોય તેમનાં નામ તથા સરનામાં. | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ, ૧૯૫૦ અન્વયે (રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઈ-. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-'૭૫ પ્રકાશકની સહી: ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ

## સ્વીચ ઑફ થતાં–

સ્વીચ ઑફ થાય
ઓરડામાં અંધકારનું રીંછ
બારીમાંથી ધસી આવી ભરાય,
ત્યારે
મારી બે કાળવી કીકીનાં પતંગિયાં
એ જ માર્ગે
ઊડી જાય દૂર... દૂર..
'પ્રિયે–
તારાં શ્યામલ મસૃણ કેશરાશિમાંથી
સુગંધની જૂહવા
હળુ હળુ ચાટે છે મારા રક્તને–
મારા ચિત્તમાં ઝૂલી જાય લાલ લાલ કેસૂડાં।
એ તગતગે એવાં
જાણે પેલા રીંછનું રક્તકાદયું મોં !
એમાંથી કઈ રીતે બચાવું હું તને ?
એમાંથી કઈ રીતે બચાવું હું મને ?
તું અને હું તો
અગ્નિથી અલગ પડેલી ફડફડતી જ્વાળાઓ છીએ.
ક્યાં જવું ?
ક્યાં ટકવું ?
એની દિશા મળે એ પહેલા તો
હું અને તું મૃત્યુ પામીએ છીએ
સ્વીચ ઑફ થતાં–

– યોસેફ મેકવાન

૨૨/૭૨




જે શરાબ મને દીધો દિલદારે

# કવિતા

તંત્રી સુરેશ દલાલ

અંક ૪૭ જુન ૧૯૭૫

દોઢ રૂપિયો

જન્મભૂમિ પ્રકાશન

## પ્રણય-પિછોડી □ સુન્દરમ્

આ રઢિયાળે હૈયે તારાં પગલાં નિત ત્યાં ધરજે,
ઓ આખું મુખ ખુલ્લું રાખી મરક મરક તું હસજે.

બહુ વાત નથી,
કંઈ ચાંદલિયાળી રાત નથી,
આ મંદ તિમિરમાં,
આ આઘુંપાછું જોઈ લઈ આવ, ઝપ્પ દઈ પળ, કાંડું પકડી લેવું,
'લો, ભલા તમે તો' - હું જ સાંભળું એકલ, એટલું કહેવું.
આ રઢિયાળી૦

પછી થાય શું?
કૌતુકવાળા જુઓ તારલા આભે,
ટપ્પ દઈ કો
ખુશાલ થઈને ખરરર ખરતો આવી ધરા પર પૂગે,
ઓ આમ બે વચ્ચે માર્ગ કરી નિજ તેજ વહવતો ઢૂંકે.
આ રઢિયાળી૦

ધન્ય તિમિર ત્યાં,
ઝગમગ હીરક સમ તારકને
ઉર ધરતું તે,
નિજ પ્રણય-પિછોડી તુજ પર ઢોળી, અધિક બને તિમિરાળું,
ઓ કાળી કાળી રાત વિષે તુજ ઉજ્જવલ મીઠું વદન ત્યહીં ચંપાળું.

## વૈજયન્તીમાલા અથવા ઠાકોરજીની છબીમાં □ રમેશ પારેખ

• (ટગર)

ફ્રેમના ચોરસમાં ગુંદરની શીશી કોણે ઢોળી?
શહેર ચોંટી જાય
કીડી ને કુંજર ચોંટી જાય
ઝરણ ચોંટી જાય
હરણ ચોંટી જાય
પવન ચોંટી જાય
પ્રશ્ન પૂછો તો પ્રશ્ન ચોંટી જાય
જ્ઞાન ચોંટી જાય ...
ફ્રેમમાં ચોંટયો નથી એમ કહે
તે કોઈને બીભત્સ ગાળ દીધી ગણાય
કેમકે
ફ્રેમના ચોરસમાં ચોંટતી નથી કેવળ મૂર્ખતા.
એથેન્સવાસીઓ,
તમે તો જ્ઞાની છો ...

• (ગલગોટા)

ફ્રેમના ચોરસમાં ખોટુંખોટું બેઠેલો
ખોટ્ટું ખોટ્ટું ખોટ્યા જ કરે
સાચુંસાચું બેઠેલો
સાચું સાચું સાચ્યા જ કરે ...
છીંક ખાવાની ય સ્વતંત્રતા નહીં.
ઊધઈ લાગે
બગલમાં ખજવાળ આવે
કે કેવળજ્ઞાન થાય,
ખોટ્ટું ખોટ્ટું બેઠેલાએ
ખોટ્યા જ કરવાનું
સાચ્ચું સાચ્ચું બેઠેલાએ
સાચ્યા જ કરવાનું
ટગરબત્તી
મંથર મંથર સળગતી

ઓસરતી
ઓસરતી
ધુમાડાના શિસ્તપૂર્વક થતા ચોરસી કરણની સાક્ષીએ
ફ્રેમમાં સમાત્ય લે.
અને વૈજયન્તીમાલાની જે

● (સૂરજમુખી)
એક સફરજનને
ફ્રેમના ચોરસ વચ્ચે ઊગવાનું હોય
તો પોતાનું સંપૂર્ણ સફરજનત્વ લઈ ઊગી શકે?
મને તો હું સફરજન છું એવો સનેપાત
ઊપડે છે.
મારામાં ઠળિયો છે, ઠળિયો ...
કચડ કચડ કાચની કચુંબર ચાવું
મસ્તકાલયમાં ખણણણ ખખડે ચોરસાઈ
સાંય સાંય થતી આંખ પ્રસરે ફ્રેમમાં
ગોળમટોળ જ્ઞાન છોલાઈને ચોરસ બની જાય
જડબેસલાક.
કદ્દુનાં પીક્ઠુ ચશ્માં—
— બશમાં ખણણણ ફેંકો
કરો સોયઝાટકીને ધગધગતો ખુલ્લો બળવો ...
ઠચુક ... ઠચુક ... ઠચુક ...
ચત્તા કે બઠ્ઠ?
ઊછળેલો શ્રાદ્ધાનો સિક્કો
ખડિંગ દઈને પડે ફ્રેમની તરફેણમાં
અર્જુનના ગુસ્સા જેવી યુયુત્સા
બૃહન્નલ્લા બનીને
ચોરસાઈ જાય ફ્રેમના દરબારમાં
જીલબ્બે જીલબ્બે
થા થૈથૈ થક્
કચડ્ કચડ્ કાચની કચુંબર

દિવસ તો કે' દિવસ
રાત તો કે' રાત
ઠળિયો, ડૉકટર ... ઠળિયો
મારા લોહીનું ગ્રૂપ O છે
મને ફ્રેમોફોબિયા છે, ફ્રેમોફોબિયા.
ડૉકટર, મારા જીવવાનો કોઈ ચાન્સ ખરો?

● (રાંપો)
હું ફ્રેમ
તે ફ્રેમ
આ ફ્રેમ/કયાં ફ્રેમ/ છે છી છો ફ્રેમ
વ્હેમ ફ્રેમ/ કેમ ફ્રેમ/ પ્રેમ ફ્રેમ
મૂકો મૂકો વિચાર પડતા
મૂકો મૂકો સપનાં પડતાં
મૂકો મૂકો પ્રાર્થના પડતી
મૂકો મૂકો આસ્થા પડતી

આ ફ્રેમની કારીગરી અને ફ્રેમ બેઉ પારદર્શક છે
અને સાથે સાથે અપારદર્શક પણ છે

શ્રેય તો એ છે કે
વૈજયન્તીમાલા ધારણ કરીને ગોઠવાઈ જવું
બાકીનું બધું સંભાળી લેશે ફ્રેમ.

● (ધંતૂરો)
હે એથેન્સવાસીઓ,
મને ઝેરકટોરો પીતો નીરખવા એકત્ર થયા છો?
ભલે.
આ કદાચ આનંદની ઘડી છે
(કોના માટે?)
ખેલ તો હમણાં પૂરો થશે.
વૈજયન્તીમાલા જેવા સૌના રસ્તા
સૌ સૌની ડોકમાં ઝૂલતાં ઝૂલતાં
પાછા વળશે ફ્રેમમા.
રસ્તાનું ફીંડલું પડયું રહેશે.
હું ચાલ્યો જઈશ,
જઈશ એક નવી ફ્રેમમાં
ને વૈજયન્તીમાલા પહેરી
ઠાકોરજીનો ઠ બનીને વિરાજીશ
... તો એથેન્સવાસીઓ,
ભ્રમમાં ન રહેશો.
સ્પષ્ટ અને સોંસરવું જોઉં છું
જોઉં છું કે લોહી ચોરસ છે
કરુણા, પ્રતીતિ અને પ્રેમ
વાતાવરણનું અંદર અને બહાર
ને કલ્પનાઓ
ને જ્ઞાનોની ટોચની પેલે પારના
બ્રહ્માંડોની કતારો
તમારા સ્વર્ગસ્થ પિતાની છબી જેમ જ
ઊંધમૂંધ ચોરસમાં લટકી રહ્યાં છે
વૈજયન્તીમાલા ધારણ કરીને

## મિથ્યા ☐ જયન્ત પાઠક

સસલાનાં શિંગડાં જેવી તને મળવા
વંધ્યાના સુત જેવો હું વહાણે ચઢ્યો છું!
દરિયો એટલે મૃગજળ
પાણી છે પણ વહેતું નથી
દિવસ છે પણ સૂરજ નથી
સૂરજ છે પણ અજવાળું નથી
અજવાળું નથી એટલે અંધારું ય નથી!
હોલવાયેલી દીવાદાંડી
એટલે તો
ખતરાળો ખડક.
પળે પળે દિશાઓ બદલતા
ધ્રુવના તારાને આશરે
વંધ્યાના સુત જેવો હું વહાણે ચઢ્યો છું
સસલાનાં શિંગડા જેવી તને મળવા......

## ☐ સુરેશ દલાલ

હવે
જ્યારે ખારના રસ્તા પરથી
પસાર થાઉં છું
ત્યારે
એકાદ ક્ષણ
મુરલી ઠાકુર પવન થઈને વાય છે
બસ આટલું જ!

## એક મધરાતે ☐ ભાનુપ્રસાદ પંડયા

એક વાર
અંધારી રાતે
સહસા ઊઠી જવાયું.
રાત્રિદીપના ઝાંખા પ્રકાશમાં
ભીંતર પર ટાંગેલી ફ્રેમોમાં
વીતેલી ક્ષણોનાં પ્રેત
હસતાં હતાં.
સામે કબાટમાં
બંદીવાન પુસ્તકો
કશુંક ગણગણી રહ્યાં.
કેલેન્ડર પરની તારીખ
સવાર થયે ખરવાની
રાહ જોઈ રહી હતી.
ખૂણામાં ઊભેલાં ટેબલ-ખુરશી
શિસ્તની લાચારી અંકિત કરી રહ્યાં.
છતને વળગીને
ટીંગાતા સળિયા પર
ઝૂલાનાં જળ જંપી ગયાં હતાં.
મેં જાળીથી કપાતી
નજરને બારી બહાર ધકેલી:
વૃક્ષો શાહીના મોટા ડાઘાની જેમ
રેળાતાં હતાં.
કોઈએ સળગતી બીડી ફેંકી હોય તેમ
એકાદ તારો ખર્યો ...
પડોશના વૃદ્ધની ખાંસી
'આ તરફ ... આ તરફ–' બોલાવી રહી
મેં ચાદર ઓઢીને લંબાવ્યું
દીવાલ પરના ઝાંખા પડછાયાઓ
કબરના ચાળા પાડ્યા!

# કવિ એટલે?

## પ્રકરણ છઠ્ઠું

કવિ એટલે શું? "લિરિકલ બેલાડ્ઝ'ની બીજી આવૃત્તિની સુવિખ્યાત પ્રસ્તાવનામાં વર્ડઝવર્થ અને કોલિરિજે જે પ્રશ્નો પૂછ્યા છે તેમાં આ પ્રશ્ન પણ છે. આનો જવાબ આપણે પછીથી વિચારીશું. સૌપ્રથમ તો આ પ્રશ્ન પૂછતી વખતે આપણને શું અભિપ્રેત છે તે વિષે વિચારીએ. પ્રશ્નથી છાપ તો એવી પડે કે જાણે આપણે એવું માનતા હોઈએ કે બધા કવિઓ કોઈ તરી આવે એવી રીતે એક સરખા જ હશે, પોલીસ કે સૈનિક હોય છે તેમ. પરંતુ જુદા જુદા સમયના વીસ કવિઓને આપણે એક ઓરડામાં ભેગા કરી શકીએ તો તેમના સ્વભાવ અને વ્યવસાયના સાતત્ય દ્વારા તેમને પિછાણવામાં આપણે ભીંત ભૂલશું. આમાંના છ કવિઓ, અનુક્રમે, ખેત મજૂર, ધનવાન બેંકર, સુઘડ વસ્ત્રોવાળો પ્રકાશક, જવાન ગૃહિણી, પાદરી અને શરમાળ ને નાકામિયાબ શિક્ષક હોઈ શકે. આ જૂથના બાહ્ય દેખાવમાં , સામાજિક દરજ્જામાં કે વ્યાવસાયિક લાક્ષણિકતામાં એવું જરાય નથી. કે જે કહી આપે કે આ સૌ કવિઓ છે. કેટલાંક કવિઓ સમાજના ખૂબ નીચલા થરમાંથી આવ્યા હોય છે તો કેટલાંક ગર્ભશ્રીમંતાઈમાંથી; કેટલાંક જીવનભર નોકરી કરતા હોય છે, તો કેટલાંક માટે પોતાના લખાણો સિવાય આજીવિકા માટે કોઈ સાધન નથી હોતું. જે અર્થમાં સામાન્ય રીતે આપણે વ્યવસાય કહીએ છીએ તેમ કોઈ "કવિ વ્યવસાય" નથી; ચોક્કસ રીતે તો આપણે એટલું જ કહી શકીએ કે કવિતા લખે તે કવિ–કવિઓમાં બીજા કોઈ સમાન ગુણો છે ?"

કહેવાયું પણ છે કે કવિ જન્મે છે, બનતા નથી. કવિનાં લક્ષણો માણસ પર જન્મ વખતે જ ઊતરી આવે છે અને આ લક્ષણોમાં વારસાગત કોઈ તત્ત્વ નથી એમ આપણે પ્રામાણિક પણે કહી શકીએ ખરા ? કેટલા બધા કવિઓ ઉપકવિઓના કે પદ્યકારોના સંતાનો છે તે જોશું તો આશ્ચર્ય થશે. બ્રાઉનિંગ, હોપકિન્સ અને રોબર્ટ ગ્રેઈવ્ઝના પ્રત્યેકના પિતા સામાન્ય પદ્ય લખતા ઉપરાંત, કેટલાંક કવિઓને એવાં બાળકો હતાં જેઓ પાસે પણ એવા પ્રકારની શકિત હોય. હાર્ટલેકોલ્રિજ અને સેરા કોલરિજના આ ત્રણેય સંતાનોએ કાવ્યો પ્રસિદ્ધ કર્યાં છે અને આમાંથી હાર્ટલેની કૃતિઓ તો કોલરિજના બાળકને છાજે તેવી પણ હતી. બીજી બાજુએ, એવા કેટલાય કવિઓના દાખલા આપી શકાય કે જેમના વડવાઓમાં કવિત્વમય કહેવાય એવું કશું ન હતું. ક્લેર, હાર્ડી, શેલી, કિટ્સ અને પોપ. આ તો માત્ર પાંચ જ નામ આપ્યાં. એ પણ ખરું કે મિલ્ટન યેટ્સ અને આર્નોલ્ડ જેવા કેટલાંક સાહિત્યરસિક કુટુંબકબીલામાંથી પણ આવ્યા હતા. પણ એવા હજારો પોથીપ્રચૂર ઘરાના છે જેમાં કોઈ કવિ જન્મ્યો ન હોય.

આમ કવિત્વ શક્તિ માટે કોઈ વારસાગતતાનો સિદ્ધાંત તારવવો અશક્ય હોવાથી કવિઓ બને છે, જન્મતા નથી એમ કહેવું સાચું છે? જો એનામાં જન્મજાત શક્તિ ન હોય તો માણસને કોઈપણ વસ્તુ કવિ બનાવી નથી શકતી એ સત્યને પ્રમાણવા માટે મહત્ત્વાકાંક્ષી અને મહેનતું લહિયાઓના પ્રેરણાશૂન્ય ને મૃતજાત પદ્યલખાણોનાં હજારો ને લાખો થોથાંઓનો જ વિચાર કરવો બસ થઈ પડશે: તેમણે આ શ્રમ કવિઓમાં પોતાની જાતને ખપાવવા માટે જ કરેલો. જોકે એ ખરું છે કે ચિત્રકલા અને સંગીતની સરખામણીમાં અસામાન્ય કાવ્યપ્રતિભાનો ઉદ્‌ગમ પ્રમાણમાં મોટેથી વરતાય છે. સાચી કીર્તિ પામનાર પ્રત્યેક કવિની સામે એવા સેંકડો હોય છે જેમણે બાલ્યાવસ્થામાં આશાસ્પદ પદ્ય લખ્યું હોય છે અને છતાં, કવિતાક્ષેત્રે કોઈપણ વિચક્ષણ બાળકે હસ્તી ધરાવી હોય એવું ભાગ્યે જ બન્યું છે, એય ને જો બન્યું હોય* તો, માણસને કવિ બનાવતા ગુણો પ્રમાણમાં વહેલાં દેખાં દે, અને એનું પ્રસરણ વિસ્તૃત પણ હોય, પણ આ ગુણો જો પ્રૌઢિ પામવાનાં હોય અને ફ્લદાયી બનવાનાં હોય તો તેમાં બીજાં તત્ત્વોનો પણ ઉમેરો થવો જોઈએ; અને આમાંનું એક તત્ત્વ તે કવિતાના કસબ માટેનો શ્રમ, પરિશીલન અને એકાગ્રતા. શેક્સપિયરના નિધન બાદ જ્યારે બેન જોન્સને કહ્યું કે "સારો કવિ જન્મતો હોય છે તેમ જ ઘડાતો પણ હોય છે" ત્યારે કદાચ એ લગભગ સત્યની લગોલગ હતો. બીજી રીતે કહીએ તો, જન્મથી જ હાંસલ થયેલી કવિત્વશક્તિને પીઢતા પ્રાપ્ત કરવા માટે પલાંઠીની પણ આવશ્યકતા છે.

'હું આંકડાઓમાં ગણગણતો કારણકે આંકડાઓ ઊગતા' એમ પાકટ ઉંમરે પોપે લખ્યું ત્યારે એ કહેવા એમ માગતો હતો કે બાળક તરીકે એને પદ્ય માટે કુદરતી બક્ષીસ હતી. આ બક્ષીસ ઉપર સભાનતાપૂર્વક પ્રવીણતા અને સુઘટતા મેળવવા માટે તેણે આખું આયખું ખર્ચ્યું. એ એમ પણ કહે છે કે તેના ગુરુ વૉલ્શ પણ તેને બાલ્યકાળમાં સચોટતાનું સંવનન કરવાનો અને તેના પદ્યને શક્ય તેટલી ઊંચાઈ સુધી સંમાર્જિત કરવાનો આગ્રહ રાખતા. બીજાઓને મહાન કવિઓની હરોળને આંબવા ને કાલાતીત કીર્તિ પામવા માટે તરવરિયા મહત્ત્વકાંક્ષાની લગની લાગી હતી. પણ આ કામના આ લોકો શા માટે સેવે છે એ કંઈ સ્પષ્ટતાથી સમજાતું નથી. એ ખરું કે એક જમાનામાં લોકો કવિઓને ઉદાત્ત આદરભાવથી જોતાં, પરંતુ આજકાલ આ સ્થિતિ એટલી બધી સર્વસામાન્ય નથી; અને છતાં કવિતા દ્વારા યશલોલુપ ઉમેદવારોનો કોઈ તોટો નથી. એ પણ ચોક્કસ છે કે કવિનો વેપલો પાતળી ઉપજ માટે સુવિખ્યાત છે અને આર્થિક

* હમણાં હમણાં પ્રસિદ્ધ થતાં કુ. અમિતા મોદીનાં કાવ્યો આ સંદર્ભમાં જોઈ જવા જેવા છે – જ.

કારણોથી ભાગ્યે જ કોઈ એમાં પ્રવેશે છે. જેમના અભિપ્રાય માટે કવિને માન હોય તેવા તરફથી મળતાં પ્રશંસા અને પ્રોત્સાહન ઘણાં કવિઓ ભોગવે છે એ નિ:શંક છે, પરંતુ આ વસ્તુસ્થિતિ સર્વદેશીય નથી. એમિલી ડિકિન્સન અને હૉપકિન્સ નહિવત્ પ્રોત્સાહન પામેલાં અને છતાં પોતાનાં જીવનનાં અધિકતર વર્ષો સુધી એમણે કવિતા લખવાનું ચાલુ રાખેલું. પ્રતિષ્ઠા તેમને લગભગ મળેલી જ નહીં અને તે માટે તેમને આશા પણ ન હતી. ક્લૅરના પ્રથમ કાવ્યસંગ્રહને મળેલાં આવકાર ને પ્રશંસા પાછળથી નીરવતામાં ઢળી પડ્યાં ત્યાર પછી પણ લાંબા સમય સુધી તેણે લખવાનું ચાલુ રાખેલું. આ જ રીતે બ્લેઈકની પ્રતિભા પણ અણપ્રીછી જ રહી. દેખીતું જ છે કે કવિને લખવા પ્રેરે છે તે આર્થિક લાભ અને ભૌતિક ખ્યાતિથી કંઈક વિશેષ છે. આપણે તારતમ્ય એ તારવવું પડશે કે મનુષ્યના સ્વભાવમાં જ એવું કંઈક છે જે તેને કવિ બનાવે છે અને એના જન્મ સાથે કે એની સામાજિક સ્થિતિ સાથે કે એ જેવું જાણે છે એવા વિશ્વમાંની પોતાની જિન્દગી માટેની આધિવ્યાધિ સાથે આ તત્ત્વ સંકળાયેલું નથી. બ્લેઈકની જેમ તે ઉપેક્ષિત ને અકિંચન રહે કે ટેનિસનની જેમ તે દુન્યવી સફળતા અને સમૃદ્ધિ પામે, પરંતુ કવિ થવા માટેના તેના પ્રારંભિક સળવળાટને આ વસ્તુ સાથે બહુ લેવાદેવા નથી હોતી.

આપણે કબૂલવું પડશે કે ઘણા કવિઓને પોતાની કૃતિ માટે પ્રતિષ્ઠા ને ખ્યાતિ મળે એવી ઝંખના હોય છે; કિટ્સ છડેચોક પ્રતિષ્ઠાના પગેરુ શોધતો અને નાચીઝ ખેડૂત-દાડિયાનો પુત્ર ક્લૅર પોતાની કવિતાના બળે આ ગુમનામીમાંથી બહાર આવવા ઝઝૂમ્યો તે પણ ચોક્કસ. છતાં ય ઘણાં જુવાન કવિઓમાં જડે છે તે મહત્ત્વાકાંક્ષાનું તત્ત્વ આ વ્યવસાયને તેમણે શા માટે સ્વીકાર્યો તેનો ઉત્તર પૂરું પાડતું નથી. જેમણે પદ્યના લેખક તરીકે આરંભ કરેલો તેમાનાં ઘણાં સાહિત્યના બીજા પ્રકારો તરફ વળ્યા છે—જેવું કે કલ્પનોત્થ ગદ્ય અથવા તો રાજકારણ, તબીબી કે ધર્મસંસ્થાઓ જેવા બીજા વ્યવસાય તરફ પણ વળ્યા છે. એટલે 'પહેલવહેલાં તો કવિને ઘડે છે એવું શું છે?' એટલું જ પૂછવું બસ નથી; આપણે એ પણ પૂછવું પડશે કે 'બીજું કંઈક બનવા માટેની તકો અને પ્રલોભનો હોવાં છતાં એવું શું છે જે તેને કવિ તરીકે જ જકડી રાખે છે?'

વર્ડ્ઝવર્થ અને કોલરિજે જે જવાબ આપ્યો છે તે જોઈએ.

'કવિ એટલે શું? તે કોને સંબોધે છે? અને એની પાસે કેવી ભાષાની અપેક્ષા રાખવી?—એ એવો માણસ છે જે માનવીઓને સંબોધે છે—એવો માણસ જેનામાં સજીવ સંવેદનશક્તિ, ઉત્સાહ અને નજાકતની બક્ષીસ અધિકતર પ્રમાણમાં છે, જેને માનવ પ્રકૃતિનું સવિશેષ જ્ઞાન છે; માનવજાતમાં સામાન્ય રીતે હોય તે કરતાં તેના વધુ

સર્વતોમુખી આત્મતત્ત્વ ધરાવનારો છે; પોતાનાં જ આવેગ અને સંકલ્પશક્તિમાં રાચનારો માણસ અને એ પોતામાં રહેલા જીવનઉત્સાહથી બીજાઓ કરતા વધુ પ્રસન્ન થાય છે; વિશ્વના બનાવોમાં પ્રતિબિમ્બિત થતાં સમાન આવેગોને વિચાર-અભિગમોના મનનથી તે આનંદ અનુભવે છે અને જ્યાં આવા આવેગો ને વિચાર - અભિગમો ન જડે ત્યાં તેને ઉપજાવવા માટે તે અનાયાસ પ્રેરાતો હોય છે. ... પોતે જે વિચારે છે ને અનુભવે છે તેને અભિવ્યક્ત કરવાની અધિકતર તૈયારી ને તાકાત તેણે મેળવ્યાં છે.

અહીં જરા સાહસિક દાવો કરાયો છે. સામાન્યજન કરતાં કવિ આટલો બધો નિરાળો છે એમ આપણે સંમત થઈ શકીશું? ઈતર માનવતા કરતાં તેનામાં વધુ સંવેદનશક્તિ, માનવપ્રકૃતિની વધુ ઊંડી સૂઝ, વધુ સર્વતોમુખી આત્મા અને વધુ સતેજ કલ્પનાશક્તિ છે ખરાં? થોડીવાર આ બાજુએ મૂકીને, મને લાગે છે કે આપણે એટલા પૂરતું તો સંમત થઈ શકીએ કે, 'એ પોતાનાં જ આવેગ અને સંકલ્પશક્તિમાં રાચનારો છે' અને એ 'પોતામાં રહેલા જીવનઉત્સાહથી બીજાઓ કરતાં વધુ પ્રસન્ન થાય છે.' બીજા શબ્દોમાં કહીએ તો જીવનમાં કેવળ પશુસહજ આનન્દ માટે એનામાં વિશિષ્ટ શક્તિ છે એટલું જ નહીં, પણ એને આ શક્તિમાં આનંદ મળે છે અને આ વૃત્તિઓને પૂરેપૂરી સંતર્પવામાં એ આહ્‌લાદ અનુભવે છે. આપણે સંમત થઈ શકીએ કે તે ખરેખર જ તીવ્ર સંવેદન-શીલ છે અને એની પાસે કલ્પનાશક્તિની બળુકાઈ છે- એટલે કે, પોતાની આસપાસના વાતાવરણને સ્થળકાળને અતિક્રમીને પોતાને વ્યક્ત કરવાનું સામર્થ્ય તેનામાં છે. આ શક્તિ આમ તો કવિઓ પૂરતી જ મર્યાદિત નથી. ઓછાવત્તા પ્રમાણમાં, આ શક્તિ મોટા ભાગના માણસોની પૂંજી છે. બાળકોમાં સામાન્ય રીતે ચેતનશીલ સ્વભાવ અને ઇન્દ્રિયમૂલક પશુસહજ આનંદ માટેની શક્તિ હોય છે. આ રીતે જોતાં બાળકો કવિઓ જેવાં છે, અને સાચો કવિ આ બાળસહજ ગુણોમાંથી કંઈક જાળવી રાખી શકે છે. પણ કવિ પાસે એવું કંઈક છે જે દરેક બાળક પાસે નથી હોતું – 'પોતે જે વિચારે છે ને અનુ-ભવે છે તેને અભિવ્યક્ત કરવાની અધિકતર તૈયારી ને તાકાત' ... 'ધ ફૂલ વૅબ'ની શરૂઆતની પંક્તિઓમાં રૉબર્ટ ગ્રેઈવ્ઝની કથનરીતિ પ્રમાણે :

દિવસ કેવો બળબળતો છે
ગ્રીષ્મના ગુલાબની સુગંધનો મિજાજ કેવો તેજીલો છે
સંધ્યાકાળે આકાશમાં વિસ્તરેલો કાળો વગડો કેવો ભયાનક છે
ઊંચા ઊંચા સૈનિકોની બેંડક્વાયત કેવી બિહામણી છે
એવું કહેનારા બાળકો કેવા અણઘડ છે.

તાત્પર્ય એટલું જ કે, બાળકો ઇન્દ્રિયજન્ય લાગણીઓ પ્રત્યે સંવેદનશીલ તો ખરેખર છે. પરંતુ એમનાં સળવળેલા ચૈતન્યને નિરૂપવામાં તેઓ 'અણઘડ' છે. કોઈ વારસાગત, પરિસ્થિતિગત કે દેહવ્યાપારગત જેવા અણઉકલ્યાં અકસ્માતથી, કવિ મુખરિતતા ધરાવે છે જ્યારે બાળક અબુધ છે: અભિવ્યક્તિ માટે કવિ પાસે અધિક તત્પરતા ને શક્તિ છે. જોકે, આમાં જ આખી હકીકત સમાઈ જતી નથી. પોતાના વાતાવરણની છાયામાયા પ્રત્યેની ભૌતિક સજાગતા માત્રને જ કવિઓ વાચા નથી આપતા; પણ પોતાની લાગણીઓને વ્યકત કરવાની તેમની શક્તિ જ તેમની વિશિષ્ટ પ્રકૃતિનો પાયો છે.

વર્ડ્ઝવર્થ અને કોલરિજ દાવો કરે છે એવી અસામાન્ય ગુણવત્તા કવિઓ ધરાવે છે કે કેમ એ વિષે જ મૂળભૂત શંકા થવી જોઈએ; જો તેમનામાં આ શક્તિ હોય તો તે કસબ વડે છે, અભિવ્યક્તિની શક્તિ માટેના સતત પ્રયત્નો વડે છે, વાણીના વિશિષ્ટ સામર્થ્યના વિકાસ વડે અને શબ્દ પ્રયોજવાની વિશિષ્ટ આવડત વડે છે. કવિઓની શક્તિ માટે જે દાવાઓ, એક જમાનામાં થતા એવા દાવાઓ, લડાવવામાં આજે હવે આપણે ખચકાટ અનુભવશું. આપણે સ્વીકારવું પડશે કે કવિઓ ઉપરાંત એવા ઘણા ય છે જેમનામાં ભૌતિક લાગણીઓ પ્રત્યેની તીવ્ર સજાગતા હોય, માનવપ્રકૃતિ વિષેની આમૂલ સૂઝ હોય; કવિઓ ઉપરાંત એવા ઘણા ય છે જેઓ 'પોતાનાં જ આવેગ અને સંકલ્પશક્તિમાં રાચનારા' હોય છે અને કલ્પનાશક્તિની બળુકાઈનો અનુગ્રહ પામેલા હોય છે. ઉપરાંત આપણે એ માન્ય રાખશું કે 'કવિ એ એવો માણસ છે જે માનવીઓને સંબોધે છે.' અને અહીંથી જ જનસામાન્ય અને કવિ વચ્ચેનો ભેદ શરૂ થાય છે કારણકે એનામાં જો વાચાની આગવી શક્તિ ન હોય, ભાષા પરનું અસામાન્ય પ્રભુત્વ ન હોય તો તે માનવમાત્રને સંબોધી ન શકે. મને તો લાગે છે કે આપણે એમ કહીએ કે એક આ બાબત સિવાય બીજી બાબતોમાં કવિ બીજાઓ કરતાં ભિન્ન નથી, તો એ દાવો વધુ સ્વીકાર્ય ગણાય. તેઓ સાચે જ બીજાઓ જેવા જ છે, બલકે વિશેષ માત્રામાં. હું માનું છું કે પોતાની જાતને અદ્‌ભુત કે 'ભિન્ન' તરીકે ખપાવવામાં સાચો કવિ તો નારાજ હોય. સંપૂર્ણ અર્થમાં 'માણસ' તરીકે તેની ગણતરી થાય તે એને વધુ પસંદ પડશે; માત્ર એટલું જ કે, આ માણસ કંઈક જન્મગત ને કંઈક સંસ્કારેલી એવી બીજાઓને સંબોધવાની શક્તિથી અને આ શક્તિની નીપજ જેવી જવાબદારીની સભાનતાને કારણે બાકીના વિશ્વ કરતાં તે જરા અલગ તરી આવતો માણસ છે.

ટૂંકમાં કહીએ તો, કવિ કંઈક અંશે 'ખેલદિલ' છે. તે સામાન્ય માનવજાત જેવો જ છે, માત્ર એનામાં એક લાક્ષણિકતા અસામાન્ય રીતે વિકસેલી છે–અત્યંત માનવીય એવી લાક્ષણિકતા–ભાષાને સર્જવાની ને પ્રયોજવાની ક્ષમતા - એનામાં વધારે પડતી વિકસેલી છે; માત્ર આ એક જ દૃષ્ટિએ કવિ બીજા કરતાં ભિન્ન છે એમ કહી શકાય.

પ્રારંભમાં બીજાં બાળકો કરતાં ને જુવાનિયાં કરતાં કવિ જુદો તરી આવવાની શરૂઆત થાય છે તે ભાષા તરીકે જ ભાષામાં તેના રસથી માત્ર ભૌતિક પ્રક્રિયા કરતાં પણ, ભાષા તરીકેની લાગણીઓના તેના અનુભવથી. આ રસક્ષમતા વળગણ પણ બની શકે, તે એટલી હદ સુધી કે ભાષામાં ન મઢી શકાય તેવો અનુભવ થવો તે તેને માટે બેચેનીનું, કે દર્દનું પણ, મૂળ બની જાય.

કવિ જીવન કરતાં શબ્દને વધુ આવકારે છે એમ કહેવું તે અર્ધસત્ય છે. ખરેખર તો, જીવન વાચામય અભિવ્યક્તિ તરીકે અનુભવાય નહીં ત્યાં સુધી એ હેતુશૂન્ય છે. 'માનવતાને સંબોધવા' માટે કે પછી કમસેકમ બીજાઓ ધારે તો બીજાઓ વાંચી શકે એ રીતે વાતને શબ્દદેહ આપવા માટે - કવિ એક અનિવાર્ય વિવશતા અનુભવે છે.

અનુભવને શબ્દરૂપે પ્રમાણવાની આ અંતઃપ્રેરણા કે વિવશતા કંઈ કવિઓ પૂરતી જ મર્યાદિત નથી, બાળપણમાં તો નહીં જ. ખરેખર તો પ્રત્યેક બાળક સુખ અને દુઃખને, કુતૂહલ અને હૃદયાનુભૂતિને વ્યક્ત કરવા ઇચ્છે જ છે. પણ એને શાશ્વત અને અદ્ભુત[1] સ્વરૂપે વ્યક્ત કરવા પ્રત્યેક બાળક ઇચ્છતું નથી હોતું. પ્રતિભાનો સંસ્કાર વિશેષ ધારણ કરતો કોઈ કવિ પોતાના વિચારોને રસપ્રદ ભાષામાં અભિવ્યક્ત કરવામાં પ્રસન્નતા અનુભવે છે એટલું જ નહીં, પરંતુ બીજાઓનાં આવાં નિરૂપણને પણ માણે છે. જોડકણામાંથી મળતી શબ્દજન્ય લાગણીઓથી બધાં બાળકો રીઝે છે; પોતાની આગવી ભાષાકીય લઢણને સર્જીને કવિ પેલા બાળપણના આનંદને પુનઃ ઝડપી લેવા ને તેનું પુનરાવર્તન કરવા મથે છે. એને લાગે છે કે જેમ બીજાઓએ શબ્દમાંથી આગવી ને કાયમી કૃતિઓ ઘડી છે તેમ તે પણ કરી શકે - શબ્દનો વિનિમય કરવાના પોતાના કસબને પ્રયોજવાની પોતાની યથાશક્તિમતિ પ્રમાણે. પરંતુ રસ, શ્રમ અને કસબ પૂરતાં નથી; નવી નવી યોજના - સંયોજના માટેનો માહ્યલો આવેગ માત્ર બસ નથી.

પ્રેરણા શબ્દ આધુનિકતાની ઉપેક્ષા પામેલો શબ્દ છે, અને કવિતા પ્રેરણાની નીપજ છે એ વિચાર પર શાસ્ત્રીય વિવેચકો ભવાં ચડાવે છે, કારણકે પ્રેરણા એક એવી વસ્તુ છે જેને તેઓ સમજાવી શકતા નથી. 'અંતઃપ્રેરણા' શબ્દ એક કાળે પ્રચલિત હતો, પણ તેનું હમણાં અવમૂલ્યન થયું છે. એ શબ્દ પ્રયોજવા માટે હું ક્ષમાયાચના નથી માગતો, અને એની અવેજીમાં બીજો શબ્દ ફંફોળી કાઢવાનું કોઈ પ્રયોજન પણ જોતો નથી. એના અસ્તિત્વની ઓળખ માટે એની વ્યાખ્યા બાંધવી જ જોઈએ એ પણ જરૂરી નથી. કેટલાક કવિઓએ એવું પ્રતિપાદન કર્યું છે કે તેઓ પ્રેરણા વગર લખે છે, પણ સાચા અર્થમાં જે કવિ છે તે બધા જ જાણે છે કે પ્રેરણા શું સૂચવે છે અને એ તત્ત્વ તેમની કૃતિમાં ક્યારે હોય છે અને ક્યારે નથી હોતું. કવિ પોતાના મનને કવિત્વમય રીતે અભિવ્યક્ત કરવા મથે અને એ માટે ભાષાની પસંદગી વખતે પોતાના પૂરેપૂરા

જ્ઞાન અને કસબને કામે વળગાડે; કવિતા 'અવતરવા' આનાકાની કરે છે; ગમે તે લખે પણ પોતે સંતુષ્ટ થતો નથી. લખાણમાં કોઈ ભલીવાર નથી ને હતાશ થઈ તે ફાડી નાખે છે. બીજા કોઈ પ્રસંગે, તે એક પ્રકારની માનસિક, લગભગ શારીરિક, ઉત્તેજના પ્રત્યે સભાન હોય એમ લાગે છે. અને આને લીધે તેનું કાર્ય પ્રમાણમાં સરળ બની જાય છે; બહુ લમણાંઝીંક વગર કવિતા 'બરાબર અવતરતી' જાય છે. એમ લાગે છે કે આવી શકિત ક્યાંક બહારથી આવતી હોય છે, પોતામાંથી સ્વયં પ્રગટતી નથી. શાબ્દિક કસબથી એ કંઈક સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી લાગે છે. એ તત્ત્વ એણે શીખેલું નથી; એ તો માત્ર બને જ છે. આ અંતર્નિહિત શકિત એ જ પ્રેરણા. સ્વેચ્છાપૂર્વક એને ઉત્પન્ન કરાતી નથી; જેમ એ આવે છે એટલા જ વેગથી એ ઊડી જાય છે. આ શકિતને તમે બુદ્ધિ-શૂન્ય કહી શકો કે તેને પરા-બુદ્ધિજન્ય કહી શકો. પોતાની બુદ્ધિ જ્યારે અત્યંત મંથર દશામાં હોય એવે વખતે હાઉસમેનને પ્રેરણા આવતી. નરી બુદ્ધિપરાયણતા જ્યારે અવશ હોય ત્યારે તે આવે છે. આવે સમે કવિ પોતાની સમધારણ શકિતથી પર જઈને લખે છે, કારીગરના સાધારણ કસબથી તે પામી શકે તેના કરતાં ઉચ્ચતર ભૂમિકા પરથી એ લખી શકે છે. સફાઈદાર પદ્ય, સાચી કવિતાની ચતુર પ્રતિકૃતિ કરતાં કંઈ વિશેષ એવું લખવા એ પોતાની જાતને ક્યારેય જોતરી શકે નહીં. સમજણથી પર એવી આ શકિત જ માત્ર જેને સામાન્ય રીતે અંતઃસ્ફુરણા કહેવાય છે, એ જ તેની પાસે કવિતા લખાવી શકે છે.

મોટા ભાગના લોકોને પોતાના વ્યવસાય પ્રમાણે ગદ્ય લખાણોમાં હેતુલક્ષિતાને ધ્યાનમાં રાખીને જ ભાષાનો વિનિયોગ કરવાની ફરજ પડે છે; સમજૂતી, વસ્તુસ્ફોટ, વર્ણન, સુગમ આજ્ઞા કે બૌદ્ધિક દલીલ માટે. બાળકો અને કવિઓ તર્કશૂન્યપણે ભાષા પ્રયોજે છે. મોટા ભાગનો આપણો એકબીજા સાથેનો વિનિમય બુદ્ધિગમ્ય ભાષામાં થતો હોય છે. પણ કવિઓ જાણે છે કે બુદ્ધિશૂન્યતાની પણ એક ભાષા છે જે તર્કથી પર એવી માનવીય અનુભૂતિનાં ઊંડાણો સાથે વાતો બાંધી શકે છે. સંસ્કૃતિની ઉપજ જેવા માણસે અસમધારણ કક્ષા સુધી તાર્કિક શકિત વિકસાવી છે; વૈજ્ઞાનિક વિચાર એટલે અત્યંત પ્રગતિ પામેલો બુદ્ધિગમ્ય વિચાર.

જો વિજ્ઞાનને કવિ સાથે કંઈ વાંધોવચકો હોય તો તે એટલા માટે કે, કવિતા સર્વાંશે તાર્કિક નથી. મેકૉલેએ કહ્યું, 'જેમ જેમ સંસ્કૃતિ આગેકૂચ કરતી જાય છે તેમ તેમ કવિતા લગભગ અનિવાર્ય રીતે પીછેહઠ કરે છે.' પણ આપણા સૌમાં બાળક અને પ્રાકૃતજન બન્ને વસેલાં છે, અને પોતાની પ્રકૃતિમાં જ વસેલા સુપુખ્ત જન અને દટાઈદબાઈ ગયેલા બાળકને પ્રાકૃતજન વચ્ચે રહેલા સંક્રાન્તિના માર્ગોને કવિ મોકળા રાખે છે. માટે જ કવિ માનવસ્વભાવમાં રહેલી પ્રચ્છન્ન બુદ્ધિશૂન્યતામાંથી પોષણ મેળવી શકે છે અને તેને છતી કરી શકે છે.

આજકાલ હવે કોઈ કરતાં કોઈ એમ વિચારતું નથી કે નરી તાર્કિકતાના પાયા ઉપર જ આપણે આપણી સંસ્કૃતિ ચણી શકીએ; માનવસ્વભાવમાં રહેલી ખંડનાત્મક અને સર્જનાત્મક એવી બન્ને તર્કવિહીન લાગણીઓને સંપૂર્ણપણે નાથી શકાય એમ કોઈ માનતું નથી. વિજ્ઞાનીઓને પણ હવે તો પ્રતીતિ થવા લાગી છે કે માનવજાતમાં રહેલા તર્કશૂન્ય તત્ત્વની સામે આંખમિચામણાં કરવાં એ અવૈજ્ઞાનિક વલણ છે; સમગ્ર માનવ-જાતને સંપૂર્ણપણે તર્કબદ્ધ ગણી લેવામાં તર્કનું દેવાળું કહેવાય.

એમિલિ ડિકિન્સને લખ્યું છે તેમ:

બેફામ પગલાઈ અત્યંત અલૌકિક પ્રજ્ઞા છે
પારખુની આંખને-
અત્યંત મેધા છે નરી પગલાઈ

પહેલાનાં જમાનામાં કવિઓને ઘણીવાર પાગલ ગણવામાં આવતા. બુદ્ધિરહિતતા-નાં પરિબળો પ્રત્યે માત્ર કવિઓ જ સભાન છે અને પ્રાસાદ્યુક્ત વાણી મારફત કવિઓ જ આ શક્તિ સાથે નાતો ધરાવે છે એવી જાતની લાગણીને વ્યક્ત કરવા માટેનું ઉપ-ર્યુક્ત કથન તો એક અભિવ્યક્તિની રીત જ છે. 'એ મિડસમર નાઈટ્સ ડ્રીમ'માં થીસિઅસના શબ્દો જોવા ઉપકારક થઈ પડશે:

પાગલો, પ્રેમી અને કવિ
નક્કર કલ્પનામાંથી જ ઘડેલા છે:
અફાટ નરકાગાર સંઘરી શકે તે કરતાં પણ વધારે દાનવોને જુએ છે પહેલો,
એટલે કે પાગલ; પ્રેમી, એટલો જ પ્રમત્ત,
ઈજિપ્તની કોઈ પણ સ્ત્રીના ભાલમાં ભાળે છે હૅલનનું રૂપ:
કવિની આંખ, મધુર ઉન્માદમાં ચકળવકળ થતી,
ઝાંખી કરી લે છે આકાશથી છેક વસુધાની, ધરતીથી છેક આકાશની:
અને, અણજાણ પદાર્થોના આકાર
જેમ જેમ કલ્પના ઘડતી જાય છે, તેમ તેમ કવિની કલમ
તેમનું આકૃતિમાં રૂપાંતર કરે છે, અને હવાઈ અ-ભાવને
બક્ષે છે એક સ્થાનિક વસાહત અને એક નામ.
આવા જાદુને હોય છે સત્ત્વશીલ કલ્પના,
જે, થોડોક આનંદ પામી શકતી હોય તો
તે કોઈ એક પેલા આનંદના અવતાર કને પણ પામી શકે છે,

**અથવા તો રાત્રે, કોઈ ભયની કલ્પનામાં ઝાડી-ઝાંખરાને કેટલી સરળતાથી એક રીંછ માની બેસે છે!**

કવિઓને પાગલો સાથે કંઈ મળતીભળતી હશે. એટલે જ એમને અને કવિને એક વખત વ્હેમની નજરે જોવામાં આવતા, અને આજેય એમ ક્યાં નથી? આદર્શ રાષ્ટ્ર-સમૂહમાંથી – શુદ્ધ બુદ્ધિ ઉપર જ જેની પ્રતિષ્ઠા થઈ છે એવા સમાજમાંથી – એટલે જ તો પ્લેટો એમને તડીપાર કરવા ઇચ્છતો હતો. પણ આવા સમાજનો ખપ જ શો છે? જે સંસ્કૃતિમાં એઈસ્ખિલસ અને સૉફોકિલસની કૅટલસ વિયો અને રીમ્બોની, શેઈક-સપિયર કે બ્લેઈકની કવિતા જ ન હોય એવી સંસ્કૃતિ શું ઉજાળવાની હતી? ખરેખર તો આજ માણસ છે જેના કલ્પનાબળે જ આ વિશ્વનો કંઈક તાળો બેસાડયો; નહીં તો આ વિશ્વ કંઈક નરી યાંત્રિકતામાં જ રૂપાંતર પામ્યું હોત. વૈજ્ઞાનિક સિદ્ધિઓ, નક્કર વાસ્તવિકતા છે અને આધુનિક સમાજ માટે આવશ્યક પણ છે; પરંતુ કલા, હાસ્યપ્રધાન નાટકો, સંગીત, કવિતા અને પરોપકારિતા જેવી બુદ્ધિરહિતતાની સિદ્ધિઓ વગર આધુનિક સમાજ અર્થશૂન્ય જ બની રહેત.

લાગે છે કે સોફોક્લિસ અને શેઈક્સપિયરનું નામસ્રણ જ આપણને ક્ષુલ્લક માનવતાથી ક્યાં ને ક્યાં દૂર લઈ જાય છે અને છતાં, શેઈક્સપિયર નિઃશેષ માનવ હતો એ વિષે કોણ શંકા રાખી શકે? માત્ર એક નહીં પણ અનેક માનવોનાં વિચારો અને લાગણીઓ અને અનુભૂતિઓને પામી ચૂકેલો એ માનવ હતો; બીજા કોઈ પણ માણસ કરતાં વધુ માનવ-અનુભવોને સાક્ષાત્કાર કરી ચૂકેલો એ માનવ હતો. ભાષા પરના પ્રભુત્ત્વ વડે, એના કારણે, એ આમ કરી શકયો. હૅમલેટ અને કિંગ લિયરમાં અનુ-ભવજગતના એટલા તો ગજબનાક વ્યાપને આવારી લેવાયો છે કે ક્યારેક તો આ નાટકો માત્ર શબ્દોના જ બનેલા છે એ વાત જ આપણને વિસારે પડી જાય છે. શબ્દો દ્વારા શેઈક્સપિયર બ્રહ્માંડપુરુષ બની ગયો.

કવિતાના દરેક લેખકને લાગુ પાડી શકાય એવી કવિની વ્યાખ્યા કોઈએ ઘડી કાઢી નથી. પણ આદર્શ રીતે કહી શકાય કે કવિ સામાન્ય જનથી નિરાળો નથી. એ અનેક પ્રકારના માણસો જેવો છે. અને વાક્શકિતના અસાધારણ વિકાસની દૃષ્ટિએ જ માત્ર બીજાઓ કરતાં ભિન્ન છે. ગમે તેવું કઠિન તપ કરે તો પણ કોઈ એક માણસ કવિ બનશે જ એવું નિશ્ચિત નથી, હા, કવિઅંકુર તરીકે કોઈ પણ વ્યકિત જન્મી શકે. ડૉકટર જ્હોનસનના કહેવા પ્રમાણે ડ્રાઈડને પોતાના યુવાન પિતરાઈને કહેલું, 'સ્વિફ્ટ, તું ક્યારેય કવિ નહીં બનવાનો.' આનું કારણ એ હતું કે, ડ્રાઈડન જેને કવિતા ગણતો,

અને પોતે જે કવિતા લખતો, એ પ્રકારની કવિતા લખવામાં સ્વિફ્ટને કંઈ ઝાઝી સફળતા મળેલી નહીં. પણ પોતે હતો તેના કરતાં તો ક્યાંય વધુ કલ્પનાશીલ, માનવીય અને હૃદયસ્પર્શી કવિ તરીકે સ્વિફ્ટ ઝળક્યો તે જોવા માટે ડ્રાઈડન જીવ્યો નહીં.

### જો ☐ સુંદરજી બેટાઈ

બાલ આ મુજ ખરવિખર છો ને બુઝર્ગી–બાંગ દે!
યદિ અંતરે રહું નીરનિર્મલ બાલ લાલ ગુલાબ હું!

રક્ત મારું પાંડુરોગે ગ્રસ્ત પાંડુર છો બને!
સૌભાગ્ય–યદિ હૈયે રહું શચિ લાલલાલ ગુલાબ હું!

નેત્ર હો, દ્યુતિનષ્ટ મારાં આ ભલે ભવ ચંચલે,
જો અંતરે પ્રજ્વલિત એક અનન્ય રમ્ય ચિરાગ રહે!

હસ્તચરણો મુજ ભલે સ્થિતિભ્રષ્ટ હો ગતિનષ્ટ હો,
જો રમ્ય રતિ નભનિર્મલા મુજ ચિતમાં તરતી રહે!

શ્રવણ મારાં હો ભલે શ્રુતિવિકલવ્યાં ક્ષતવિક્ષતે,
શ્રોતવ્યનું સંગીત રણઝણતું રહે મુજ અંતરે!

દેહ આ આખો ય ઉખડયા વૃક્ષ જેમ ભલે પડે,
જો દેહ - દ્યોતક જ્યોત જ્યોતિર્મય બને વૈશ્વિક લયે!

### હું ☐ જયન્ત પાઠક

અઢાર અક્ષૌહિણી સેનાની વચમાં
ઊભો છું હું –
ને મારો સારથિ તો
અશ્વોની રાશ મૂકી દઈને
ઊતરી ગયો છે રથમાંથી
હવે હું કોને કહું કે
करिष्ये वचनं तव ?
મારતે ઘોડે
ચોરીમાંથી એનું અપહરણ કરવા
હું મંડપ સુધી આવી પહોંચ્યો છું–
ને પ્રેયસી તો
મારા ભણી પીઠ ફેરવી ઊભી છે:
થાકેલો અશ્વ ને હતાશ હું
હવે મારે ક્યાં જવું?

હું ઈન્દ્ર, ઈન્દ્રાસનનો ધણી
સામે ચાલીને આવ્યો છું યજ્ઞમાં
સોમ માટે –
ને ઋષિઓ તો મારા અધિકારની
ઘોર અવગણના કરે છે:
મારા હાથમાંથી વજ્ર સરી પડે છે!

હવે મારે
મારી આવતી કાલની કથામાં
ગઈ કાલના નાયક વગર જ
ચલાવવું પડશે!

અનુભૂતિ ☐ સુરેશ દલાલ

મારા દોસ્તના ઓશિકા પાસે
મરણ બેઠું છે.
મૃત્યુના ભિડાયેલા હોઠમાં
સંકલ્પની સખ્તાઈ છે.
પથારીની આસપાસ જિજીવિષાનાં વલખાં છે.
દોરાધાગા, માદળિયાં, તાવીજ,
બાધાઆખડી, માનતા,
સત્યનારાયણ, શ્રીનાથજી,
કોઈક ઉપાય...
મૃત્યુ આગળ ઈશ્વર પણ નિરુપાય ?
ક્યાં છે સાવિત્રી, ક્યાં છે સત્યવાન ?
પ્રત્યેકની પથારીમાં જીવનની આબરૂ,
મૃત્યુનું રૂ.
ક્યો પીંજારો લાગણીઓને પીંજી નાખે છે!
લગ્નજીવનનાં મધુર દશ્યોને
પાગલ સ્ત્રી વાળને વીંખે એમ વીંખી નાખે છે

મારા દોસ્તના ઓશિકા પાસે
સ્વજનોની આંખનું તળાવ
વેદનાથી લીલું લીલું થઈ ગયું છે.
ચશ્માંના કાચની જેમ ભાંગી જશે મારો દોસ્ત
અને આંખની કીકી ઓઢી લેશે સફેદ ચાદર.

મરણના રંગને હવે હું બરાબર ઓળખી ગયો છું.
હૉસ્પિટલની દીવાલો જેવું એ અડીખમ હોય છે
અને પથારીની ચાદર જેવું પથરાયેલું.
નર્સની સારવારને ભોંઠી પાડવા માટે
એ ખડેપગે ઊભું હોય છે
અને ડૉક્ટરોના પરાજયના પીળા રંગને
એ પીપરમીંટની જેમ મમળાવે છે.

અમારી લાચારી પર એ
સુક્કી આંખે હસ્યા કરે છે.
કયો પીંજારો
અમારી લાચારીને પીંજ્યા કરે છે પળે પળે?

મારા દોસ્તના ઓશિકા પાસે,
સપ્તપદીના સાત ફેરાઓ પ્રાર્થના કરતાં
કાકલૂદી કરતાં ઊભા છે.
હજી તો એના સંતાનના ખભા પર
નિશાળનું દફતર લટકે છે.
સ્કૂલ-બસમાં જતો છોકરો
હાથમાં દોણી લઈને
સ્મશાને કઈ રીતે જઈ શકશે?

દફતર ને દોણી
કોઈ પણ ટેકા વિનાની કોણી
ખૂટી જતો શ્વાસ
તૂટી જતો પ્રાસ
આખરે શું આ કવિતા નંદવાઈ જશે?
દોસ્તના લગ્નમંડપમાં આવેલું સાજનમાજન
અંતે તો ડાઘુ ……?

મારા દોસ્તના લગ્નના ફોટાઓ
આલ્બમમાં સૌભાગ્યને સાચવવાનો
પ્રયત્ન કરી રહ્યા છે.
મારા દોસ્તના ઓશિકા પાસે
લગ્નના ફોટાઓ
મૃત્યુ પાસે હાથ જોડીને ઊભા રહ્યા છે
પણ
મૃત્યુના ભિડાયેલા હોઠમાં
પોલાદી સંકલ્પની સખ્તાઈ છે.

['જનશકિત']

## બે મૃત્યુકાવ્યો ☐ ઉશનસ્

### મંત્રની સ્મશાનયાત્રામાં

બધું અંતે આ કે? અહીં લગી જ કે? આટલું જ કે?
બધી ચર્ચાચર્ચી અધવચ અધૂરી જ અટકે;
અધૂરી ચર્ચાનું અધૂરું રહ્યું કો વાક્યસમું મ્હોં,
ઉઘાડી આંખોની, ભ્રમ વગરની ઊંઘમહીં છો;
કશા સામે આંખો વણપલક થૈ સ્તબ્ધ સડક,
પડ્યો ઝાંખો આખો કીકીકચકડો, કાચ કડક;

હતા પ્રાણો વૃદ્ધો તમ ખરખરે, જે મળી ગયા
મૂગા મૂગા પાછા; જીવનવિષયે ઉત્સુક ન'તા
કશુંયે આ કે તે તરફ વધવા; છેક ન જતાં
ઘણા તો થાકેલા તમથી વધુ, પાછા વળી ગયા;

હવે છે અગ્નિ તે સધૂમ પ્રજળંતો ચરચરે,
હતો સ્તો બીજો યે અધૂમ બળતો આયુષભરે;

અને જ્યાં ડાઘુની સ્વજનતણી ટોળી ઘર જતી
ઘરે જાસાચિઠ્ઠી કશીક લખી કે ચોકડી હતી.

## ૨. અને પછી મારી ય...

ન'તા છેલ્લે છેલ્લે મુજથી ઊંચકાતા ય ચરણ,
– બરુ–સાંઠા શેં ઊંચકીય શકે મારું વજન:
તમારી ખાંધે છું તદપિ હજી મારા ચરણમાં
– મળ્યો'તો પ્હાડોથો સમય પણ સીધો ચઢણમાં
હજારો ગાઉની કળતી રહી શ્રાંતિ મરણમાં;
ચઢાણે રસ્તામાં કંઈ અધવચે આવી મળ્યું જે,
ગયું છૂટી, છાંડી અગર અધવચ્ચે જ મળ્યું તે,
મળ્યાં'તાં ટેકાવા કંઈક કર, સ્કંધો, રૂપ, રતિ.
વિચારો ને સ્વપ્નો, અધવચ ખરી સૌ સહગતિ,
નફામાં એવી તો મૂકી જ ગઈ આ થાક, વિરતિ,

હતા તેવા ખાલી કરની મુઠ્ઠીમાં આપ ઊંચકી
હતાં છાતી ઊભાં ચઢણ ચઢવાનાં ચરણથી

તમે ખાંધે લીધો, ભલું તમ થજો બંધુ, નહીં તો
હું ચાલી તો મારે મરઘટ જવાનો કયમ હતો?

પ્રિય સુરેશભાઈ, તા. ૩૦-૫-૭૫

'કવિતા'ના અંકો મળે છે. એ સામયિક ઘરમાં રસપ્રદ વાચનસામગ્રી આપે છે અને ચર્ચા જગાવે છે. 'કવિતા' અમારી કાવ્યસમજ વધારવા અને કવિતાઓની મોજ વધુ ઘેરી બનાવવા માટે પ્રયોગોનું સાધન બને છે. એક પ્રયોગ વર્ણવું:

વિખ્યાત કવિ ફ્રોસ્ટ ઉપરનો 'કવિતા'નો વિશેષાંક થોડા સમય પર મળ્યો હતો. એ અંકમાં ફ્રોસ્ટના એક કાવ્યનાં વિવિધ કક્ષાની પ્રતિષ્ઠા પામેલા સાહિત્યરસિકો અને કવિઓ પાસે અનુવાદ કરાવી છાપ્યા હતા. મારા કવિતા સંગીતપ્રેમી મિત્ર-મંડળમાં એક રસભર્યો અખતરો–રમત ઉપાડયાં. અનુવાદકોનાં નામ દીધા વગર અનુ-વાદોનું વાચન કર્યું. ત્યારબાદ કાવ્યોને કોટીક્રમ આપવા જણાવ્યું. ત્યાર બાદ એ કોણે લખ્યાં હશે તે કાવ્યરચયિતાનાં નામો જણાવી નક્કી કરવા કહ્યું. આ રમતમાં મજા આવી. કાવ્યરસિકોએ અણધાર્યા ઉત્તરો આપ્યા અને કારણો પણ જણાવ્યાં. ઘણાએ બહુ જ ઊગતા, અજાણ્યા કવિના અનુવાદને શ્રી ઉમાશંકર, નિરંજન ભગત વગેરેનાં કાવ્યો તરીકે બિરદાવ્યાં અને આ પ્રગલ્ભ કવિઓના અનુવાદોને ... મૂંઝવણભરી પરિ-સ્થિતિ ઊભી થઈ. આપણાં વિવેચનમાં નામથી કાવ્યની ગુણવત્તા કે કાવ્યથી નામની ગુણવતા અંકાય છે?

'કવિતા' દ્વારા આવી રમત કરતો હતો અને અનુભવો પ્રાપ્ત કરતો હતો ત્યાં તમારા તરફથી 'કવિતા' અંક ૪૬, એપ્રિલ, ૧૯૭૫નો અંક મળ્યો. સાથે સાથે તમારી આગવી રીતે વિવિધ સ્તરની વ્યકિતઓને કવિતામાં રસ જગાડવાની તરકીબભર્યું સૂચન મળ્યું કે મારે આ અંકનાં કાવ્યો વાંચી ગુણવત્તાની દૃષ્ટિએ શ્રેષ્ઠ કાવ્ય કયું છે તે જણાવવું. મિત્રની આજ્ઞા ઉથાપવાની અશકિતએ આ ભગીરથ કાર્ય મારે હાથ ઉપર લેવું પડયું. અંકનાં કાવ્યો વાંચી ગયો, વારંવાર સમજવા કોશિશ કરી. મૂલ્યાંકનનો પ્રયોગ શરૂ કર્યો, કસોટી-એ શોધવા પ્રયત્નશીલ થયો.

## બે પ્રકારની સમસ્યાઓ અનુભવી

આજના ઘણાખરા કવિઓ જાણેઅજાણે તત્ત્વચિંતનની એક પ્રણાલિકા અપનાવે છે. જીવન એબ્સર્ડ છે, સમાજ શૃંખલા છે–પીગળતા બરફની નાવ જેવો છે, વ્યકિતત્વ ચહેરા વગરનું, ચૂંથાયેલું, ન સમજતું, ન સમજાય એવું અસ્તિત્વ છે. નિરાશા એ જીવનનો મૂળભૂત ધ્વનિ છે. જીવન દુર્બોધ છે. માનવી પોતાની સાથે પણ વાત કરી શકતો નથી. આ તત્ત્વચિંતનને વરેલા કવિઓ, એમના મત પ્રમાણે જીવનમાં રહેલી દુર્બોધિતા કાવ્યમાં પણ અભિવ્યકત કરે એ સમજી શકાય છે. જીવન દુર્બોધ હોય તો ભાષા, વાકયવળાંકો, પ્રતીકો, શબ્દપ્રયોગો સુબોધ સમજાય એવાં શા માટે હોવાં જોઈએ?

મારે માટે ઘણી કવિતાઓ દુર્બોધ હતી—ન સમજાય એવી એમ કહું તો ચાલે. કેટલાંક કાવ્યો જાણે '.. શબ્દકોશના વેરવિખેર થઈ ગયેલા શબ્દો,' .. અમુક અંશે, પરંતુ ગીતના આકાર આપ્યા વગરના લાગ્યા એટલું જ નહિ, પણ કેટલાંક કાવ્યોના આકર્ષક શબ્દો તરછોડવા મુશ્કેલ પરંતુ 'અર્થ સાથે જોડવા મુશ્કેલ' લાગ્યા. મને લાગ્યું કે જે કાવ્યો દુર્બોધિતાનો મંત્ર જપતા હોય, જેની પાછળનું તત્ત્વદર્શન ધ્વનિ, પ્રતીકો અને શબ્દલય-રચના દુર્બોધિતા જ અભિવ્યકત કરવા માંગતા હોય તે ન સમજાય એમાં આશ્ચર્ય પામવું શા માટે? તમારા આદેશનું પાલન કરવાનો નિર્ણય સમસ્યા-રૂપ બન્યો. દુર્બોધિતા જેનું હાર્દ છે એ કાવ્યોમાં શ્રેષ્ઠ ગણવા માટે કઈ કસોટી અપનાવવી? વધુમાં વધુ દુર્બોધ હોય તે, કે જીવનની કહેવાતી દુર્બોધિતાને સરસ સરળ સમજાય એવી અસરકારક રીતે અભિવ્યકત કરી શકે તે?

શિક્ષણક્ષેત્રે ચાલતી ગુણવત્તા માપવાની પ્રગતિશીલ અને વધુ તટસ્થ ગણાતી એક પદ્ધતિનો આશ્રય લેવા નિર્ણય કર્યો. કાવ્યોને પહેલો, બીજો એમ નંબર આપવાને બદલે ગ્રેડ સિસ્ટમ પ્રમાણે મૂલવવા યત્ન કર્યો છે. આટલા બધાં કાવ્યોમાંથી કોઈ એકને શ્રેષ્ઠ કાવ્ય ઠરાવવા કરતાં લગભગ સમકક્ષાને લાગતાં અમૂક કાવ્યોને A grade આપ-વાની પ્રણાલી વધુ ન્યાયી બને એવું લાગ્યું. પ્રયોગશીલ અખતરાઓ કરવાના આજના યુગમાં હું પણ ગ્રેડ આપવાની પદ્ધતિ અપનાવું તો તમને વાંધો નહીં જ આવે એમ આશા રાખું છું.

મારા મન અનુસાર નીચેનાં કાવ્યો A grade માં મૂકી શકાય:

(૧) વિપિન પરીખનું 'મુકિત' (૨) ઘનશ્યામ પરીખનું 'કહ્યું' (૩) રમેશ જનીનું 'અંકુર' (૪) કુમુદ પટવાનું 'કયાં છે' (૫) જયંત વસોયાનું 'ગઝલ' (૬) મુરલી ઠાકુરનું 'મલાજો.'

કારણ આપવાની જરૂર ખરી? પરીક્ષકો કદી કારણ આપે છે? આવાં પરીક્ષણ માટે આમંત્રણ આપ્યું તે માટે આભાર માનુ?

આપનો

અક્ષયકુમાર ર. દેસાઈ

તા. ક.:

ગ્રેડ સિસ્ટમ અપનાવવાને કારણે તમને ખરેખર જ મૂંઝવણ ઊભી થઈ હોય અને ઇનામની યોજનામાં વિક્ષેપ પડતો લાગતો હોય તો હું શ્રી વિપિન પરીખના 'મુકિત' કાવ્યને A+ આપવા લલચાઉં.

અક્ષયકુમાર ર. દેસાઈ

**મારું વતન □ વાડીલાલ ડગલી**

જ્યાં જ્યાં ખીલે સ્વતંત્રતા
ત્યાં ભાળતો મા ભોમકા.

**વિપર્યય □ વિપિન પરીખ**

પિતા જ્યારે હોતા નથી
અને મા વધારે વૃદ્ધ થતી જાય છે
ત્યારે એની આંખમાંથી પ્રશ્ન ડોકાયા કરે છે :
'આ પુત્ર મને સાચવશે ખરો ?'
પણ એ પ્રશ્ન શબ્દ બનીને હોઠ ઉપર નથી આવતો.
આ એ જ મા
જેણે મને ફૂલની જેમ સાચવ્યો,
મારા પગલાં પાછળ પાછળ અદ્ધર ટંગાઈ રહેતી,—
હું મોટો થઈને ટટ્ટાર ઊભો રહ્યો ત્યાં સુધી.
આ એ જ મા
જે મીઠા હાલરડાંનાં ઘેનમાં મને ડુબાવી પછી જ સૂતી.
આજે એ ઊંઘમાંથી ઝબકી ઝબકીને જાગી ઊઠે છે —
પણ બોલતી નથી.
એના ધ્રૂજતા હાથમાંથી વારેવારે એક શંકા છટકી જાય છે
કે દીકરાનો હાથ એને દગો દેશે તો ?

હું એને ટેકો આપી શકે એવું કશું જ કહી નથી શકતો.
ફક્ત
મને મારા હાથ
કાપી નાખવાનું મન થાય છે.

દિયો

હે ભુવન ભુવનના સ્વામી!
આ ઝરે આંસુની ધાર દીન પોકાર
સહો હે અંતર્યામી!

હે ભુવન૦

આથમણી આ સાંજ ભૂખરી ઝાંખી ધૂસર,
રે અંધ આંખ, સૌ અંગ ધ્રૂજતાં ભાંગ્યાં જર્જર;
અને પગલે પ્રતિપલ થાક લથડતાં ડગમગ થરથર.
એને લિયો ઉપાડી હાર, પરમ આધાર
શરણ રે ચરણે પામી.

હે ભુવન૦

અંતરને સ્મરણો સૂનાં સ્યાં અગણિત પલપલ,
તે બાળી દેતાં દાહ દુઃખ દાવાનલ પ્રજ્વલ;
એને અંકુ ધરો દો શાતા સુખ હે શીતલ વત્સલ.
અને દિયો અભયનાં દાન, સુધાનાં પાન,
અમલ! હે પાવન નામી.

હે ભુવન૦

(signature) ૩૦।૩।૮૭

# ફફડાટ

ઘરે
રજાના દિવસે બપોરે
થયું મને
હૌં ઠીકઠાક ગોઠવું,
ત્યાં છાજલીમાં સાજને ખસેડતાં
અજાણતાં સ્હેજ અડી જતામાં
ઇંડું દડ્યું નીડથી ભોંય, ફૂટ્યું:
હૈયે થયો ત્યાં ફફડાટ પંખીનો.

સપ્ટેમ્બર
૧૯૬૨
અમદાવાદ

ઇન્દુકુમાર ત્રિવેદી

વિદેહ □ ભારતભૂષણ અગ્રવાલ □ શકુન્તલા મહેતા

આજે જ્યારે સાંજે ઘરે પહોંચ્યો
ત્યારે ગજબની ઘટના થઈ.
મારી તરફ કોઈએ કશું ધ્યાન જ ન આપ્યું
'ચા કરું?' એવું પણ પત્નીએ ન પૂછ્યું
બાળકો પણ બીજા રૂમમાં બેસી રહ્યાં
નોકર પણ બેપરવાઈથી ઝાડુ મારતો રહ્યો –
મારા અસ્તિત્વની અવહેલના કરતો
જાણે કે હું છું જ નહીં
તો શું હું છું જ નહીં?
અને વિસ્મય સાથે મને આમ થયું:
અરે, મારો દેહ આજે ક્યાં છે?
રેડિયો ચલાવવા ગયો ત્યાં હાથ ગાયબ
બોલવા ગયો ત્યાં મ્હોં જ નહીં
દૃષ્ટિ તો છે, પણ આંખોને ક્યાં શોધવી?
વિચારું છું, પણ માથું ગેરહાજર
તો પછી – તો પછી? ભલા હું ઘેર જ કઈ રીતે પહોંચ્યો?

અને ત્યારે ધીરે ધીરે ખબર પડી કે
ભૂલથી મારું માથું હું ઑફિસે મૂકી આવ્યો છું.
હાથ ટીંગાતા રહી ગયા છે બસમાં.
આંખો નક્કી ફાઈલોમાં અટવાઈ ગઈ છે.
અને કહો ન કહો, પણ પગ તો 'ક્યૂ'માં જ રહી ગયા છે.
ત્યારે તો, આજે હું ઘરે આવ્યો છું વિદેહ.

દેહહીન જીવનની કલ્પના તો ભારતીય સંસ્કૃતિનો સાર છે
પણ શું તેમાં થકાવટ પણ ભળેલી છે કે જે મને
અંગહીનને પણ ભીંસ્યા કરે છે?

## કવિતા ☐ જયન્ત પાઠક

ચૉકની વચ્ચે ઊભી કરેલી
શૂળી પર ચઢી
હસતાં હસતાં વીંધાઈ જવાની હિંમત છે?
ધગધગતા અંગારાને
હથેળીમાં લઈને રમાડવાની આવડત છે?
ચણોઠીઓ ફૂંકી ફૂંકીને
તાપણું કરી તાપવાની ધીરજ છે?
ઊભી દીવાલમાંથી
આરપાર નીકળી જવાની હિકમત છે?
કરોળિયાના જાળામાં
આખા બ્રહ્માંડને
તરફડતું જોવાની આંખ છે?
હોય તો તું
કવિતા કરી શકે—કદાચ

## ☐ ગુણવંત શાહ

લીમડાને છાંયડે
પવન ધ્યાન કરે.

તાડ, ખજૂરી, નારિયેળી
બધાં જ સમાધિ ભજે.
અજગર, સાપ, ગરોળી
શવાસન કરે,
ને
તો ય
પાંદડાં તો
(આંખને સનેપાત થયો હોય, એમ)
મટકું માર્યા જ કરે.



## સિકંદરને ☐ નિનુ મજુમદાર

ખસી જા વચમાંથી !

ઉદય થયો સવિતાનો, પ્રસારે કિરણો દશે દિશામાં,
શા માટે રોકીને ઊભો દિનને તિમિર-નિશામાં?

અક્ષય – અખંડ તેજપુંજ તું કણ કણમાં ભરવા દે,
છોડી દે તું માર્ગ, સૂર્ય ને આરપાર કરવા દે

ખસી જા વચમાંથી !

શબ્દ ગુંજતો સતત વ્યોમમાં, રૂંધ્યો તારા શ્રવણે!
થોડા લેવા શ્વાસ, ધરાયો ના તું સમસ્ત પવને!

દૃષ્ટિ જેવડો પ્રકાશ દીઠો, તૃષ્ણાથી રસ માપ્યો!
આખી પૃથ્વી ખૂંદી ને પથ એક જ ડગલું કાપ્યો!

ખસી જા વચમાંથી !

## વરદાન ☐ યશવંત ત્રિવેદી

ઈશ્વર કેમેરા લઈને મારી સન્મુખ ઊભો રહ્યો
ત્યારે મેં કહ્યું :
તારું વરદાન પામ્યો હોઉં તેવો ફોટો પાડ!
વળતે દિવસે જોયું તો
એક ખીલા પર મને ગોઠવવામાં આવ્યો હતો
મારી આંખો આકાશમાં ચોંટી ગઈ હતી
ઊંચો કરેલો જમણો હાથ દાઝી ગયો હતો
ને હું અર્ધો ફ્રેઈમની બહાર લટકતો હતો!

મારા લટકતા પગને ફ્રેઈમમાં ઘાલવા મથતી
પત્ની બબડતી હતી :
તમારા કરતાં તો કોં'ક કારકૂનને પરણી હોતને...!

## યાદ કરું તો ☐ કમલ વોરા

યાદ કરું તો
પીઠ પાછળ
ઘૂઘવતો દરિયો હોય છે.
ને પાણીના ઊછળતા સ્પર્શે
પીઠ ચળકતી ને લીલી હોય છે.
યાદ કરું તો
ને નહીં તો
પીઠ ચપોચપ
એક તોતિંગ ભીંત હોય છે.

## થોડીક વેળા તો ! ☐ રમેશ જાની

આ ભીડ મહીંથી
ચલો, આપણે થોડા જણ તો
છૂટા થઈએ,
પેલા ઝાડ નીચે જઈ
લીલુડી છાયામાં બેસી
થોડી વાર તો
ગુજ – ગોઠડી કરીએ !

પેલા
ગઈ કાલે તૂટેલા
અવાજની આડાશ તોડીને
ગગન વીંધતા
જેટ-પ્લેઈનના જેવું
આપણું પણ કોઈ
એવું
નાનું અમથું
વિમાન
ઓચિંતું રે ભાંગી જઈને
ચૂરચૂર થઈ
ગયું હશે વિખરાઈ !
એમાંથી કંઈ કોઈ
કદાચિત
મારા અને તમારા જેવા
અભાગિયાંઓ
બચી ગયા જો હોય
તો–

ચલો આપણે
થોડીક વેળા
આ ઘેલા ગાંડાતૂર
જમેલામાંથી
વેરવિખેર થયેલા આ
ભંગાર મહીંથી
થોડા યે કંઈ બચી ગયેલા ટુકડા,
થોડી કરચો ...
વીણી લઈએ !

આજ લગી જે
સંતાડી રાખ્યાં તે રાતાં આંસુ,
એકમેકથી અણજાણ્યા બાંધી રાખેલા
અધકચરા બે બોલના
ભીના પથ્થર,
થોડી વાર તો
મન મૂકીને
વહવા દઈએ !

## ગલી □ શિરૈથી કાઝુકો □ ભાનુ શાહ

[જાપાની કવિતા]

અંધારી ગલીઓ          ગંધાતું શહેર
વરસાદ વરસતો હતો          અને ઠંડીગાર હવા
મને યાદ છે અમારા રેઈનકોટ          અને એક કાળી છત્રી
અને દોડતી જતી ટેક્ષીઓ
છેવટે અમારે ચાલવું પડ્યું
એકમેકના હાથ પકડીને
અને પછી – પછી શું
અમે વરસાદથી તરબોળ થઈ ચાલ્યાં, ત્યારે
પણ અમે જાણતાં તો હતાં જ.

હૉટેલમાં હૂંફ હતી
ગરમ પાણીની કોથળીની જેમ અમે એકમેકને આલિંગ્યાં
પરંતુ મને યાદ નથી અમારો આવેશનો એ લવારો
અને એ ક્રીડા.

## નદીકિનારાની ભેખડ છું ☐ ભગવતીકુમાર શર્મા

અશબ્દ વાવ છું – પડઘાથી ગૂંગળાઈ જઈશ;
ખમો હે વર્તુળો, પથ્થરથી હું ઘવાઈ જઈશ.

કરો મને ન તમે આજ સિન્દુરી થાપા!
હું પાળિયો છું – પછી ધૂળથી છવાઈ જઈશ.

નકાબી ગામમાં ચહેરો છુપાવી ચાલુ છું;
મળીશ જો હું મને તો જ ઓળખાઈ જઈશ.

નથી હું રાતનો ઓથાર કે બહુ પીડું;
પ્રભાતકાળનું સ્વપ્નું છું હું ભુલાઈ જઈશ.

હું ચૈત્ર છું, મને ઝંખો નહીં અષાઢરૂપે;
ગગનથી નીચે વરસતાંમાં હું સુકાઈ જઈશ.

લખું છું નામ તમારું હથેળીમાં આજે;
ને હિમડંખથી, સંભવ છે, હું ગળાઈ જઈશ.

સમયના જળનો આ જન્માન્તરો જૂનો ભરડો;
નદીકિનારાની ભેખડ છું હું – ઘસાઈ જઈશ.

## હું ☐ રમેશ ત્રિવેદી

કટાઈ ગયેલા સિક્કાની
બે બાજુઓ જેવો
હું ઘરમાં છું,
હું કબરમાં છું.

## ગઝલ □ 'રાઝ' નવસારવી

વહેવાર વિશ્વનો છે જીવનના વલણ સુધી,
છે દુશ્મની કે દોસ્તી મારા મરણ સુધી.

આવ્યા છો મારા પાસ તમે એ નવાઈ છે,
નહિતર નદી જતી નથી નાના ઝરણ સુધી.

ભીતરના ભેદ કોઈ ઉકેલી શક્યું નહીં,
પ્હોંચી'તી આમ સૌની નજર આવરણ સુધી.

એના વિચાર માત્રથી ધડકન વધી ગઈ,
શું થાશે દિલનું પ્રેમના પ્રકટીકરણ સુધી.

હું 'રાઝ' જિંદગીને સમજવાને જાઉં છું,
કબરોની આસપાસના વાતાવરણ સુધી,

## વાર્તા □ વિનોદ જોષી

કાળિયો કૂતરો
સહુની આંખે પાટા બાંધી
સાંકળેથી છૂટી ગયો છે

કોઈને
કૂવેથી પાણી ભરવા દેતો નથી
કહે છે કે પોતે રાજા છે... ...

એટલે આજે
ચકી ચોખાનો દાણો લાવી નથી
ચકો મગનો દાણો લાવ્યો નથી
અને
ખીચડી બની નથી

માટે બાળકો !
સૂઈ જાવ
તમારી ઉપર આભ
અને નીચે ધરતી તો છે...

હવે ક્યારે ય
મારી પાસે વાર્તા કહેવડાવશો નહીં !

## કવિતા સાથેનો અલગારી નાતો □ હરીન્દ્ર દવે

રમણ વકીલ, મહેન્દ્ર ભગત, મુરલી ઠાકુર અને મીનુ દેસાઈ:

આ ચારેની, કવિતાના માર્ગ પર અલગારી ગતિ રહી હતી; કવિતાની કેડી પર તેમનાં પગલાં આગવી મુદ્રા આંકી ગયાં છે.

રમણ વકીલ પ્રથમ કેળવણીકાર અને પછી કવિ હતા. તેમણે કવિતા લખી, એથી યે વધારે કવિતાના આસ્વાદ માટેની ભૂમિકા રચી. વિદ્યાર્થીઓનાં અધ્યયન માટે કેવી કવિતા હોવી જોઈએ તેનો ખ્યાલ તેમના 'સાહિત્યરત્ન'થી માંડી છેક હમણાં સુધીનાં સાહિત્યસંપાદનોમાં જોઈ શકાય છે. તેમણે ગુજરાતી અને અંગ્રેજી બંને ભાષાઓમાં કાવ્યરચનાઓ કરી છે. કવિતા તરફનો તેમનો અભિગમ સાહજિક હતો. એકલવાયાપણાની તીવ્ર લાગણી તેમની કેટલીક કૃતિઓમાંથી ઊપસે છે. નરસિંહરાવની પરંપરામાં પ્રગટતી આ કવિતાના વાદ્યને પણ 'કરુણ સ્વર' વિશેષ ભાવે છે! એટલે તો એ કહે છે ''કુસુમ - સૌરભ - માર્દવ માણવા રસિકતા અવકાશ નથી નથી!' છતાં કવિતારૂપે અભિવ્યકિત ભાવોને ન મળે ત્યારે સરળતાથી કહેતા:

> **લખું? નવ લખાય કાવ્ય લખી તો પછી શું કરું?**
> **કહું નવ કથાય ભાવ, આમથો કહે શે લવું?**

તેમની કવિતામાંનો એક પ્રશ્ન યાદ આવે છે:

> **તમારે દેવોને જગત રચી પાછું નિરખવું**
> **નથી, તો મૂક્યું આ જગત સરજી કેમ ભમતું?**

રમણ વકીલ માટે કવિતા એ વ્યાસંગ હતો: અને સંગ પણ. છેલ્લા દિવસોમાં પોતે વાંચી ન શકતા ત્યારે મિત્રો કવિતા વાંચે એ માટે ઝંખતા રહેતા.



મહેન્દ્ર ભગતે કવિતાની એકાદ પંકિત પણ કયારેય લખી હોવાનું સ્મરણ નથી: છતાં જીવન પ્રત્યેના તેમના અભિગમમાં નરી કવિતા જ દેખાતી હતી. કવિતાને તેમણે અતોનાત પ્રેમ કર્યો હતો: એટલે જ જીવનની વિષમ ક્ષણને તેઓ કાવ્યાત્મક સૌન્દર્ય આપી શકયા.

કયારેક મૃત્યુ આવવાનું જ છે તેની પ્રતીતિ વચ્ચે આ ખુમારીથી ઉ[illegible]ાર એ વિરલ હોય છે. તેમના અવસાન પહેલાંના એકાદ વરસ દરમિયાન તેમને મળતો ત્યારે ડૉ. જયંત ખત્રીનું સ્મરણ થતું. મૃત્યુને વેઈટિંગ રૂમમાં બેસવાનું કહી મિત્રો સાથે મુકત મને હસી શકનાર ડૉ. ખત્રીની માફક મહેન્દ્રે પણ મૃત્યુના ભયને ઓગાળી નાખ્યો હતો.

મહેન્દ્રને કવિતા માટે અપાર પ્રેમ હતો: એટલો જ પ્રેમ એ કવિઓ માટે પણ રાખતા. કવિઓના કાવ્યવાચનની સરસ ટેઈપ લાયબ્રેરી તેઓએ ઊભી કરવા માંડી હતી. 'કવિલોક' સામયિકના 'દ્વિજ' અવતારને શકય બનાવનારા થોડાક મિત્રોમાં મહેન્દ્ર અગ્રસ્થાને હતા.

## વાડ □ ધીરુ પરીખ

હું અહીં ઝૂમું છું ને તું ત્યાં–
પણ 'અહીં' અને 'ત્યાં: જેવું છે ક્યાં?

વચ્ચે વાવેલી આ કાંટાળી વાડ,
એક પા હું અને બીજી પા તું
આપણે લહેરાઈએ છીએ બાજરિયાં?

આપણને આલિંગતા આ અનિલને
ક્યાં રોકી શકે છે આ વાડ?
અને ત્યાંથી અહીં
અહીંથી ત્યાં
ઊડી ઊડીને બેસતા ટહુકાને
નડતી નથી વાડ.

નીચે ભોમતળમાંથી આપણને મળતું
પેલું અદશ્ય પોપણજળ તો એક જ છે.
એમાં તિરાડ ક્યાં પાડી શકે છે વાડ?'

તો પછી ભલે ને ઊભી આ વાડ,
વાવનારને એની ચિંતા!

## □ મનસુખલાલ ઝવેરી

હું જાણું છું,
જોનારાને રસ માત્ર દીવામાં છે,
દીવો કોનો છે તેમાં નહિ.
ને તે ય હું જાણું છું.
કે ઘડીકમાં તો મારો દીવો
બીજા સંખ્યાતીત દીવાઓની સાથે
એવો ભળી જશે
કે
મને ય એ પારખવો થઈ પડશે આઘરો
ને તોય,
હું શા માટે મૂકી રહી છું મારો દીપ
આ થોડે દૂર વળાંક લઈને
અદશ્ય થઈ જતા જલપ્રવાહમાં?

## ખંડાલાની બપોર ☐ કિસન કોટિયા

નીરવતાનો દરિયો
અહીં ઘૂઘવે છે
એનાં મોજાંઓ સામેની ટેકરી પર અથડાઈ
મારા પગ સુધી આવી જાય છે
હું બચવા ઊઠું ઊઠું કરું છ
ઊઠાતું નથી

સામે 'ડ્યૂક ના નાક'ની ટોચે વળગેલા વાદળાંએ
ઉપરનું ઘેરું ભૂરું આકશ
નજીકમાં ધીરું હાલતાં ગંભીર ઝાડવાંઓ
ઉનાળાના ભરબપ્પોરે

ઓતરાદા વાયરાની મીઠાશ
    મારાં ફેફસાંઓને ફુલવી દે છે

દૂરના ડાબા ખૂણેથી દેવળનો ઘંટારવ આવે છે
એકાદ પક્ષી ચિત્કાર કરી ઊડી જાય છે
ઉપર ઊંચે, સમડી હવામાં તરે છે
સમયનો ધીમો પગરવ મને સંભળાય છે
આકાશ એના પડઘાં પાડતું નથી
મારા શબ્દો મને વાગે છે.

## ભૂલીએ ☐ કરસનદાસ લુહાર

શૈશવે સાથે ભમ્યા–નું ભૂલીએ,
'વર–વહુ' જેવું રમ્યા – નું ભૂલીએ.
વાડ ઓથે ભૂરી ભૂરી ભૂખ લૈ –
ગુસપુસો લીલી જમ્યા–નું ભૂલીએ.
ભૂતની ભીંતેથી ફોટી આયના'
એક-બીજાને ગમ્યા – નું ભૂલીએ.
'ગાંઠ ના છૂટે કદી' – નાં ફૂલ લૈ –
પ્હાણને થાનક નમ્યા – નું ભૂલીએ
કાલ કોઈ આભમાં ઊગી જશું
આજ સાજન ! આથમ્યા–નું ભૂલીએ.



હું.
વૃક્ષ.
છું.
વેરવિખેરતાની ડાળીઓ ઉપર
કૂંપળ ફૂટવાની રાહ જોઈને
ઊગી નીકળેલું
વૃક્ષ.
હું.
છું.
આકાશ વાદળાંઓથી ઊભરાઈ જાય છે ત્યારે
હું.
મને.
વૃક્ષ.
સિવાય.
અન્ય.
ક્યાંય.
શોધી.
શકતો.
નથી.
હોવું. મારું. વૃક્ષ. હોવું. મારું. વૃક્ષાં.
હું વૃક્ષ છું.
આકાશ વાદળાંઓથી ઉભરાઈ જાય છે ત્યારે
હું.
હોઉં.
છું.
કેવળ.
વૃક્ષ.
મૂળિયાં સહિત આદિ-આદિમ શબ્દોની

**એક સાયુજ્ય રચના □ જ્યોતિષ જાની**

પડછાયાઓએ મને છેતરવાની કળા
શીખી લીધી છે.
(વાઘના નખ પહેરીને ઘુરકતા તડકાના
બુંદમાંથી જન્મે જો મારો ઈશ્વર)
તેઓ જાણતા નથી કે–
છેતરવું એટલે આપણામાંથી
કશુંક ડુબાડી દેવું
કશુંક
જે નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ
જેવું નક્કર સત્ય છે
(– તો હું એને કહું કે મારો
પુનર્જન્મ થશે ત્યારે)

કહે છે, આત્મા છેદાતો કે છેતરાતો નથી,
અને પડછાયાઓ તો કશુંક વગરના
નર્યા પડછાયઓ જ છે!

(સાંજના તડકાના બુંદમાંથી જ
હું મારો ઈશ્વર સર્જી લઈશ.)

હું
હવે
ફોટાની ફ્રેમમાં મઢાઈ ગયો છું.

જનમ્યો ત્યારે–
જવા દો! જનમથી આરંભીને વાત ક્યાં માંડવી?
હું હાલતો-ચાલતો અને જીવતો-જાગતો હતો
ત્યાં સુધી
મારી આત્મકથા ચાર શબ્દોની હતી
એટલું હું જાણું છું.

આ ચાર શબ્દો શોધ્યા જડતા નથી
આ ચાર શબ્દો કોઈ જોડણીકોશના નથી
આ ચાર શબ્દો કદી કોઈએ ઉચ્ચાર્યા નથી
આ ચાર શબ્દો મારા, કેવળ મારા પોતાના છે.

અને હું
મિ. પોતે
આજ મને ઓળખી શકતો નથી
એટલે જ
ફોટાની ફ્રેમમાં મઢાઈ ગયેલો
હું
મને વારંવાર જોઈ લઉં છું–

–કે કોણ હશે
આ–
હું?

શોધમાં
નીકળી
પડતું
વૃક્ષ.
છું.
હું.
મને ઉખેડો, કાપો, વ્હેરો, ચીરો કે કુહાડો
હું ફૂટી નીકળીશ
મૂળિયાં સહિત
આકાશમાં
વૃક્ષ
વૃક્ષ રૂપે
વૃક્ષ બની
વૃક્ષમાં
વૃક્ષ દ્વારા
હોઈશ.
હું.
વૃક્ષ.
છું.
વૃક્ષ.

## નિશા જવનિકા ☐ શ્રી અરવિંદ ☐ અનુ.: સુન્દરમ્

હે શ્યામ નિશાના પરદા, સ્થિર તારા ચીતરેલા જ્યહીં સુનેરી,
ગડીઓ તુજ લટકાવ, સઘન, આ ધરાતણા સળિયાઓ પર એ
ચીપટી રહેતી,

હે મંદ્રનિશા!
ત્યાં પછી આવશે નિદ્રા દ્વારો અદીઠ ખોલી દેતી,
ને મુજ આત્માને સ્વપ્નતણા વેગીલા રથમાં લૈને
કોઈ અનોખા પ્રકાશના પરદાથી રક્ષિત દેશો પ્રત્યે
મુક્ત કરંતી,
ધરા થકી સરકી જતો હું અજાણ કો આભામાં,
ધવલ કિરણમાં

## તારલિયાની પંક્તિ ફૂટી ☐ પ્રિયકાન્ત મણિયાર

તારલિયાની પંક્તિ ફૂટી – લીધ લખી એણે ફૂલની લિપિ,
ઊડતાં પેલાં પતંગિયાના પડછાયામાં અદકી દીપી!

નિત હૂંફાળું વણથંભેલું સ્તોત્ર ગૂંજે ગગન-ભાનુ,
ધીમે ધીમે મધ મીઠેરું ગાન વહે છે ચંદ્રમાનું;
ચાકડે ચડ્યો પૃથ્વીનો આ કુંભ છે, ઘડ્યો એણે ટીપી ટીપી.

ખેતરાં ઝૂલે વિહંગ ઘૂમે નગ તો ઊભા, નદીયું દોડે,
નભતારામાં નજરું નાખી ડાળીઓ એનું મન મરોડે,
આષાઢ આખો વરસી વરસી વાદળની શી તરસ છીપી.

## આશા ૧૩૧ નંબરના ફ્લૅટમાંથી □ વિપિન પરીખ

એકએક રાતના બારને સુમારે
સ્ત્રીઓનાં આક્રંદથી
અમારા નેપીયન સી રોડના એપાર્ટમેન્ટની શાંતિ
થોડીક ભાનમાં આવે છે
પણ એમાં ભળેલી ભાષા સમજી શકાતી નથી.
નીચે કોઈ ગુજરી ગયું હોય એમ લાગે છે.
છઠ્ઠે માળે હોઈ શકે, આઠમે માળે પણ હોઈ શકે!
ચોથા માળવાળા મિ. શાહ રાત્રે દશ વાગે તો મારી સાથે લિફ્ટમાં હતા
એમની જોડે તો ઠીકઠીક સંબંધ પણ છે.
કશી આપત્તિ હોય તો જણાવ્યા વગર તો રહે નહીં!
ત્રીજે માળે મિ. ઘોષ રહે છે. બહુ અકડુ છે.
લિફ્ટમાં સાથે થઈ જાય તો પણ
લિફ્ટના બંધ દરવાજાની જેમ એના હોઠ સખત જ રહે!
પહેલે માળે કપૂરસાહેબ રહે છે – પંજાબના છે ને!
અલમસ્ત અને અલ્લડ! પણ ઉમ્મર તો નાની કહેવાય!
પણ હવે મૃત્યુ અને વયને ક્યાં કશો સંબંધ રહ્યો છે?
બાજુવાળા મહાલિંગમ્‌ને જગાડું? ભલા માણસ છે!
નાહક આ કસમયે એની ઊંઘ બગાડવી ઠીક નહીં લાગે!
ઑફિસમાં ખૂબ કામ પહોંચે છે, પહેલાં જેવી દોડાદોડી પણ થતી નથી
ઊંઘની પણ ખૂબ જરૂર છે.
અને આમે ય થોડા સમયમાં શું ફરક પડવાનો છે?
આવતી કાલે સવારે ઑફિસ જતાં જતાં ગુરખાને પૂછી લઈશું!

□ હરીન્દ્ર દવે

જીવનના પ્રદેશમાંથી
દૂર લઈ જતાં રથની ઝંખના કરું છું
ત્યારે વૃક્ષો યાદ આવે છે.
વૃક્ષો તો પાનખરની રાહ જુએ છે
કાં વાવાઝોડાની.
નસીબ હોય તો કઠિયારાની કુહાડીથી યે મોક્ષ મળે
પણ જાતે ખરી પડતા નથી.
મને કેમ એવું થાય છે
કે હું ખરી પડું?
વૃક્ષ નથી એટલે?

●

કહેશો,
તો હું ગીત પણ નહીં ગાઉં,
એકનું એક ગીત વારંવાર ગાવું ગમે
વારંવાર ગવાય એ ગીત મંત્ર બની જાય છે.
મંત્ર સંજીવનીનો હોય
અને કદાચ અમરફળ હાથમાં આવે
તો પીંગળાને ક્યાં શોધું?
હા; યમ આવે તો એને એ અવશ્ય આપી દઉં.
મૃત્યુ શાશ્વત હોય તો ગમે.

●

ક્યારેક છાતીમાં ઊંડું દર્દ થતું હોય,
ત્યારે આવતી નિદ્રા પછી ન જ જગાય તો કેવું,
એવી પ્રાર્થના સાથે આંખો મીંચું
ને જાગું ત્યારે સૂર્યના અશ્વો ઉતાવળા પગલે
પૂર્વ દિશા છોડી રહ્યા હોય,
અને હું છેતરાઈ ગયો હોઉં એવી લાગણી થાય છે.

દરરોજ સવારે
કોઈક મને છેતરે છે:
આંખો ખૂલે ત્યારે એની એ છત,
એના એ ચહેરા અને એની એ વાતો.
ક્યારેક કોઈ ચિત્રગુપ્તની કચેરીમાં આંખ ખૂલે
એવી આશા આકાશમાં ગુબ્બાર બની
ફંગોળાયા કરે છે.



આકાશને થોડાંક
રેશમી થીંગડાં દીધાં છે:
છતાં એમાંથી ક્યારેક પાણી ઝરે છે:
પાણીના તારથી આકાશ અને ધરતીને
સાંધવાના પ્રયત્નના વિચારમાં
હાથમશીન બગડી જાય છે.



અને વસંતની સાથે જ
પાનખર, વાવાઝોડા કે કુહાડીના ઘાની,
રાહ જોતા વૃક્ષને જોઈ
હું તકરાર માંડુ છું
એ ભગવાન સાથે –
જેને હું ખૂબ ખૂબ પ્રેમ કરું છું

☐ હરીન્દ્ર દવે

જીવનના પ્રદેશમાંથી
દૂર લઈ જતાં રથની ઝંખના કરું છું
ત્યારે વૃક્ષો યાદ આવે છે.
વૃક્ષો તો પાનખરની રાહ જુએ છે
કાં વાવાઝોડાની.
નસીબ હોય તો કઠિયારાની કુહાડીથી યે મોક્ષ મળે
પણ જાતે ખરી પડતાં નથી.
મને કેમ એવું થાય છે
કે હું ખરી પડું?
વૃક્ષ નથી એટલે?

●

કહેશો,
તો હું ગીત પણ નહીં ગાઉં,
એકનું એક ગીત વારંવાર ગાવું ગમે
વારંવાર ગવાય એ ગીત મંત્ર બની જાય છે.
મંત્ર સંજીવનીનો હોય
અને કદાચ અમરફળ હાથમાં આવે
તો પીંગળાને ક્યાં શોધું?
હા; યમ આવે તો એને એ અવશ્ય આપી દઉં.
મૃત્યુ શાશ્વત હોય તો ગમે.

●

ક્યારેક છાતીમાં ઊંડું દર્દ થતું હોય,
ત્યારે આવતી નિદ્રા પછી ન જ જગાય તો કેવું,
એવી પ્રાર્થના સાથે આંખો મીંચું
ને જાગું ત્યારે સૂર્યના અશ્વો ઉતાવળા પગલે
પૂર્વ દિશા છોડી રહ્યા હોય,
અને હું છેતરાઈ ગયો હોઉં એવી લાગણી થાય છે.

દરરોજ સવારે
કોઈક મને છેતરે છે:
આંખો ખૂલે ત્યારે એની એ છત,
એના એ ચહેરા અને એની એ વાતો.
ક્યારેક કોઈ ચિત્રગુપ્તની કચેરીમાં આંખ ખૂલે
એવી આશા આકાશમાં ગુબ્બાર બની
ફંગોળાયા કરે છે.

•

આકાશને થોડંક
રેશમી થીંગડાં દીધાં છે:
છતાં એમાંથી ક્યારેક પાણી ઝરે છે:
પાણીના તારથી આકાશ અને ધરતીને
સાંધવાના પ્રયત્નના વિચારમાં
હાથમશીન બગડી જાય છે.

•

અને વસંતની સાથે જ
પાનખર, વાવાઝોડા કે કુહાડીના ઘાની,
રાહ જોતાં વૃક્ષને જોઈ
હું તકરાર માંડું છું
એ ભગવાન સાથે –
જેને હું ખૂબ ખૂબ પ્રેમ કરું છું

## હજી તારા ખાલી માળામાં ☐ ગુરુનાથ ધુરી

[ મરાઠી કવિતા ]

એક એક ઘર ડૂબે છે ગળાબૂડ અંધકારમાં
પંખીની આંખ ઝાંખી થાય છે
તારી રક્તક્ષયી આંગળીઓ
એક મૂગું ગીત ગાય છે તાર તૂટેલી સિતાર પર

અંધારાને આંખો અર્પીને સંધ્યાકાળનો ઉત્સવ કર્યો
અંધકારમાં વૃક્ષોની લીલાશ ઓઢી
અને જોયું વૃક્ષોનું મૃત્યુ પગથી માથા સુધી
નીંદ ઓસર્યા પછી.

એક ઘર, એક દિશા, ઓળખીતા ચહેરા, ઓળખીતા વર્તન
ઊગતો પ્રકાશ ઓળખીતો, પ્રસરનારી રાત પણ ઓળખીતી
વૃક્ષો જ ફક્ત ઢળી પડેલાં
વૃક્ષોના આગોશમાંથી પંખીઓ નીકળી ગયેલાં

રોજ જ નિયમથી એક ગીત આવે દૂરથી
ઓળખીતા માણસ આવે તેમ! અને અકસ્માત
તાર જેમ તૂટી જાય, મન ડહોળાઈ જાય

હજી તારા ખાલી માળામાં
એકાદી સાંજ ક્યારેક પણ કલબલ કરશે
તારો વૈભવ લઈને વસંત આવશે અકળિત

અને અલંકૃત કરશે
તારી હથેળીની રતુમડી રેખા, મુખ પરની કૌમુદી આભા
આંખનો સાંધ્યપટ

એક એક દિવસ તને શિલ્પિત કરશે પ્રકાશથી
ત્યારે દૂરથી જ તને જોઈને હું
વૃક્ષોના જગતમાં ઘુવડની જેમ પ્રવેશેલો
કાજળને પુષ્પિત કરતો ટમટમતો
તારી પ્રીત માટેનો એક દીવો

## લિલામ ☐ નીતા રામૈયા

એક કવિના ઘરનું લિલામ થયું –
ટેબલ, ખુરશી, લેમ્પ, ચોપડીઓ,
કાગળિયાં, ચબરખીઓ ને ફાઉન્ટપેન સહિત.

...... ખુલ્લાં ચોગાનમાં.

ચબરખીઓ પીપુડી વગાડે છે ત્યારે
લિલામનો કોલાહલ કોઈના કાન સુધી
પહોંચતો નથી.

ઉજાગરાથી રાતી બનેલી લેમ્પની આંખમાં
કણું પડે છે.

પુસ્તકો
કવિની ફિન્ગર-પ્રિન્ટથી
ગુનેહગાર જેવાં ઊભાં છે.

અને
હવે તો
ફાઉન્ટનપેનની ટાંક પણ
તરડાઈ ગઈ છે.

કાગળિયાંના હોઠ ફફડે છે ......

☐ રાજેન્દ્રસિંહ રાયજાદા

મારે કવિતા લખવી છે –
બારી બહાર
ચાંદની
માટીની ગંધ માટે
ખેતરોની ધૂળ ફંફોસે છે
વડલાની લટકતી વડવાઈઓ
કૂવાનો ભેંકાર હીંચકે છે.
પાણીના ધોરિયામાં ચાલતો પવન
પોતાના ભીના પગને
શ્વાસ સાથે લૂછતો પસાર થઈ જાય છે
દૂરથી આવતો ટહુકો
વનરાઈમાં વવાઈ જાય છે અને
તેનો સ્પર્શ પાંદડે પાંદડે ફરકી રહે છે
–કદાચ
હવે મારાથી કવિતા નહીં લખાય.

## મારું જીવન ☐ મહેશ શાહ

આ પ્રકૃતિને
નૃત્યમાં લય ચૂકી જવાય તો
છોભીલી પડી ગયેલી ભંગિમાં યે ક્યાંક
ઘટનાનો અનુભવ તો થતો હશે.

ટ્રેનને પોતાના હૃદય પરથી
પસાર થઈ જવા દઈ
સ્ટેશનમાં જ રહી જતા પાટાઓ જેવી
અગતિકતા જ રહી ગઈ મારે માટે તો.

કિનારે ઊભેલા પગ પાસે
ન પહોંચી શકેલા
સમુદ્રના એક મોજાની જેમ
હું તો ક્યાંય પણ જઈ જ શક્યો નહીં.

—અને મારું જીવન ?
ઘટના વિનાની ટૂંકી વારતા જ ને !

## વૃક્ષભાસ ☐ જગદીશ ત્રિવેદી

બારીમાં ડોકાતા વૃક્ષને
મારી પેઢીના આદિપુરુષે
નિહાળ્યાની નોંધ મળે છે.

કહે છે કે ત્યારે તો –
આ વૃક્ષ પર
આકાશ ઊભરાય એટએટલાં પંખીઓ
રાતવાસો કરતાં –
પંખી અને પાંદડાંને અલગ પાડી શકાતાં નહોતાં

એની ઘેઘૂર પ્રલંબ છાયામાં
કેટકેટલી પેઢીઓ ગામની
લખોટી, ગિલ્લીદંડા, આટાપાટા ખેલી હતી.

અવલમંજલે નીકળી પડનારનો
છેલ્લો સંદેશો પણ –
કહે છે કે આ વૃક્ષને પાંદડે પાંદડે લખાતો.

આજે યે મારી બારીમાં
વૃક્ષ તો એ જ છે
પણ એક આભાસી વૃક્ષ–
કેવળ વૃક્ષાભાસ !

**એ આવ્યો □ શ્રી અરવિંદ □ અનુ.: સુન્દરમ્**

અનંત સાગર પાર થઈ નીરવતાનાં ગિરિ-શૃંગો પર
એ સુવર્ણમય આવ્યો,
વજ્રસજ્જ થઈ જ્વાલાથી, ને
રહ્યો જગતને ભાળી, એની મહત્તાઈ ને તીવ્ર ઊર્મિઓ
મુક્ત રહ્યું કરવું જે.

**ગઝલ □ હેમંત ધોરડા**

વીતે ન એક ઘડીથી ઘડી, એક ક્ષણથી ક્ષણ
હું ઓગળી ન જાઉં અને રાત પણ ઠરણ.

સૂક્કા અંબર ઉપર ન કોઈ શબ્દ સરકે
ઊડી ન જાય ઉઘાડાં નયનથી કોઈ રજકણ.

પથરાળ ટેરવાંમાં કોઈ સ્પર્શ ના વહે
ને વિસ્તરે ઉદાસ હથેળીમાં રણનાં રણ.

અંતર કદી રૂંવાથી રૂંવાનું તૂટે નહિ
લીરા કદી ત્વચાના ઉડાવે ન કોઈ ઘ્રાણ.

ટપકે ન આંખથી કે એ છલકે ન શિરાથી
અવગત રુધિરને ન મળે કોઈ ઘાવ પણ.

**□ પ્રકાશ દવે**

આ કલમમાં નદીનાં વહેણ
સમાવી શકાતાં હોત, તો;
કાગળને કિનારો બનાવી
આધાર આપવાનો પ્રયત્ન કરવો હતો.

આ નિરંતર વહ્યા કરતો પવન,
દરિયાના ઉછળતા મોજાંને
કાબૂમાં રાખી શકતો હોત, તો
એ વાંસના વનમાં પ્રવેશવાનો
કીમિયો કઈ રીતે મેળવત ?

મને ખબર હોત કે,
અંધકારને મારામાં સમાવી લેતા
દિવસનો ઉદય થાય છે; તો
મેં આગિયાને કહેણ ન મોકલાવ્યું હોત.

---

'નવનીત'માંથી

## અંધારાને ક્યાં સુધી પ્રકાશ બતાવશો? □ શોભનાથ યાદવ □ ઉર્વશી સુરતી

પોલાદના થર ચારે બાજુ જામ્યા છે.
અદશ્ય – અજ્ઞાત તમામ હવામાં
અંધારું નજરે જોતાં સુંવાળું છે, તરલ છે
પણ કાપવું હોય તો કઠણ કાળું પોલાદ!

પહેલાં તેને ઓળખો, તેને સાચા સંદર્ભમાં જાણો
અને પછી આરાની તીખી ધારથી
કે લપલપતી તેજ તલવારથી
કે પછી દારુગોળાની ચિનગારીઓથી
બાળીને ભસ્મ કરી દો ...

દીવાબત્તીથી કંઈ વળશે નહીં
માત્ર સેકંડો વર્ષોના જૂઠા પ્રપંચોથી
હજુ યે જાત સાથેની છેતરપિંડી છે.

જાડા ગેંડાની ચામડી તમે જોઈ છે?
તેનાં અણિયાળાં શિગડાંથી
ખોતરાયેલી પથરાળ જમીન તમે જોઈ છે?
ખરેખર જોયા છે
ભયંકર તેજાબી લહેરોનાં ઊકળતા પરપોટા?

ત્યાં અવાજ કોણ કરી રહ્યું છે?
નિસ્તેજ આંખોમાં કોણ ચિનગારી ભરી રહ્યું છે?
કોણ ત્યાં અંધારાના હિરણ્યકશ્યપો સાથે લડી રહ્યું છે?
કોણ? ......... કોણ? .........

આવો નીકળો
દીવાબત્તીના આ જૂનવાણી
પ્રકાશના ઉત્સવના સકંજામાંથી બહાર
અને ઓળખો અંધારાના કચકચાવતા ખૂની દાંતોને ......

ફૂલઝડીઓ જલાવશો? ફટાકડા ફોડશો? હવાઈઓ ઉડાવશો?

ત્યારે તે મુત્સદી અંધારું
પાછું આવીને તમારા હાથમાં
દીવાબત્તી ધરી જશે ... તમારી ખુશી માટે!

બોલો, ત્યારે શું કરશો?



**માણસ મરી જાય છે પછી — □ જયા મહેતા**

થોડા દિવસ
કરુણ શબ્દોની ઊડાઊડ.
થોડા દિવસ
હૉસ્પિટલની લોબીમાં ફરતાં સગાંવહાલાં જેવી
ઠાલાં આશ્વાસનોની અવરજવર.
થોડા દિવસ
ગીતા ને ગરુડપુરાણની હવા.

પછી
બૅંક-બેલેન્સની પૂછપરછ.
પછી
મરનારના પુરુષાર્થનાં
ગુણગાનની ભરતી અને ઓટ.
પછી
રેશનકાર્ડમાંથી નામની બાદબાકી.

છેવટે રોજની જેમ સૂર્ય ઊગે છે.
રોજની જેમ સૂર્ય આથમે છે,
અને કંકુની ડબી પર જાણે કે
શબની ચાદર ઢંકાઈ જાય છે.
કંકણોની પાંપણો ટપક્યા કરે છે
અને
મંગલસૂત્ર ઝૂર્યા કરે છે.

જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની— કલાપી

તંત્રી : સુરેશ દલાલ

વર્ષ ૮ : અંક : ૫, જૂન ૧૯૭૫

સળંગ અંક : ૪૭

મુખપૃષ્ઠ : સજાવટ : } દિનેશ દલાલ



# કવિતા

દ્વૈમાસિક



---

સૂચનાઓ : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ : દેશમાં રૂપિયા નવ, પરદેશમાં સોળ, છૂટક નકલનો રૂપિયો દોઢ.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોકસ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ—૧.



નાથાલાલ દવે

…નથી લ્હેવું

મથુરાને મારગડે નીસરતી ગોપીઓને
માધવનું નામ નથી દેવું;
જમુનાનાં નીર મહીં પગને ઝબોળી
હવે રાધાનું નામ નથી લેવું.

અરઢીશું એકાદા સુક્કા આ વૃક્ષ તળે
માની કદમ્બ કેરી છાંય;
માધવની વાંસળીનાં છેડાતા સૂર, હવે
કોયલનાં લયમાં ન માય,
નીલા આકાશને ઉતારી દીધું અંતરમાં
માધવનું રૂપ નથી કહેવું.

ગાયોની નિર્જળ આ પાંપણ પછવાડે હવે;
કોતરાતા જમુનાનાં વ્હેણ.
રહેવાને કોઈ નથી જવાનું ને મથુરાથી
આવે છે કહેણ પછી કહેણ;
ઓધ્ધવને કહી દો રથ દૂર દો મેલ કે હવે
ગોકુળની વાટે નથી વ્હેવું:

૧૬-૪-૭૪.

પ્રકાશ દવે.

## પડખામાં જોયું તો ખાલી □ રમેશ પારેખ

પોપચાંમાં કાચી કાચી નીંદરનો ભાર અને પડખામાં જોયું તો ખાલી
અહીંતહીં વેંતવેંત ઝૂલતી સવાર અને પડખામાં જોયું તો ખાલી

ખોબેખોબે દરિયો વીણ્યો જળના ગૂંથ્યા હાર અને પડખામાં જોયું તો ખાલી
આંખમાં જોયું હાથમાં જોયું એટલું જોયું બ્હાર અને પડખામાં જોયું તો ખાલી

એકાદી પોઠ નહીં આખી વણઝાર અને પડખામાં જોયું તો ખાલી
આડી જતા વાયરાની ઝાલી કિનાર અને પડખામાં જોયું તો ખાલી

બારીઓ ખોલી ઝૂલતું આવ્યું ઝાડવું ઘટાદાર અને પડખામાં જોયું તો ખાલી
વારતા કરી વાદળાં જોયાં ટેવને કાઢી ધાર અને પડખામાં જોયું તો ખાલી

કશું ઊગતું ખરતું અને તબકે થડકાર અને પડખામાં જોયું તો ખાલી
ધીમુંધીમું અરુંપરું કશું આરપાર અને પડખામાં જોયું તો ખાલી

રસ્તા પીધા દરિયા પીધા હંસની પીધી હાર અને પડખામાં જોયું તો ખાલી
અહીંથી છેટે તહીંથી છેટે મનસૂબાની પાર અને પડખામાં જોયું તો ખાલી

## આ વાદળી ☐ સુન્દરમ્

આ વાદળીને કાંઈ નથી કામ,
ચાલી પડી છે બસ,
આવી પડી છે બસ,
દૂર દૂર પોતાના મૂકી મુકામ.

હજી શ્રાવણ તો દૂર છે,
ભાદરવો દૂર ભરપૂર હજી દૂર છે,
નથી વર્ષાની વાત,
કોઈ બીજી કોઈ વાત લઈ આવેલી વાદળીને–
કાંઈ નથી કામ.

ખુલ્લાં ખુલ્લાં આકાશ;
ભમતી ભમે છે જાણે રૂપાળી ગાય,
એની શિંગડીએ કૈંક ચીજ બાંધી લાવેલી આ વાદળીને –
કાંઈ નથી કામ

જરા આમ તું તો ભાળ,
ઘડી થંભીને ઝૂકીને વાત કહી જા,
જેવી આવી તું શું જઈશ?
આ ગુપચુપ ઊડંતી ઊંડેરી વાદળીને –
કાંઈ નથી કામ

## ગઝલ □ મુકુલ ચોકસી

તે છતાં તરસ્યો રહ્યો છે ઊંબરો,
લાખ પગલાં પી ગયો છે ઊંબરો

આગણાંને એમ, કે અમથો અહીં
ટહેલવા આવી ચડ્યો છે ઊંબરો

બારસાખો આટલી નીચી નમી ?
કે પછી ઊંચો થયો છે ઊંબરો ?

કંઈ નહીં તો ફર્શ ત્યાં ભીની હશે
રાત આખી જ્યાં રહ્યો છે ઊંબરો.

## મીરાંની ભક્તિ □ વિનોદ જોષી

એક સુક્કા થોરની રંજાડ છે
એના ફરતી મેં રચેલી વાડ છે

મારો ચહેરો સ્હેજ પણ બટક્યો નથી
પણ અરીસામાં પડી તિરાડ છે

જ્યાં મર્યાનો લઈ લીધો આનંદ મેં
કોઈ બોલ્યું કે ધબકતી નાડ છે

બાઈ મીરાં કંઈ નથી કહેતા હવે
છે ખબર એને, બધે મેવાડ છે

## □ મનોજ ખંડેરિયા

શબ્દને ક્યાં કોઈ કારણ હોય છે.
કોઈ પડછાયો નદી પણ હોય છે

હું જ શંકાશીલ બનું મારા વિષે
મારી સામે જ્યારે દર્પણ હોય છે

કે કરોડો વર્ષ જેના પર ટક્યા
એક એના મૂળમાં ક્ષણ હોય છે

શબ્દ સાથે એટલે સંબંધ છે
પર્ણને લીલપથી સગપણ હોય છે

☐ મનોજ ખંડેરિયા

હું વસુ વનરાઈમાં
પર્ણની તન્હાઈમાં

ભીંત ઘર ને વન ડૂબ્યાં
આંસુની ગહરાઈમાં

આયનો ફૂટયા પછી
શું જુએ પરછાઈમાં?

હું સમયની ફૂંક છું
શબ્દની શરણાઈમાં

આ ઉદાસી સાંજની
મૂકી દે વડવાઈમાં ...

☐

ગઝલ ☐ દિલીપ મોદી

પથ્થરોના શ્વાસ થંભે ને પછી –
સ્વપ્ન સંદર્ભોને સ્પર્શે ને પછી –

ચાંદની પણ છલકી ઊઠે રેતમાં,
આ તિમિર રણને સમેટે ને પછી –

ઝુમ્મરો થઈને લટકતી શૂન્યતા,
મૌન ભીંતો ગણગણે છે ને પછી –

ઘોર અંધારે આ ફાનસની દ્વિધા,
કે ક્ષિતિજ પર સૂર્ય કણસે ને પછી –

વૃક્ષડાળે સૂર્યનો પડઘો મળે,
લાગણીનાં પંખી ઊડે ને પછી –

પડઘાયા કરે.... ☐ ભાનુપ્રસાદ પંડયા

પક્ષ્મધારે તીવ્ર છેદાયા કરે,
દશ્ય આખું તો ય દેખાયા કરે,

એ જ તો વિદાય થૈને ઓગળે,
રાહ રૂપે જેહ રેખાયા કરે.

બંધ ભાસે ધ્યાસના આવાસ સૌ,
ઓશિયાળાં નીર અથડાયાં કરે.

ભોરના આકાશ રૂપે રેલશે –
રાત ભર જે વાત લજાયા કરે?

દૂર - પાસે કયાંક એ બોલે નકી,
એ વિના ના ઉર પડઘાયા કરે.

□ પ્રકાશ દવે

બાંધણીમાં ટાંગું આ આકાશી આભલાં : જો કિરણોની દોર કોઈ આપે,
ઊંચે ડોકાતી મારી આંખોના તેજે કોઈ આછો મલકાટ ભરી માપે.

વહેતી આ લ્હેરખીને ઉપવન મળ્યું ને મળ્યું ફૂલોને ઝૂકવાનું કામ;
ભમરાનાં ગુંજનને વેણીમાં ગૂંથવાને આગિયાઓ ભીડી છે હામ;
તડકાનાં ફૂલ જાણે સામટાં ઊડે ને છતાં કોઈ ના ઉજાસ જરા આપે.

ઊગતા પરોઢિયે મેં રોપ્યો સૂરજ એને સાંજના ન આવ્યા હજી ફૂલ,
ઢળતા બપોરે થોડાં કિરણો લંબાયા એનું અંધકારે શેર નથી મૂલ,
પંખીની ચાંચે આ ચૂગેલાં તરણાંને વીજળી ઝૂકીને આગ ચાંપે.

શામળિયા □ પન્ના નાયક

માધવ! તારે મારગ જા તું! વેણ હવે નહી બોલું
શામળિયા શીદ સામો ઊભો! નેણ હવે નહીં ખોલું

તે મધરાતે વનમાળી તુજ વેરણ વેણુ વાગી
સ્વપ્ન મળ્યો શામળિયો સાચો તેની નિદ્રા ભાંગી

કદંબનું એ ફૂલ આપીને ભોળીને ભરમાવી
વાટ વહી મને એકલ રાખી પાંખડીઓ કરમાવી

ઘટ્ટગોરસું હવે ઝેરવું છેલ્લ આમે છલકાશું
ગોરસ લઈને આવો માધવ! તમને પીશું-પાશું

શામળિયા ! શા મળિયા અંતે શૈય્યામાં શું પૂછું?
અલબેલા તું આવ્યો તો યે શાને આંસુ લૂછું?



## ભીંત ☐ ભગવતીકુમાર શર્મા

હોય કારાગારની કે ઘરની ભીંત,
સ્વર્ણ, આરસ, કાચ, માટી, મીણની;
મારું 'હોવું' માત્ર છે ધુમ્મસની ભીંત

કઈ સજારૂપે મળી દર્પણની ભીંત?
હું મને જોઉં, છળું, છેદું, ભૂલું;
હું છું પીંછું – ઝંખું છું સૂરજની ભીંત.

ઘર ધુમાડાનું અને કાજળની ભીંત;
આંખ મીંચું કે ઉઘાડું – વ્યર્થ છે;
ભીંત પર આકાર અને આકારની ભીંત.

રણમાં ખસતી રહે સતત મૃગજળની ભીંત;
ઊંટથી તૂટે નહીં ડમરીનાં દ્વાર;
ને તરસ તો જાણે કે વજ્જરની ભીંત.

હું નહીં તોડી શકું આ ક્ષણની ભીંત,
ને સમયનો દુર્ગ તો લોહીલુહાણ;
મારા પડછાયે ચણી છે ભવની ભીંત.



## ગઝલ □ દિલીપ મોદી

ટેરવાનાં દર્પણોમાં હું હતો,
બિમ્બની ભીની ક્ષણોમાં હું હતો.

આ અમાસી સ્પર્શ આંજી દઈ પછી,
સ્વપ્નઘેલી પાંપણોમાં હું હતો.

ડાળ પર સંબંધની છે પાનખર,
પીળચટ્ટાં વળગણોમાં હું હતો.

આંખમાં મૃગજળ હજી ભોંકાય છે,
ચોતરફ કેવળ રણોમાં હું હતો.

એક પગલું લ્યો, બની ચાલ્યું અતીત,
માર્ગ પરની રજકણોમાં હું હતો.

□

## ફ્રીઝમાં □ ભગવતીકુમાર શર્મા

ઝંખી રહ્યો છે હૂંફને સંબંધ ફ્રીઝમાં,
પ્રસ્વેદની યે ક્યાંથી મળે ગંધ ફ્રીઝમાં ?

જેણે સૂરજના બિમ્બને જોયું નથી કદી
એ ફળ રહેશે શી રીતે અકબંધ ફ્રીઝમાં ?

ગુલમ્હોરની તરસ ન છીપી ધ્રુવપ્રદેશમાં;
તરફડતા મારા શ્વાસનો અનુબંધ ફ્રીઝમાં.

ઝાંખરડાં, વૃક્ષ, દરિયો, બગીચો ને કંકણો;
થીજી ગયું છે વિશ્વ સકળ બંધ ફ્રીઝમાં.

સ્મરણોના આગિયાઓ બધા બ્હાર રહી ગયા;
પોઢી ગયો છે થઈને સમય અંધ ફ્રીઝમાં.

## □ મનોજ ખંડેરિયા

ગીતની પંકિતનો પ્રવાસી છું
જુગ જૂની જીવતી ઉદાસી છું

મ્હેકને પૂછજો પતો મારો
પુષ્પનો ભીતરી પ્રવાસી છું

મુક્ત ક્યારે થઈશ, ખબર ક્યાં છે?
હું ગ્રહણ કે ઈ ખંડગ્રાસી છું

ચાંદની રાતે કોઈ મારામાં –
એમ ટ્હેલે કે હું અગાસી છું

તું ઋતુ જોઈ જોઈ મ્હોરે છે
શબ્દની હું તો બારમાસી છું.

## શું આપું? □ મકરન્દ દવે

ગુલમહોરનાં ઝીણાં ઝીણાં પાન પરે
જે પ્રભાતનાં મખમલિયાં કિરણો ભરત ભરે
તે ભરત કહો તો આપું.
લહર લહર આ તળાવડીનાં નીર મહીં
લહેરાતાં વૃક્ષોની છાયા જે છાઈ રહી
તે ચાંદનભીની આપું.

ચોગમ ચોગમ હરિયાળીની હવા શ્વાસમાં ઊભરતી
ને ખુલ્લા આભ તણા આરે આ નૌકા નયનોની તરતી
લો, આજ ખરેખર લાગે છે કે સુંદર સુંદર છે ધરતી
ને જન્મતણું વરદાન સહજ રૂપે ઝીલી
આ ખુશ્બો જે ખીલી ખીલી
તે ખોબે ખોબે આપું.

હાં, ભીંસી દેતી ચોગરદમ દીવાલો દીવાલો ભેદી,
આ મનનો આજ ફરીને મેદાનોમાં આવ્યો છે કેદી
આ બંધન રુંધન કંદન સહુ—બસ મૂળ મહીંથી ઉચ્છેદી
લો, ફરી જેલના બંધ ભયાનક દરવાજે
આવીને ઊભો છું આજે
કહે, કહોને શું આપું?

(નવનીત)

## તને મારા સોગંદ □ હરીશ મીનાશ્રુ

મને સુક્કા કદંબનું તે પાંદડું કહે –
 મને ગોકુળ કહે તો તને મારા સોગંદ!

મને મોરલી કહે કે મોરપીંછું કહે –
 મને માધવ કહે તો તને મારા સોગંદ!

કેમ કરી આંસુને ઓળખશે, ભાઈ
 હું તો પાણીમાં તરફડતી માછલી
જીવતરની વારતામાં ગૂંથેલી ઘટના તો
 ખાલીખમ શ્રીફળની કાચલી
જીવ-સોંસરવી ઘૂઘવતી વેદનાને અમથું યે
 દરિયો કહે તો તને મારા સોગંદ!

વેળુમાં ફરફરતા આદમ ને ઈવ
 જાણે સુક્કેરાં પાંદડાંની જાળી
ચપટી વગાડતામાં ઊડી ગૈ ક્યાંક
 મારા ભેરુબંધોની હાથતાળી
મને ડૂમો કહે કે ભીનું ડૂસકું કહે –
 મને માણસ કહે તો તને મારા સોગંદ!

**ગઝલ □ હરીશ મીનાશ્રુ**

ત્રુટક ત્રુટક ક્ષણોથી તે સળંગ ક્ષણ સુધી
આ શબ્દ છોડીને ચલો ને, મૌનવ્રત સુધી

મક્કમ અવાજે મેં અમસ્થી જિંદગી માગી
તો વાત પ્હોંચી ગૈ છે મૃત્યુની મમત સુધી

સમજી નહીં શકે મને આ સાવકું નગર
મારા અનુભવ વિસ્તરે ઘાયલની ગત સુધી

સંદર્ભ હારજીતનો સગપણ બની કદી
પ્હોંચી શકયો ન સાત પગલાંની શરત સુધી

નીકળી પડયો છું શ્વાસ સમેટીને આજ, પણ
કાલે કદાચ આવી ચઢું હું જગત સુધી

કાગળ ઉપર મેં પાથરી દીધું છે રણ સમું
તારું જ વલણ મૃગજળોના દસ્તખત સુધી



**ગઝલ □ અશરફ ડબાવાલા**

બારખડી જેમ હું તો શીખવાતી વાત છું;
બાળકને ધીમે ધીમે સમજાતી વાત છું.

લિપિની હો લંબાઈ કે હો મૌનનું ઊંડાણ;
શબ્દોના નામે એક વગોવાતી વાત છું.

ફાડીને ઘા કરેલા પત્રોની જેમ હું;
સાવ છાની વેદનાની ફેલાતી વાત છું.

અફવા મટીને એક સમાચાર છું હવે;
હું શકયતાના હોઠે કહેવાતી વાત છું.

મારામાં રસ બધાને દુર્ઘટના જેટલો;
રસ્તામાં લોકો વચ્ચે ચર્ચાતી વાત છું.

**કદંબની ગંધ □ પ્રિયકાન્ત મણિયાર**

અંધકારે અંધકારે આવતી કદંબની ગંધ
એ જ વેળાએ ખોળવો કયાંથી કહાન
— અમે તો આંખ છતાં યે અંધ!

આવતું કોઈ આપણી પ્રતિ અરવ પગે
સૌરભ રૂપે કયારના આ સ્મરણો ચગે
વાદળની એ વાડની પાછળ ઓલા
તારલિયાનું બોલવું પાછું બંધ!

એટલામાં તહીં અરધો કયાંથી ચાંદલો ઊગ્યો
અંતરની એક આરઝૂનો શું તાર ત્યાં પૂગ્યો
ખેલવી તારે એકલા ઓલા!
જુગ જુગોથી રૂપ-રચી શતરંજ!

કહાનજી તારા કામણ કેટલાં કેટલાં રૂપે
ચપટીક એવાં જીવને એ તો કેટલું ટૂંપે
આટલું આકાશ પાર વિનાનું ઓલા!
રચતાં રાખી કયાંય ના એકે સાંધ!

□ હરીન્દ્ર દવે

આપણા આ નાનકાના આંખથી કદાચ
તારા હૂંફાળા ચહેરાને જોઈ શકું,
આમ તો હું તારો દીવાનો છું, તો ય
તને સહેજ જુદી રીતથી હું મોહી શકું.

ભૂખરા આકાશ અને ધૂંધળાં આ ટોળાંને
એકીટસે જોયા કરે ક્યારનો,
આપણા આ હાથ જરા કંપે ને જોઈ જોઈ
જોયું એ ખોયા કરે ક્યારનો;
મારી હેતાળ મીટે પ્રોવીને નેણ, આખી
દુનિયાને એની જેમ જોઈ શકું.

આંગળી ઝાલું ત્યાં આખો રસ્તો મળે, ને
જરા છોડાવું હાથ ત્યાં અનાથ,
શમણામાં કોક જરા બીવડાવે, સાવ પાસે
સરકીને ભીડી લઉં બાથ;
કોઈ વાર એટલો ભરાય મને ડૂમો તો
થાય કે લગાર હું ય રોઈ શકું.



નોંધ:–હવે પછી 'કવિતા'નો સૉનેટ અંક. કવિમિત્રોને સૉનેટ મોકલવા વિનંતી –તંત્રી

**હે જી રામ ! □ સુન્દરમ્**

જાગી જાગી આંખ્યુંને દુખાડી,
તોયે તમે ના દેખાણા, મારા નાથ.

ભમી ભમી દનડા ખુટાડયા,
તોયે તમે ના આવ્યા હરિ હાથ.
હવે કહીએ ઝાઝું શું બોલો રામ ?

આ ઊગશે સૂરજ, પાછો આથમી જાશે,
ચાંદો ચડશે પાછો આકાશ,
નવલખ તારા ટમટમી તાકી રહેશે,
કોઈની પુરાશે કહો કદી આશ ?
હવે પૂછીએ ઝાઝું શું મારા રામ ?

વસમી વાતોમાં ઝાઝા વસમા થાઓ તમે,
બનો ડુંગરાથી ઊંચા ઊંચા આભ,
ખીણમાં ખોદી દો છો ભોંયરાં પતાળ જેવાં,
દાઝ્યા પર દો છો ઊના ડામ.
હવે કરીએ ઉપાય કશા રામ ?

આ બોલવાને રાખી જીભ હજી યે તેને લોને
કાપી હવે, વાત પૂરી થાય,
આ જીવડો આવ્યો જ્યાંથી ધકેલી દો એને ત્યાં ને,
ભલે બાજી ધૂળમાં રોળાય.
તમે રાજી જેમાં, તેમાં અમે રાજી રામ.



## ભૂલ ☐ ઉશનસ

ઠાકુરદ્વારે ગરભાગારે ભીતર શીત અંધારે
અચૂક વાત બને આ દીવાટાણે સાંજસવારે:

જેવી ચેતવું દીપસળી ને પેટાવું દીપકજ્યોતિ
ઝગી ઊઠે કોઈ આંખનાં મોતી આભાને અજવાળે;
આમ તો આંહીં ક્યાંય નથી તું એનું મને ખૂબ ભાન,
આમ તું જાણે આ રહી આંહીં દેવમાં એકાકારે!'

દીપના આભામંડળમાઝે ઊઘડે ક્ષણ તવ ચ્હેરો,
આંકી લેવા મન થાયને એવી રેખાઓ કંડારે;

વ્હાલ તો એવું વ્હાલ મને આ ચ્હેરા પર ઊપજે કે...
–અને ઝલ્લપ-ઝલ્લપ આવું મળવું તારે-મારે;

ઘડીક કેડે દીપક રાણો—ને રૂપ હોલાઈ જાય,
ઠંડા ધૂપ શો શ્વાસ રટે કોઈ શેપ, જે સોડમ મારે.

## સુંદર ☐ સુન્દરમ્

સુંદર કોણ નથી ?

હું પૂછું ને વદને વદને રૂપ નિહાળું તારું,
રેખ રેખમાં કામણ તારાં નિરખું નીતમ ચારુ.

હું પેખું ને વળી વળી એ વદનોને પસવારું,
એ આંખોની ભીતર બે ડગ ડગમગતા હું માંડું.

કોણ વસે ત્યાં, કોણ બિછાવી આસન બેઠું હશે ત્યાં,
કોણ રહી ત્યાં રહ્યું હશે, વા રડી રહ્યું ય હશે ત્યાં?

રુમઝુમ રુમઝુમ નિશદિન કોઈ ચરણકથા નિજ કહેતા,
એ સુન્દરની અકળિત સુન્દર પ્રીત-રીત ઉચ્ચરતા.

## ગીત ☐ રાજેન્દ્રસિંહ જાડેજા

આજે એ નામ ... નર્યો શબ્દ !
નહીં અર્થ, ન સંદર્ભ : કોરું ધબ્બ !

ઝીણી કરીને આંખ જોઈ રહું, માંડ ત્યારે ચહેરાના ઘાટ વળી ઊભરે,
ફંફોસી ફંફોસી રેખાઓ ગોઠવું તો ભૂલ્યાનું ઝેર માંડ ઊતરે,

આજે તો કાન ઉપર એવું આથડાય
જાણે કાંકરી પાણીમાં પડી – છબ્બ !

ખાલી પડેલ વાવ જળથી ભરાઈ એવું આવે કદાચ એને સ્વપ્ન,
કઈ ડાળે બેઠેલા એ ન રહે યાદ એવું પંખી આ ઉડવામાં મગ્ન,

રસ્તે રઝળતા સુક્કાયેલા પાન
જેવું ખખડે છે – સાવ ખાલી ખબ્બ !

## હઠીલી ☐ સુન્દરમ્

અખિયાં મદીલી, અખિયાં રસીલી,
 સહુથી બૂરું એ તો સાવ રે હઠીલી.

રમતાં રમતાં એ જો જાય રે રિસાઈ,
 એને કોઈના શકે રે રમાડી,
જમતાં જમતાં એ જો જાય રે થંભી,
 એને કોઈના શકે રે જમાડી—અખિયાં૦

સરવરતીરે એ જો હંસલો ભાળે,
 એને કોઈ ના શકે ઘર લાવી,
સપને જો જોયો એણે રાજાનો કુંવર
 કોઈ ના શકે એને ક્યાંય પરણાવી—અખયાં૦

ઊગતી ઉષાએ એને કહ્યું રે મળવાનું, તો
 સમી સાંજની માંડે એ પલાંઠી.
આમથી ઝાલું છટકી તેમથી જાયે,
 એ તો કેમે કરી નવ જાય ગાંઠી—અખિયાં૦

## પ્રશ્ન □ સુરેશ દલાલ

નાટકના પડદા પર ચીતરેલા ઝાડને
એક દિવસ ચાલવાનું મન થયું,
મૂળિયાંઓ ચાલવાનો ચાળો કર્યો,
અને પડદા પર બળબળતું રણ થયું.

લાકડાની રંગભૂમિ સળગી ઊઠી,
અહીં સાંભળીને માણસની વાતો,
વાણીની પછવાડે કેવી મીંઢાઈ! –
– મળે માણસ ને નહીં મુલાકાતો.
સોગઠાંની ચાલ જ્યારે પંખીઓ ચાલે,
ત્યારે આખા આકાશનું પતન થયું!

ખુરશીમાં બેઠેલા પૂતળાંઓ ચાવીથી,
જોર જોર તાળીઓ પાડે,
ઘોંઘાટે ટહૌકો એક ડૂબી ગયો,
અહીં પિત્તળિયા અજવાળાં આડે,
પૃથ્વીનાં પડદા પર કાદવનું ચીતરામણ:
બ્રહ્માથી કેમ આ સહન થયું?

પ્રબુદ્ધ જીવન ]

## બાર બાર □ સુંદરમ્

કૈસે કહૂંગી, મૈં ચૂપ ના રહૂંગી,
બાર બાર તેરી બાત કરૂંગી,

મૈં યોં ન કહૂંગી તૂ કૈસા હૈ,
મૈં યોં ન કહૂંગી તૂ ઐસા હૈ,

તૂ કૈસા ભી હો, તૂ જૈસા ભી હો,
મૈં બાર બાર તુઝે પ્યાર કરૂંગી.

મૈં યોં ન કહૂંગી મૈં કૈસી હૂં,
મૈં યોં ન કહૂંગી મૈં ઐસી હૂં,

મે કૈસી ભી હૂં, મે જૈસી ભી હૂં,
મૈં બાર બાર તુઝે પ્યાર કરુંગી.

મૈં જમના કે તટ પર બૈઠૂંગી,
મૈં ગંગા કે તટ પર બૈઠૂંગી,

તૂ ન આયેગા, તૂ ન જાયેગા.
મૈં કાશી કા કરવત ખા લૂંગી.
મૈં બાર બાર તુઝે પ્યાર કરુંગી.

## વરસાદ! તારા નામ પર ☐ વેણીભાઈ પુરોહિત

આજ નથી જાવું બસ કોઈના ય કામ પર ...
અલ્યા
ધિંગા વરસાદ!
તારા નામ પર

આજ આખી આલમથી અલગારી છુટ્ટી
જિન્દગીને લાધી ગઈ કંઈક જડીબુટ્ટી
આજ નથી મહેરબાન થાવું આ ગામ પર.

ચોમાસું આવે ને યાદ આવો તમે,
દિલને ગુલાબી આ ગમગીની ગમે,
જિન્દગીના ચોપડામાં જિન્દગી છે જમે,
આજ મને આવી છે ઊલટ આરામ પર.

ધુમ્મસિયું આભ અને અજવાળું પાંખું
સૂરજને ગેબ ગેબ ગોખલામાં નાખું
સપનું છે ચોખ્ખું પણ જોણું છે ઝાંખું
આજે હું તરસ્યો છું તીરથના ધામ પર.

રાગ હો મલ્હાર અગર રાગ હોય મારુ,
કેફ હોય મૃગલું, માતંગ કે કાંગારુ,
બંદરના વાવટાને કહો વારુ વારુ,
આજે હું આફરીન અંધા અંજામ પર

આજ નથી જાવું
બસ કોઈના ય કામ પર –
અલ્યા ધિંગા વરસાદ!
તારા નામ પર.

## ગઝલ ☐ મનોજ ખંડેરિયા

શબ્દોની શુષ્કતાની સતત છેડછાડ છું
રણમાં ઊભેલું થોરનું પણ લીલું ઝાડ છું

ક્યાંથી જવું સવાલ મને મુંઝવે સતત
મારી જ આસપાસ હું કાંટાળી વાડ છું

પ્રતિબિંબ કોઈ રૂપનું મારામાં નહીં મળે
હું તો સમયના આયનાની એક તિરાડ છું

ત્યાં બ્હાર શું બને છે, મને કૈં ખબર નથી
હું કૈં યુગોથી વાસી દીધેલું કમાડ છું

## આંખને મીંચીને — રમેશ જાની

આંખને મીંચીને અમે જગતને જોયું
પાંખને બીડીને અમે ગગનને મોહ્યું!

ઘડીભર આવે કોઈ
જગનું અતિથિ થઈ,
ડેરાતંબુ બાંધી, જાયે
પળમાં અતીત થઈ!
... હરખ હરખી ને
નયન હતું રોયું!
આંખને મીંચીને ૦

વ્હાલાં ને વેરી
અમે પેલી પાર રાખ્યાં
તેજ ને અંધાર
અમે જાણીને ઉવેખ્યાં
સાસને ઉસાસનું
બંધન અમે ખોયું!
આંખને મીંચીને ૦

## હાથે કરીને — રમેશ જાની

હાથે કરીને ચોરી રસ્તો લીધો
ને અમે ચૂકવી તે ગામની શેરી,
પાંપણ નમાવી આંખ અંધારી બાંધી
ને જાતને જ કરી દીધી વેરી!
હાથે કરીને અમે ૦

થોડાં પગલાંની મેર ધૂળિયા મારગનો
કીધો'તો રાતો ગુલાલ, ને
દીઠું - અદીઠું કોઈ એવું આવ્યું'તું
કે ફૂલમાં ફોરાવી ગયું વ્હાલને!
હમણાં હશે જ ક્યાંક ઝાલર બાજી
ને ક્યાંક ઘૂઘરીઓ ઝાંઝરીઆં કેરી!
હાથે કરીને અમે ૦
હાથે કરીને ઘૂંટ શામલનો પીધો
ને ઝળહળતાં રૂપ થયાં ઝેરી,
સંઘરી રાખેલું બધું પાથરી દીધું
ને પછી છૂટી ગયાં કાકણ વિખેરી!
— હાથે કરીને અમે ૦

## બપોરે ખેતરમાં ☐ વિનોદ જોશી

ચાસચાસમાં ભરબપ્પોરે દઝાય પાની તડકાની–એ આકળવિકળ દોડી,
શેઢે ભરાઈ જઈ હંફાય......................

ભતવારીનું ભાત બનીને ખેતર શેઢે બપોર ડોકું કાઢે
દાતરડાને દઈને પોરો અફાટ ઊભો તડકો ઓળ્યું વાઢે
કરી બપોરે - ઝલમલ છાંયો ડાળડાળથી લપસી પડતા સૂર્યકિરણને ઓઢી
કાગાનીંદરમાં લંબાય.........

હરણાં થઈને ગામ ભણી નજરોની તરસ્યું કેડી ઉપર દોડે
મૃગજળના બેફામ છલોછલ દરિયા ફંગોળાઈ ક્ષિતિજને ફોડે
સૂરજના ઉચ્છ્વાસ ઊગી જઈ આડેધડ ચોપાસ, ઘાસમાં એકસામટાં
વઢાઈ જઈને પૂળામાં બંધાય..............

## મૂંગા છે મોર ☐ પ્રિયકાન્ત મણિયાર

આભ આખું મ્હેંકે ને મૂંગા છે મોર
ઊભા પથ્થરની પાટ થઈ આઠે પ્હોર

ટહુકાને ટીપી ટીપી ઘડવાનો ઘાટ
મોરલાને શીખવી ઘડિયા – મોંપાટ
વાંસળી તો વેગળી, નાનકડી આંકડીમાં એટલું છે જોર!

ઝાડ થયું ઝાડ, ડોલે નહીં ડાળ
રેણ કરી રાખી સરોવર પાળ
કાતરથી કાપી લીધી માતાના પાલવની સોનેરી કોર

ડૂસકાંનો દરિયો ને આંસુના પરવત
એક એક ડાળ બની કાપવાની કરવત
પીંખે ના કોઈ નીકળે ના લોહી
ન્હોય ખૂંપે ઊંડા ઊંડા ન્હોર.

□ હરીન્દ્ર દવે

માયરામાં મોજડીઓ દીધા છે ડંખ
          એને ચૂંદડીના રેશમથી આટકો;
ભારેલી ચિનગારી ભીતર પડી છે
          જરા હળવી શી ફૂંક અને ભડકો!

કાળી માટીને લીલા પાનમાં ભરીને
          આમ બાંધી દિયો ન મારા પાય;
શમણામાં કોક ગાંઠ બાંધે ને કોક એને
               શમણામાં છોડીને જાય.
સાવ રે અબોલ મીટ માંડી ત્યાં
          સૂના આ અંતરમાં કેમ થનો ચટકો?

કેમ કરી ફરવા આ ચાર ચાર ફેરા
          કે પહેલે ચકરાવે ચડ્યા ફેર;
પહેલે ડગલે જ પાય લથડ્યા: પહોંચાશે
          સાત ડગલાં માંડીને કેમ ઘેર?
મધરાતે વેદીમાં અગ્નિ પ્રજળ્યો
          કે સાંજે સૂરજ ભૂલ્યો'તો રાતો તડકો.!

## અચરજની આંખ ☐ પ્રિયકાન્ત મણિયાર

હાલો ભાઈ હાલો! અચરજની આંખ ખૂલી!
માછલીનું વાદળ બંધાયું
માછલીનું આભ ઘેરાયું
માછલીની વેલ ઝૂલી!

માછલીનું મેઘધનુ માછલીની ધારા
છલકાયા માછલીના ક્યારા
પડી પાણીમાં માછલી ભૂલી!

માછલીનું તરુવર, માછલીની ડાળ
ઝૂલવે આ કોણ ઝોલો? મળતી ના ભાળ
એનાં રંગ રંગ ઝબકારે ગઈ દુનિયા ડૂલી!

## ગહેંક ☐ પ્રિયકાન્ત મણિયાર

બાદલમાં બેઠો છે મોર
એ તો વરસ્યો મારી કોર

ગ્હેંક — ગ્હેંકનાં ઝર્યાં ઝાપટાં
સ્વર સંવાદી ખર્યાં સામટા
ધારાએ ધારાએ એનું જોર

મેઘધનુના રંગ પીંછામાં
સ્વપ્ન ઊઘડયાં નભમાં સામાં
કળા કરીને સોહી ઊઠયો સાંધ્ય સમયનો પ્હોર.



અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

# પડદા પાછળ

તારું બદન છે પડદા પાછળ,
જગનું મન છે પડદા પાછળ.

ચાંદ અધિક સુંદર છે જેનો,
એવું ગગન છે પડદા પાછળ.

નહિતર ક્યાંથી ખુશબૂ પ્રસરે?
નક્કી સુમન છે પડદા પાછળ.

આ છે રો ફૂફૂકાર નાગોનો,
મંદ પવન છે પડદા પાછળ.

તીર નજરનાં ક્યાંથી વીંધે?
બંધ નયન છે પડદા પાછળ.

કમભાગી છે કાનના પડદા,
મૂંગું રટન છે પડદા પાછળ.

પાંપણને પડદે ન પુરાયું,
એવું સ્વપ્ન છે પડદા પાછળ.

પડદા આગળ સુંદર ભાવિ,
શ્રેષ્ઠ શુકન છે પડદા પાછળ.

નબતા પર નાટક છે "કિસ્મત",
સાચું જીવન છે પડદા પાછળ

– કિસ્મત કુરેશી

ગઝલ □ રમેશ પારેખ

જળને કરું જો સ્પર્શ તો જળમાંથી વાય લૂ
સોનલ, આ તારા શહેરને એવું થયું છે શું?

ખાબોચિયાની જેમ પડ્યા છે આ મારા પગ
તળિયામાં ભીનું ભીનું જે તબક્યા કરે તે તું?

પીળા ટપાલ જેમ મને વ્હેંચતી રહે
સરનામું ખાલી શહેરનું ખાલી મકાનનું

આ મારા હાથ હાથ નહીં વાદળું જો હોત
તો આંગળીની ધારે હું વરસી શકત બધું

પ્રત્યેક શેરી લાગે રૂંધાયેલો કંઠ છે
લાગે છે હર મકાન દબાયેલું ડૂસકું ...

ટાવરના વૃક્ષે ઝૂલે ટકોરાનાં પક્વ ફળ
નકશાઓ સૂસવે છે હવે થાય તે ખરું

આખું શહેર જાણે મિંચાયેલી આંખ છે,
એમાં રમેશ, આવ્યો છું સપનાની જેમ હું



## ઝબકારા ઝોલે ☐ પ્રિયકાન્ત મણિયાર

તારલાના લીલાં લીલાં વન બોલે રે
ક્યારે તારા લોચન ખોલે રે?

લોચનનાં ક્યારામાં ઊગ્યા તારલાના પ્હાડ
ઊગ્યા તારલાના ઝાડ
તારલાના પાન પછી ડોલે રે!

તારલાના દરિયા ને તારલાના મીન
જલના તેજ મહીં એવાં તલ્લીન
ભરતી ને ઓટ ચડે ઝબકારા ઝોલે રે
ઝોલે રે

## અંધકાર ચાલે છે ☐ પ્રિયકાન્ત મણિયાર

અંધકાર ચાલે છે ભેંસોનાં ચરણોમાં
ચોમાસું બાસ મારે માખીનાં મરણોમાં!

દૂધનો આ દેગડો બણબણતો ઢોળી નાખું
ક્યાં લગી કાદવને કીચડમાં કીકીઓને બોળી રાખું?

ચાંદનીની ધાર, આયનાનો ઓપ
રેશમનો તાર, મોગરાનો રોપ,

ખુરશીનાં નેતરમાં ચોંટેલા કલાકો
એકધારો ઊકલે છે કંટાળાનો જીન-તાકો

છેલ્લાં ફૂટયાં ફૂલને રહેવાનું
પાનખરનાં ચરણોમાં!



## નગરવટો ☐ વિપિન પરીખ

ચાંદની ઓઢી સૂતો હું તો ટહૌકો સાંભળી જાગ્યો –
ટહૌકો સાંભળી જાગ્યો હું તો સાવ અજાણ્યો લાગ્યો.
– મને હું સાવ અજાણ્યો લાગ્યો

કોઈ જનમમાં સિંહ હતો તો કોઈ જનમમાં શું?
માણસ થતાંવેંત કોણે આ નેણ મૂક્યાં આંસું?
વાદળની જેમ સૂતો હું તો ઝાકળ લઈને જાગ્યો.

ક્યારેક લીલું પાન બન્યો તો સૂરજથી હું દાઝ્યો.
સાપ બનીને સરક્યો હું તો લીલ બનીને બાઝ્યો.
ઝરણ થઈને સૂતો, હું તો પવન થઈને ભાગ્યો.

મરણ થઈને સૂતો હું તો જનમ સાંભળી જાગ્યો
જીવન સાંભળી જાગ્યો હું તો, સાવ અજાણ્યો લાગ્યો
મને અહીં સાવ અજાણ્યો લાગ્યો.

પ્રિય સુરેશભાઈ

'કવિતા'ના જૂનના અંકમાંનું કયું કાવ્ય ઈનામને પાત્ર છે એ નક્કી કરવાનું કાર્ય મને સોંપવા બદલ અત્યંત આભારી છું.

શ્રી ઉશનસ્‌નાં 'બે મૃત્યુ કાવ્યો' મને સવિશેષ નોંધપાત્ર લાગ્યાં છે. જીવનની ગહનમાં ગહન અનુભૂતિઓ બે: પ્રેમ અને મૃત્યુ. આ બન્નેનું આલેખન કરતાં જગતભરના કવિઓ થાકયા નથી. શ્રી ઉશનસે પણ પહેલા સૉનેટમાં મૃત્યુના સંદર્ભમાં મિત્રપ્રેમનું સંવેદનશીલ નિરૂપણ કર્યું છે. પહેલી પંકિતમાં આવતા ત્રણ પ્રશ્નાર્થો મૃત્યુ કેવો ગહન કોયડો છે એ વાત કલાત્મક રીતે સૂચવે છે. એ પછી આવતું મિત્રના મૃતદેહનું વર્ણન 'Morbid' તો નહિ બની જાય ને?–આવી શંકા આપણા મનમાં જાગે-ન જાગે ત્યાં તો કવિ અવસાન પામેલા પ્રાણોની વાત કરી કૃતિને સૂક્ષ્મ સ્તરે લઈ જાય છે. સોનેટની છેલ્લી પંકિતની ચોટ પણ અસરકારક નીવડે છે.

બીજા સૉનેટમાં કવિએ પોતાના મૃત્યુની જે કલ્પના કરી છે, તે પણ સંવેદનસભર છે. એનું આલેખન પણ આસ્વાદ્ય બન્યું છે. 'અધવચ ખરી સૌ 'સહગતિ', જેવી પંકિતઓ છંદોલયની દૃષ્ટિએ પણ નોંધપાત્ર છે. સૉનેટ–સ્વરૂપની ક્ષમતા હજી ખૂટી નથી એવી પ્રતીતિ પણ આ બંને કૃતિઓ વાંચતા થાય છે.

પ્રકાશ મહેતાના નમસ્તે

☐ હરીન્દ્ર દવે

એમ લાગે છે કે મધરાતે સિતારા ન રહ્યા,
ફૂલને આગમાં નાખ્યા ને તિખારા ન રહ્યા,

મારી દુનિયા જે ઘણીવાર તો મારી ન રહી,
મારા દુશ્મન જે કોઈ વાર તમારા ન રહ્યા.

આમ ને આમ ભટકતો રહું છું રાતદિવસ
માત્ર રસ્તા છે બધે, કયાંય ઉતારા ન રહ્યા.

ધીકતી આગમાં એક સત્ય મને સમજાયું
રણ તો મારા ન હો, પણ ઝાંઝવા મારા ન રહ્યાં.

એક કલાકારની માફક એ ઘાટ લઈ બેઠા,
છે ચિતા શોભતી, ત્યાં કાષ્ટના ભારા ન રહ્યા.

ગીત □ મહેશ શાહ

યમુના - કિનારો સૂમસામ, ઘનશ્યામ!
તમે આવો જો હૈયે વસે તો કોઈ રામ.

એક દિવસ એવો તો યાદ કરો શ્યામ
જ્યારે રાધાએ મુખ ના બતાવ્યું,
વાટ મહુ આવે તે પડતું - આખડતું ને
દોડી દોડી હૈયું હંફાવ્યું,
પડતાં મૂકીને સહુ કામ, ઘનશ્યામ!

સાંજ પડે ગાયોની ખરીઓના તાલ સાથે
મુરલીના સૂર નથી વાગતા,
ખરડાયા ધૂળથકી બીજા ગોવાળ છતાં
માધવ જેવા યે નથી લાગતા.
યાદ કરો ગોકુળિયું ગામ, ઘનશ્યામ!

ફૂલની કદમ્બની જળની જમુનાની કે
મુરલીની વાત નહીં જોઈએ,
મારે મન એક રહી માધવ મોલાત બીજી
કોઈ મિરાત નહીં જોઈએ,
એક વાર રાખો મુકામ, ઘનશ્યામ!

□ સુરેશ દલાલ

સૃષ્ટિના આ શ્વાસને તમે સાંભળી શકો
—એટલો ગહન પ્રાન્ત:
મન આ મારું નીરવ નીરવ:
જાણે મન નથી એમ શાન્ત!

ટહુક્યું કોઈ સ્હવાર થઈ, રાત થઈને મ્હેક્યું,
નીંદની પારનો દેશ: એમાં એક શમણું છે વણદેખ્યું.
ખુલ્લી આંખે ક્યાંય ન ડહોળાય શમણું
એવું આહીંયાં કોણે જાળવ્યું આ એકાન્ત?

ઘાસમાં પેસી થાય લીલોછમ કાચીંડો
ને તોય પાછો એ સાવ કોરો ને કોરો;
સહુની સાથે હળતોમળતો, તોય અજાણ્યા સાંઈની સાથે
જાય પરોવાઈ ઝીણો મારો દોરો.
નામના મારા પાટિયામાં હું વસતો રહું,
—એટલો નથી ભ્રાન્ત;
સૃષ્ટિના આ શ્વાસને તમે સાંભળી શકો
—એટલો ગહન પ્રાન્ત

ગીત ☐ સુરેશ દલાલ

કન્યાનાં ફ્રોકને ફૂટ્યાં છે સ્તન અને છોકરાની છાતીને વાળ;
ઝરણામાં એકાએક ક્યાંથી આ ફૂટ્યો છે દરિયાનો ભરતી જુવાળ?
એક એક આંગળીમાં કેસૂડો આંખમાં મહેફિલના ઝુમ્મરિયા સૂર:
સુંવાળા કેશ જેવી સાંજની હવા અને નીતરતી મોસમનું પૂર.
ભમરાના ગુંજનમાં ફૂટે કેમ ફૂલ એવો રાતરાણી કરતી સવાલ! કન્યાના૦

લીલાછમ વનની આ કેડીઓ આંખને જળની તળાઈ જેવી લાગે,
વાદળમાં રંગની ઊડતી કુંવારીઓ ફૂલની રજાઈ જેવી લાગે.
પોતાને પીંજરેથી નીકળી પડ્યા હવે જીવતર પણ રેશમી રૂમાલ! કન્યાના૦

ચિત્રલેખા ]

ગીત ☐ સુંદરમ્

હું મંજુલ મધુરું ગીત,
પરમ મુજ કવિજન – મન શું પ્રીત.

હું કલકલ ઝરણું રુમઝુમતું ગિરિચરણોમાં જઈ આળોટું
હું વનવિહંગને કંઠે વસી હરિસ્તવન રચું છોટું મોટું–હું૦

હું બાળમુખે પ્રગટું લલલા, ઊછળું યૌવનનાં અંગોમાં
હું કામિનીનું કરકંકણ થૈ રણકું પ્રતિ ભંગ-અભંગોમાં–હું૦

હું તુલસીકર તુલસી માલા થૈ રામરામ હરિનામ રટું,
હું મીરાંપદ ઘન ઘૂંઘર થૈ ગિરિધર ગાતી છુમછૂમ નટું–હું૦

હું નરસૈં કર કરતાલ બની મુજ શામળિયો આરાધી રહું,
હું દાસ દયાની રાધા થૈ સબ રંગ ગુલાલની વાત કહું–હું૦

હું વસંતની થઈ પિચકારી મેરો લાલ કનૈયો રંગી દઉં,
હું દાસ કબીરનો દાસ બની સિરટોપી ધરી સબરંગી થઉં–હું૦

## શું લહું? ☐ રાજેન્દ્ર શાહ

એવું કંઈ તે શું લહ્યું મુજ નયને?
વળી વળી એ જ નિહાળું, પામું
પલ પલ અભિનવ પરિચયને!

નીરવ નિલયમાં સૂણું
ચરણની ગતિ ઉપન્યો મૃદુ છંદ,
સદ્ય ખીલ્યાં ફૂલની મધુમય
શી અંચિત વાય સુગંધ!
કંઈ કેટલે ઈંગિત એનો
થતો સ્પર્શ અહીં આયને!

મન મુજ લહર લહરમય કવને,
કલ કલ જાય વહી નભ પવને.

હવે નયન આ જણાય ખુલ્લાં
હોય તો ય તે બંધ;
બંધ હોય તે લહે અનુપમ,
અભાવથી નહિ અંધ
સ્વપ્ન સમું જાગ્રતિમહીં ને
જાગ્રત સમ રે, મુજ શયને.

☐ અમૃત ઘાયલ

દેવા સમું જે દિલ હતું આપી દીધું અમે,
આ દુઃખ છે પણ એ આપવા જેવી જણસ નથી.

## પંખીને ઉડાડી મેલ્યું ☐ વેણીભાઈ પુરોહિત

બાઈ, મારું તપ છે તોરીલું
અને મારી તૃષ્ણા તિતાલી –
ફૂલડાંને ફેંકી દઈને
ફોરમ બાંધવા ચાલી.
છેડલો છે છુટ્ટોમુટ્ટો, ગાંઠ છે નમાલી:
બાઈ મારી તૃષ્ણા તિતાલી૦ –

ગીતડાંને પ્રીત દીધી, પ્રીતડીને ગીત,
અંધારાણી હારી ગઈ ને ઝંખનાની જીત:
ફૉલને પાલવડે બાંધ્યા: પાલવ ખાલી ખાલી.
બાઈ મારી તૃષ્ણા તિતાલી૦ –

મારગનું મેં કાંડું પકડ્યું, વીંધી નાખી વાડ,
સપનાંઓ સપનાંની વચ્ચે ખાધી ભોંયપછાડ
હેત - પ્રીતના પૂમડામાં હિનાની છે લાલી:
બાઈ મારી તૃષ્ણા તિતાલી૦ –

કોઈની લૂલી લાગણીઓ ને કોઈનો લૂલો લાગ,
તરવૈયાને સામો કાંઠો, મરજીવાને તાગ:
પંખીને ઉડાડી મેલ્યું; ટહુકો લીધો ઝાલી –
બાઈ મારી તૃષ્ણા તિતાલી૦ –

## અસાંગરો ☐ વેણીભાઈ પુરોહિત

છેલાજી અમને
અલબેલો લાગે રે આસાંગરો.
મારુજી અમને
ઘેલોઘેલો લાગે રે આસાંગરો.

સૂરજમુખીનાં ફૂલ રાતડીમાં ખીલ્યાં,
આંખડીનાં મૃગલાં આ ઝાંઝવામાં ઝીલ્યાં,
કાળજાના કાવામાં જોબનિયાં ડૂલ્યાં:
ઘેન છે ગુલાબી
ને પ્રીતડી છે ચાબી –
– કે મારો ચાંદલિયો ચૂંચો ને સૂરજ છે માંજરો;
છેલાજી, અમને અલબેલો લાગ્યો રે આસાંગરો.

દરિયાના કાંઠાને મોજાંની માયા,
નદિયુંનાં નયણાંને તરુવરની છાયા,
ઝરણાંમાં પર્વતના પડછાયા નાહ્યા:
સપનાં આ સામટાં
ને ભરમાવે ભામટાં –
– કે મારા પાણીના પંથકને કેમ કહું પાંસરો?
મારુજી, અમને ઘેલો ઘેલો લાગે રે આસાંગરો.

ચૂંદલડી ઓઢું ને રૂપ મારું ઢાંકું,
આશાના તોરણમાં તારલિયા ટાંકું,
દર્પણમાં જોઈ લેતી સ્હેજ વાંકુવાંકું:
વાંકો અંબોડલો
ને વાંકો છે ટોડલો –
– કે મારા આયખાના ઓરસિયે વાટ્યો છે ભાંગારો:
છેલાજી, અમને અલબેલો લાગ્યો રે આસાંગરો.

## રેતી □ વેણીભાઈ પુરોહિત

રેતીના દરિયામાં તરતાં જો આવડે તો
દરિયાના દરિયા હું કરી નાખું પાર:
સાંઢણીએ સોંઢીને દૂરદૂર જાઉં છું —
આગમને આંગણેથી માલમને દ્વાર.

રેતીની ઓકળીઓ ભાયગની ભાત સખી,
વાયરો વિધાતા થઈ પાડે છે રોજ :
સપનાંનાં પંખી ત્યાં અધ્ધર ઊડે છે તો ય —
કલરવનાં પગલાંની છાપનો ય બોજ

પ્રેમની વાતું કંઈ રણમાં રોળાઈ જાય
રેતી ચોળાઈ જાય ચૂંદડીની જેમ :
કાળજાના કાપા તો રણમાં રેલાય અને -
ચાસ ચાસ ચાસ ચગે પ્રેમ

## નદીનાં વ્હેણ વાંકા ☐ જગદીશ જોષી

સાવ સીધી નદીનાં વ્હેણ વાંકાં થયાં
અને વાંકી નદીનાં વ્હેણ સીધાં,
કાંઠા પર મ્હોરેલાં લીલાં પડછાયાના
પાંપણથી વ્હેણ અમે પીધાં.

સૌરભની શાલ હવે ઓઢે હવા
પણ વાયરાનો સોળ તોય વાગે
રણઝણતા ક્યાંક ક્યાંક ઊડે છે આગિયા
પણ આંખોમાં અંધારું જાગે
તારી નદીની અમે નાવ મારા નાવિક !
એવા સોગંદ અમે લીધા.

ચરણોને ચાલવાની ઝંખા જાગી
ત્યાં રસ્તાઓ ફરી [illegible] આડું
આંખોના કૂવામાં આંસુના મધપૂડા
તરસ્યાને કેમ સાદ પાડું ?
તારી વાતોમાં અમે એવા ડૂબ્યા
કે અમે અમને ઓળખામણા કીધા.

## કેમ કરીને □ જગદીશ જોષી

આટલા બધા સંબંધ : એને એમ કરીને રાખું
શબરીની જેમ એક પછી એક બોરને જાણે ચાખું.

નહીં જાણું હું કઈ ઘડીએ આવશે છેવટ રામ
રાતાં રાતાં બોરની પાછળ ચમકે કોનું નામ.

પહેલાં મને રામજી ! ચાખો : લાગણી મારી લીલી
ઝૂંપડીની આસપાસમાં જુઓ, વાડી કેવી ખીલી.

રામજી ! આ તો તારી વાડી ખીલ્યાં તારાં ઝાડ
બોરના કરું ઢગલા જાણે ફૂલના મહેંકે પહાડ

પહાડની પડખે રામજી ! તમે નદી થઈને વહો
લયનો દીવો તરતો તરતો કોઈ કિનારે લહો !

## અમે નહીં — હસિત બૂચ

ઝરો અમારી છાતીઓ ખળખળતો;
એ કંઈ અમે નહીં !
રહ્યો આંખમાં દીવો જે ઝળહળતો;
એ કંઈ અમે નહીં !

અમે આજ લગ બધું અમારું
ગણી ગણીને ચાલ્યાં;
અમે કદી કરમાયાં, એવાં
કદી વાદળે મ્હાલ્યાં;
હવે કહ્યું : એ અમે નહીં,
રે, અમે નહીં !

અમે ન લાવ્યાં નવું કશું યે,
કશું ય લી ના જાશું;
કણકણ અમે છવાયાં'તાં, ને
કણ કણ ફરી છવાશું;
ઈતર વાત જે : અમે નહીં !
એ અમે નહીં !

સૂર અહીં જે નખલીએ ઝણઝણતો;
એ કંઈ અમે નહીં !
શ્વાસ અમારો કેસરથી મઘમઘતો;
એ કંઈ અમે નહીં !

## ગીત □ જયન્ત પાઠક

વ્હેતાં પાણીને હવે વાળવાની વાત
અને ખાળવાની વાત બધી મેલો;
નવસેં નદીઓ આ તો રેલ અને છેલ,
નથી પાદરના નેળિયાનો રેલો!

પડતાં પાણીમાં કોરાં ફરવાની વાત
કોરાં ગણવાની વાત બધી મેલો—
ધારા ધારામાં અહીં વાદળાં વણાય
અને વસ્તર વાયુનાં ભીંજેલાં!

ઘૂઘવતાં પાણીમાં તરવાની વાત
પાર કરવાની વાત બધી મેલો;
ખાડો ને ઝાડો પછાડની આ તાણ—
આ તો હેઠથી આવેલ કોઈ હેલો!

અકાશી હાથ લિયે પ્રથમીને બાથ
તયેં આળગાં રહેવાની વાત મેલો,
પ્રલેનાં પૂર જાય દોડયાં ચકચૂર
ભલે આપણો ય ભવ જાય ભેળો!

ગઝલ ☐ જયન્ત પાઠક

આવ્યો અષાઢ, આવ્યા દિવસો વહી જવાના;
તીરે ઊભા રહ્યા ને તીરે રહી જવાના!

છૂટ્ટી જબાનથી આ ઝરણાંની લાખ, પ્હાડો
ભીની હવામાં વાતો ભીની કહી જવાના.

પાવાના સૂર માથે મેળો ચગ્યો મજાનો
છોગાથી ગાંઠી છેડા, છૂટી કયહીં જવાના?!

આંખોમાં ઊભરાતા ઉરના બધા ઉછાળા
કહેતા ઢળી ઢળી કે દિવસો વહી જવાના

પ્હાડોની પારથી આ ઊડતો રૂમાલ આવ્યો –
ઝૂરતી પરી કહાવે: ક્યારે ગ્રહી જવાના?

આ ફીણિયાં સ્મિતો ને તોફાન ડ્હોળું ડ્હોળું–
આખર વહી વહીને સાગર મહીં જવાના!

## બે ગઝલ □ હેમંત ધોરડા

અથવા નિશેપ ઓગળી જવા જગા કહો
અથવા પીગળતા ડંખમાં થીજી જવા કહો

શ્વાસોની ગરમી હોઠની ભીનાશ યાદ રહે
એક વાત મારા કાનમાં ભૂલી જવા કહો

સો વાર પૂછો તો ય નહીં લઉં તમારું નામ
પાછળથી આંખ દાબી મને ધારવા કહો

જાગે છે એક ખાસ ગઝલ આંગળીઓમાં
સંભળાવવા કહો ફરી સંભળાવવા કહો

ઓગાળી મૂગા સ્પર્શમાં સઘળું વહાવી દો
ચુંબનને બોલ બોલ કર્યાની સજા કહો.



નખમાં વધે છે લાગણી રુંવાંમાં સ્થિર છે,
નસનસમાં જે વહે છે એ કેવળ રુધિર છે.

ભીની બગલની ગંધથી તું પણ વધુ નથી
મારી ય પાસ માત્ર આ મારું શરીર છે

એનું ય દુઃખ છે સ્પર્શ કશું બોલતો નથી
એનો ય રંજ છે કે ત્વચા પણ બધિર છે

આકાર વાદળોનો છું તારા નયનને હું
તું મારી આંગળીઓને વહેતો સમીર છે

ભૂરાશ મારા આભની તું ઓળખે નહિ
મારે ય તારી રાતે અજાણ્યાં તિમિર છે.

**પોરબંદર તા. ૧૨/૧૨/૭૫ એક ઘટના ધર્માન્તરની ☐ રમેશ પારેખ**

એક વાણિયાનો છોકરો કાલે વટલાઈ ગયો દરિયાની નાતમાં

આંખમાંથી કંઠીઓ તૂટી ગે ચૂપ થયા ઝાલરમાં ડંકાના કાન
દરિયાથી છેવાડે નાંગરેલ છોકરામાં અફળાયાં ભીનાં તોફાન

તો પછી લંગરની જેમ એના પથ્થરમાં ખૂંતેલા હાથ શી વિસાતમાં?
એક વાણિયાનો છોકરો કાલે વટલાઈ ગયો દરિયાની નાતમાં.

દરિયાને પોતાનો સ્વર્ગવાસી બાપ હોય એ રીતે છોકરાએ જોયો
ભાંગેલા છોકરામાં ખૂણે ખૂણે ફરી વળ્યો દરિયાનો હાથ વ્હાલસોયો

છોકરો ને છોકરાની પાણી પાણી આંખ ભળ્યાં પાણીની છાકટી જમાતમાં
એક વાણિયાનો છોકરો કાલે વટલાઈ ગયો દરિયાની નાતમાં

☐

**નમાયા બાળકનું ગીત ☐ રમેશ પારેખ**

જો દરિયો મારી મા હોત તો મારે પણ મા હોત

કોઈ અમસ્થા પાણીનો પડછાયો વળગી વળગી ભીની બકી કરત પાંપણમાં
કદીક મારી ડૂબી જવાની હોનારતને માટે મીઠી નદી હોત કારણમાં
અંદર માનો છાલકછાલક સાદ બહાર વરસાદ હાથમાં જળબંબોળા હોત
જો દરિયો મારી મા હોત તો મારે પણ મા હોત

માતામાં પગ બોળીને છબછબિયાં ભૂસ્કો ડૂબકી ભૂસ્કો ડૂબકી ભૂસ્કો લ્હેર
ભુલામણી વચ્ચેથી માની સ્તનઝરતી આંગળીએ વળગી પાછો આવત ઘેર
તો પંખીઓ સુક્કીતળાવ આંખ મૂકીને ઊડી ગયાં ના હોત
જો દરિયો મારી મા હોત તો મારે પણ મા હોત.

# એક ગઝલ કક્કાની □ આદિલ મન્સૂરી

ક બહુ લીસ્સો હતો લપસી ગયો   ખના પગમાં ખોડ તે મોડો પડ્યો
ગના બે કટકા છતાં સાથે રહ્યા   ઘનું મોઢું બંધ ગુંગળાઈ મર્યો.
ચ બગાસાં ખાય છે તે જોઈને   છને આવી છીંક ૨, ૩, ૪, ૬
જનો હાથ ઊંચો થયો સત્કારમાં   ઝઓ લાંબા થૈને ઝટ ઝાલી લીધો
ટ બહુ ચંચળ ઉછળતો, કૂદતો   લપસ્યો પછડાયો ને ઠ ડ ઢ થયો
ત હતો તૈયાર કૂદકો મારવા   થએ કાઢીં આંખ તો થીજી ગયો
દને પગ નહોતા કે ઊભો રહી શકે   લૈને ટેકણ લાકડી ધ થૈ ગયો
નને વાંકી પૂંછડી નડતી રહી   પએ વીંઝી પાંખ, પીંખાઈ ગયો
કને ઊગી પૂંછડી કહેવાયો ફ   બ ના પેટે ગાંઠ તે રડતો રહ્યો
ભ ફરે છે સૂંઢને ડોલાવતો   સૂંઢ તૂટી ગૈ તો ભ નો મ થયો
ય ફૂલેલા પેટથી શરમાય ને   રને દુર્બળ દેહનો છે વસવસો
લ લડે છે ઢાલ ને તલવાર લૈ   વને લાગી બીક તે નાસી ગયો
શ ને ષ સ ત્રણે સગ્ગા ભાઈઓ   ચોથો ભાઈ હ જે પિત્રાઈ હતો

ળ ક્ષ ને જ્ઞ રહી ગ્યા એકલા
આમ આ કક્કો અહીં પૂરો થયો.

ગીત-ગઝલ અંક : 'શબ્દની હું તો બારમાસી છું'

તંત્રી : સુરેશ દલાલ

વર્ષ ૮: અંક: ૬, ઑગસ્ટ ૧૯૭૫

સળંગ અંક: ૪૮

મુખપૃષ્ઠ: } દિનેશ દલાલ
સજાવટ : }




# કવિતા

[ દ્વૈમાસિક ]




હવે પછી સૉનેટ અંક



સૂચનાઓ: વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ: દેશમાં રૂપિયા નવ, પરદેશમાં સોળ, છૂટક નકલનો રૂપિયો દોઢ.
પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ–૧.

KAVITA Regd. No. R.N. 16800/67



## શ્યામ

મેશ ન આંજું, રામ !
લેશ જગ્યા નહિ, હાય સખીરી !
નયન ભરાયો શ્યામ !
આજે મેશ ન આંજું, રામ !

એક ડરે હું રેખ ન ખેંચું,
ભલે હસે વ્રજવામ !
રખે નયનથી નીર વહે તો
સંગ વહે ઘનશ્યામ !
આજે મેશ ન આંજું, રામ !

કાળા કરમનો કાળો મોહન,
કાળું એનું નામ !
કાજળની વધુ કાળપ લાગે
કરશે કેવાં કામ ?
આજે મેશ ન આંજું, રામ !

નિનુ મઝુમદાર

